જ્યોતિષકલ્પતરૂ એ બે ગ્રંન્થો મને જયોતિષનો શોખ હોવાથી આપને ત્યાં અગાઉથીજ નામ નોંધાવી મંગાવેલા તે આવ્યા ત્યારથી આજ સુધી શાન્ત રીતે વાંચી તેમજ મનન કરી જોતાં આપે લીધેલા શ્રમ માટે તેમજ આપની વીદ્વતા માટે મને ઘણોજ આનંદ થયો.

**મહારાણાશ્રી ગુલાબસીંહજી ગેમલસીંહજી,**

પ્રતાપપુર.

તા. તલોદા.

જી. ખાનદેશ.

---

સુરત લુહારપોર—ગુરૂવાર. તા. ૨૭—૬—૧૨

રા. રા. **જોશીજી મહારાજ સોમેશ્વર દ્રારકાદાસ.** મુંબઇ.

આપની જયોતિષ વિદ્યામાં ઉંડાણુ નિધા, શક્તિ, ગણત્રી અને પારદર્શક યંત્રની માફક જે બારીક સમજથી ઇષ્ટ અને ગુરૂની કૃપાથી સદ્‌બુદ્ધિ શાન્તી અને દઢતા, સાથ નીર્લોભીપણાથી જાહેરમાં જયોતિષના ત્રણ ગ્રંથો બહાર પાડી જન સેવામાં દ્રવ્ય, વખત અને ઉત્સાહ પૂર્વક કામ બજાવ્યું છે. તેમાં ઘણે ભાગે લોકોની જંઝાળ દુર થતાં ખામીઓ સમજવાને આ તમામ ગ્રંન્થો અમુલ્ય રત્નો સમાન છે.

લી. **આશીષ સાથે આપનો** માસ્તર **એમ. કે. ઓઝા.**

---

બાટલીવાલાનું ઘર. કોટ બુબાખાનાના પાસે.

મુંબાઇ, તા. ૧૫મી મારચ ૧૯૧૨.

**જોશી. સોમેશ્વર દુવારકાદાસ.** જોગ. સાહેબ જોતિશવીદ્યાના એક અદના અભીઆસી દાખલ આ લખી તમુને ખરાં અંતઃકરણથી મુબારકબાદી આપવાની રજા લઉ છુ કે આપે જે એવિદ્યાને લગતાં " જયોતિષકલ્પતરૂ " નામના બે ઉમદા પુસ્તકો બહાર પાડયાં છે. તે પુસ્તકોએ આજ લાંબો વખત થઆં માલમ પડેલી એક ઘણીજ અગત્યની હાજતને, અચ્છી રવેશે પુરી પાડી છે. જોતીષ વિદ્યાનું થોડુંક જ્ઞાન આપણા આ અદના સેવકે હાંસલ કર્યુ છે અને તેને આધારે બેશકજ તમોએ ઉથાવેલો શ્રમ, તમારી ધીરજ ખંત અને જોતીશવીદ્યા ઉપરની તમારી ઉંચી આસ્થાનો, એક ઉત્તમ પુરાવો પુરો પાડે છે.

**લી. સેવક કાવસજી નશરવાનજી મીસ્તરીના સલામ વાંચશોજી.**

---

**બીલીમોરા**, તા. ૧૨-૩-૧૯૧૨

સદા સુખી મેહેરબાન **જોશીરાજ સોમેશ્વર.**

આ ગ્રંથો તમારી યાદગારી કાયમ રાખશે કારણ જે એ સાયન્સથી માહીતગાર છે. તેઓ ચોપડીઓની વખાણ ઘણીજ કરે છે કે આખું જ્યોતિષનુ સાયન્સ એમાંજ ભરેલું છે. યઝડાં તમારાં દરેક કામને એ પ્રમાણે વખાણને પાત્ર કરે છે. એ કામથી ફૂરસદ પામીને મારૂં આ સાલનું વર્ષ બનાવીને મોકલશોજી

**ખરશેદજી બેજનજી** પંથકીની સલામ વાંચશોજી

---

**ચીચણ**, તા. ૧૪-૨-૧૨

વેદમુર્તી **સોમેશ્વર દ્વારકાંદાસ જોશી**, જોગ, મુકામ મુંબઇ.

ચીંચણથી લી. શા. નરશીલાલ હરીલાલના પ્રમાણ સેવામાં અંગીકાર કરશોજી, જત આપે "જાતકપારિજાત" અને "જ્યોતિષકલ્પતરૂ" બે ગ્રંથો મૂળ સહિત ગુર્જર ભાષામાં ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ કરી મોકલ્યા તે ગ્રંથો બે દીવસ થયા મને મળ્યા છે. ગ્રંથોમાં જ્યોતિષની ખરી ખુબી અને સૂક્ષ્મ વિચારો કરવાના છે. તેનું આપના ગ્રંથમાં યથાયોગ્ય અતિ ઉત્તમ દિગદર્શન થએલું છે. જેને જ્યોતિષની સાધારણ માહિતી હશે તેને એક પ્રકારનો અલભ્ય લાભ અને આનંદ થયા વિના રહેશેજ નહિ એવો જે આપનો પરિશ્રમ છે. તેને ધન્યવાદ ઘટે છે.

**લી. નરશીલાલ હરીલાલના પ્રણામ સેવામાં અંગીકાર કરશોજી.**

---

૩૩૪-૩૩૮ લોહાર સ્ટ્રીટ.

તા. ૨૧ મે, ૧૯૧૨. મુંબાઈ.

**જોશી સોમેશ્વર દ્વારકાંદાસ** જોગ, મારા સાહેબ.

જત તમો તરફથી જ્યોતિષકલ્પતરૂ નામના પુસ્તકનું લગભગ ૧૩૦૦ પાનાનું એક દળદાર વાંલ્યુમ મને મલ્યું છે.

મહારા નાકેશ વિચાર મુજબ આ એક સાધારણ **ગ્રંથ** નહી પણ જ્યોતીશ શાસ્ત્રનુ એક **જ્ઞાનચક્ર** અને સાઇક્લોપીડીયા છે કે કઠણ વીષયનો શોખીન અભ્યાસીઓને એક કરતાં વધુ ખુલાસાવાર અને ઉપયોગી પુસ્તક મલી શકે તેમ નથી અને તે સારૂ આવાં એક કીંમતી પુસ્તકની સગવડ

કરી આપવા સારૂ ગુજરાતી વાંચનારી આલમ તમોને માટે આભારી રહે છે જી.

લી. તમારો નમ્ર સેવક **ફરામજી આલપાઇવાલા એમ. એ.**

---

પરેલ; ટેંન્કરોડ, તા. ૨૫-૬-૧૨ મુંબાઇ.

**જોશી સોમેશ્વર દ્વારકાંદાસ જોગ**

જત લખવાને વીશેષ ખુશી ઉપજે છે કે તમોએ છપાએલા જ્યોતિષ કલ્પતરૂ ગ્રંથના બંન્ને ભાગો અમોએ ખરીદીયા છે અને તેઓને બહુ બારીકીથી વાંચ્યા છે. અને ત્યારબાદ હમો એવા અનુમાન પર આવ્યા છઇએ કે તે ગ્રંથો અતી ઉપયોગી છે તેમાં મુખ્ય કરીને જ્યોતિષનો અભ્યાસ પુરતા ઉમેદવારોને ગણીત તથા ફલાદેશનું બેહદ ગ્નાન સંપાદાન કરવાને એક અમુલ્ય તક આપે છે અને જે લાંબા વખતથી સંપૂર્ણ પુસ્તકની ખોટ હતી તે આ ગ્રંથે પુરી પાડી છે તેને માટે કોઇ પણ શખસ બેમત ધરાવી શકશે નહી.

બીજું ઉપલા ગ્રંથ સાથે વળી જાતકપારીજાત નામનો ગ્રંથ પણ જેટલુ કહીએ તેટલુ ઓછુ છે અને તે પણ એટલીજ અગત્યતા ધરાવેચ અને હમોએ કીતાઓ ખરીદ કરનારાઓને સખત ભલામણ કરીએ છઇએ કે એ કીતાબોનો બહોળો અભ્યાસ કરવો કે જેથી કરીને જોતિષ શું ચીજ છે તેની કીંમત પીછાણવાની તક મલશે.

ખરેજ આ પુસ્તકોને માટે તમારા જેવા ગ્રંથ કર્તાને ધન્યવાદજ ઘટે છે.

લી. તમારા દુવાગીર **મનચેરજી શાપુરજી નારીએલવાલા,**

---

**તા. ૫-૩-૧૨**

**દાદીશેઠ અગ્યારીલેન નં. ૧૧૪ મુબાઇ.**

રા રા. **જ્યોતિર્વિદ શ્રીયુત સોમેશ્વર દ્વારકાંદાસ કપડવંજવાલા**

**જત આપના તરફથી જ્યોતિષના જાતકપારીજાત મૂળ સહીત ગુજરાતી ભાષાંતર અને જ્યોતિષકલ્પતરૂ એ નામના આપશ્રીના તરફથી બનાવેલાં બંન્ને પુસ્તકો મે આદ્યંત્ય વાંચ્યાં છે એ પુસ્તકો તૈયાર કરવામાં તમોએ**

ઘણો પરિશ્રમ કર્યો છે સંસ્કરૂત નહી જાણનારાઓને અતિ ઉપયોગી છે હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે આપશ્રીના લખેલા બંન્ને ગ્રંથો ઉપર મને અનુરાગ થવાથી જોતાં તેની ભાષા શૈલી અને વીચાર અત્યંત ઉત્તમ પ્રકારના છે માટે હુ આશા રાખુ છુ કે આપના એ પુસ્તકોથી જ્યોતિષ વિદ્યાના શોખીનો પોતાની રસજ્ઞનો ઉપયોગ કરી આ પુસ્તકને ઘટીત ઉત્તેજન આપશેજ.

લી. જ્યોતિર્વિંદ ગૌરીશંકર મંછાશંકર (સુરતવાલા)ના પ્રણામ.

---

તા. ૨૮-૨-૧૯૧૨ મુબઇ.

કાલબાદેવી રોડ કેવળભાઇ જયચંદનો માળો.

શ્રીયુત મહાશય વેદશાસ્ત્ર સંપન્ન જ્યોતિર્વિંદ ભુષણ **જોશી સોમેશ્વર દ્વારકાંદાસ** મુ. મુબઇ લી. જોશી ગણપતરામ મોતીરામના પ્રણામ સ્વીકારશો. વીશેષમાં લખવાને આનંદ થાય છે કે જ્યોતિષકલ્પતરૂ તથા જાતક પારીજાત નામનુ ભાષાંતર એમ બંન્ને ગ્રંથો ગણીત વિષય **ગ્રહલાઘવ કેશવીના** ગણીત ભાગના અન્વયાર્થ સાથે તથા જાતક તાજકનાં ફલાધીશ વીગેરે ઘણી નવીન બાબતો વાંચનાર તેમજ શીખનાર ગ્રહસ્થો યા વિદ્યાર્થિ વર્ગ વીગેરેને સરળથી સમજીને શીખી શકાય તેવીજ રીતે માહા પ્રયાસે જ્યોતિષ શાસ્ત્રના ઘણા ગ્રંથોમાંથી બન્ને રત્નરૂપ પુસ્તકો બનાવી જગતમાં નામાંકીત કીર્તી મેળવી છે તેથી કરીને હુ ખાત્રી પ્રર્વક કહુ છુ કે તમોએ આ એક અમુલ્ય લાભ લીધો છે જોકે જોતિષ શાસ્ત્રના પુષ્કળ ગ્રંથો છે તેમાં કેટલાકતો ગુજરાતી ભાષામાં પ્રગટ થયા છે પરંતુ આ આપના પુસ્તકોની ગરજ સારે એવું એકે પણ પુસ્તક મારા જોવામાં હજુ સુધી આવ્યું નથી જેથી આ પુસ્તકો વિદ્યાર્થી વર્ગને અતી ઉપયોગી થઇ પડશે. એટલુજ નહી પણ આ પુસ્તકો જેઓએ જ્યોતિષનુ કાંઇ પણ જ્ઞાન મેળવ્યુ નથી તેવાઓને પણ જ્યોતિષ સબંધી જો કે જ્ઞાન મેળવવુ હસે તો આ આપના પુસ્તકોની મદદથી તે પોતાની ઇચ્છા પ્રમાણે મેળવી શકશે તે નીસંશશય છે વીશેષમાં આપના ઉઠાવેલા પરીશ્રમને મહાન જગકર્તા સફળ કરો એવી મારી તે પ્રભુ પ્રત્યે નમ્ર વીનંતી છે.

લી. **જોશી ગણપતરામ મોતીરામ.**

---

મુંબઈ—ફોરજેત સ્ટ્રીટ તારદેવ તા. ૨૧ મી મેહે ૧૯૧૨

**જોશી સોમેશ્વર દવારકાંદાસ સાહેબ.**

જત આપનો લખેલો ગ્રંથ નામે જ્યોતિષકલ્પતરૂ મેં વાંચી જોયો છે અને હુ જણાવાને ઘણો ખુશી છુ કે **ગુજરાતી મરાઠી** અથવા **હીંદી** ભાષામાં એવો જ્યોતિષનો બીજો કોઇબી સંપૂર્ણ ગ્રંથ બહાર પડયો નથી. એમ હુ માનુ છુ હીંદી ભાષામાં જે રણવીરજ્યોતીર્મહાનીબંધ નામનો ગ્રંથ અત્યાર સુધી ઘણો કીંમતી ગણાતો હતો તેમાં સમાયલી તમામ અગત્યની બાબતો ઉપરાંત તમારા જ્યોતીષકલ્પતરૂમાં ઘણી વધારે બાબતોનો સમાવેશ થયેલો છે એટલે એ ગ્રંથ ખરીદ કરનારને જ્યોતિષના બીજા ગ્રંથોની બીલકુલ જરૂર રહે એમ નથી. એ ઉપરાંત તમોએ જાતક પારી-જાતનો ગુજરાતીમાં તરજુમો કરીને ઘણુજ ઉપયોગી કામ કર્યું છે જાતક પારીજાત ઉપર વિદ્વાન જોષીઓ ઘણો વજન આપે છે અને એવો ગ્રંથ અત્યાર સુધી સંસ્કૃત ભાષામાં હતો તેનો તરજુમો કરી તમોએ જ્યોતિષના જીજ્ઞાસુઓને માટે એક કીંમતી કામ બજાવેલુ છે જેમને જ્યોતિષના વિશ્વાસ લાયક ગ્રંથો વાંચવાની ઇચ્છા હોય તેમને આ તમારા ગ્રંથો અત્યંત ઉપયોગી થઇ પડશે એવી મને ખાતરી છે માટે હુ એ ગ્રંથોની પુરતી ભલામણ કરૂ છું.

લી. સેવક **ફરામજી બેરામજી પટેલ,**

---

મુંબઈ. તા. ૨૫ મી માર્ચ ૧૯૧૨.

મહેરબાન ભાઇજી **સોમેશ્વર દવારકાંદાસ** ભાઇજીવણની ગલીમાં ઠાકોરદ્વાર.

જત તમોયે છપાવેલી જ્યોતિષકલ્પતરૂની ચોપડી જ્યોતિષ શીખવા માંગતાઓને તેમજ જેઓ જ્યોતિષ નહી માનતાહોએ તેવોનેપણ ઘણીજ ઉપઓગી છે એચોપડીઓ જો એક બે વખત ધ્યાનથી વાંચીઆથી ખાતરી થાએ છે કે જ્યોતિષ સાચ્ચ ખરૂ છે પણ હાલ જુથા ઢોંગ કરનાર જોષીઓ ખોટુ ખરૂ કહેવાથી લોકોનો વીશ્વાસ ઉઠી ગઓ છે પણ તમારૂ કેવાનુ ફલાધીશ ઘણુખરૂ ખરૂં પડે છે ને તે બાબે હુ મારા બીજા ઓલખીતાઓનેબી તમારે વાસ્તે ભલામણ કરૂ છુ.

**લી. હુ છુ સેવક જ. અ. બ. મુલ્લાંની** સલામ વાંચશોજી.

---

તા. ૧૩-૩-૧૨ બુધવાર.

**રા. રા. જોશી સોમેશ્વર દ્વારકાંદાસ—** મુ. મુંબાઈ.

આપના તરફથી પ્રગટ થયેલ "જોતિષકલ્પતરૂ" વી.પી.થી મળ્યું તે વાંચી પરમાનંદ થયેલ છે. કારણ કે આધુનીક સમયમાં પુસ્તકો પ્રગટ થાય છે. તે સાથે સરખાવતાં કદના પ્રમાણમાં કીંમત મૂકવામાં મન મોકળું રાખી વિષયને બનતે પ્રયાશે સુગમતા વાળો કરેલો છે. સાધારણ જ્ઞાનથી જોતિષનો ધંધો કરનારને જ્ઞાનમાં વધારો કરવા સુગમતા થયેલી છે. એ ખુશી થવા જેવું છે.

લી. **નરભેરામ હરજીવન ભટ્ટ માસ્તર.**
મુ. ત્રાજ, તાલુકે માતર.

---

શરોડાના. તા. ૨૧-૫-૧૯૧૨.

મેહેરબાંન **જોશીજી સાહેબ સોમેશ્વર દ્વારકાંદાસ.** મુ૦ મુબઇ

લી. પારશી હોરમરજી ભીમજીભાઇ પરતાકીયાની સલામ વાંચજો.

જત લખવા એજે તમોએ અથાગ મેહેનત લઈ જોતીશના ગ્રંથ ૨, નામે જોતિષકલ્પતરૂનાં પેલો ને બીજો ભાગ છપાવી પ્રગટ કીધા ને બેઉ ભાગ મે મંગાવેલા તે વાંચી પુરા કીધા અને હું ઉપરટપકેની માહિતી ધરાવનાર તે મને હવે બધી સમજ પડી છે. આ તમારા બેઉ ગ્રંથો ઘણા ઉપયોગના ઘરમાં રાખવા લાએક છે. દરેક બાબતમાં જોશીની ગરજ નહિ પડે એવાં સરલ સમજણનાં છે. ને આ ગ્રંથો આંધળાને દેખતો કરે તેવા છે. જોસીરાજને ધન્યવાદ આપું છું.

લી. **સેવક હોરમજી ભીમજીભાઈની**
સલામ વાંચશોજી.

---

**ભુજ.** તા-૧૨-૫-૧૨

મુંબઈ.

પરમ કૃપાળુ જ્યોતિષી સોમેશ્વર દ્વારકાંદાસની ચડતી ઘણી હજો.

આપના બનાવેલ જાતકપારિજાતકનું તથા જ્યોતિષકલ્પતરૂ એ બે ગ્રંથોનાં ભાષાન્તર જોઇ ઘણોજ આનંદ થયો છે. આપનું કર્તવ્ય ઘણું આનંદ કારક છે.

**સીવશંકર જગજીવન જોસી.** તાલુકા સ્કૂલ માસ્તર, **ભુજ.**

---



# ज्योतिष कल्पतरु ग्रंथे जन्म पत्रि साधनाध्याय.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

મંગલાચરણ આશિર્વાદના શ્લોક અને સિદ્ધાન્ત બાબત.

श्री भास्करं गणपतिं गिरिशं च विष्णुं
ब्रह्माणमत्र भवतीं खलु भारतीं च ॥
चन्द्रादिकं ग्रहगणं प्रणिपत्य देवान्
ज्योतिःसुकल्पतरुमेव करोमि सद्भ्यः ॥ १ ॥

**અર્થ**—શ્રી સૂર્યનારાયણ, ગણપતિ, શંકર, વિષ્ણુ, બ્રહ્મા, પૂજ્ય સરસ્વતી દેવી, ચંદ્રાદિગ્રહસમૂહ, અને બીજા દેવતાઓ તેઓને નમસ્કાર કરી જ્યોતિષ કલ્પતરુ નામનો ગ્રંથ હું, સત્પુરુષો માટે રચું છું. ॥ ૧ ॥

**श्रीमद्गुर्जरमण्डले कपडवंजाख्ये पुरे प्रोल्लसत्–**
**प्रालेयांशुसमाननिर्मलकुले वाडादरासंज्ञके ॥**
**तस्मिन्नेव दयाद्यनेकगुणभृज्जातो हि पीताम्बर–**
**स्तत्पुत्रः परमार्थतत्वनिपुणः श्रीद्वारकादीक्षितः ॥१॥**

**અર્થ**—ગુજરાતમાં આવેલા **કપડવંજ** નામના શહેરમાં વસનાર, ચંદ્ર સમાન નિર્મલ વંશમાં **વડાદરા** બ્રાહ્મણ જ્ઞાતિમાં ઉત્પન્ન થએલા, અને દયાદિ અનેક ગુણોને ધારણ કરનાર. **પીતાંબર** હતા તેમના પુત્ર પરબ્રહ્મ પરમાત્માનું સેવન કરનાર **દ્વારકાદાસ** છે. ॥ ૧ ॥

**तत्सूनुर्मोहमय्यामहमिह निवसञ्ज्योतिषामेव वेत्ता**
**नूनं सोमेश्वराख्यो निजसुतनुधिया ज्योतिषां कल्पवृक्षम् ॥**
**सर्वस्मात्सारभूतं सुगमतरमथावश्यकं गौर्जराणां**
**कुर्वे चोद्धृत्य शास्त्रादिममतिविमलं ज्योतिषः क्षिप्रबोधम् ॥२॥**

**અર્થ**—હાલ મુંબાઇમાં રહેનાર, તે **દ્વારકાદાસના** પુત્ર જ્યોતિષ જાણનાર **સોમેશ્વર** નામનો હું, મારી અલ્પ બુદ્ધિવડે સમગ્ર જ્યોતિષ શાસ્ત્રમાંથી સારાંશ લઇને ગુજરાતી ભાષા જાણનારાઓને અત્યંત સરલ, અવશ્ય લેવા લાયક, ને જલદી **જ્યોતિષનું** જ્ઞાન આપનાર. જ્યોતિષ કલ્પતરુ નામનો **ગ્રંથ રચુ છું.**

આશિર્વાદાત્મક.

શ્રી રામચંદ્ર મહારાજનો જન્મ દિવસ.

**श्रीरामश्चैत्रमासे दिनदलसमये पुष्यभे कर्किलग्ने**
**जीवेन्द्वोः कर्कराशौ मृगभगतकुजे ज्ञे वृषे मेषगेऽर्के ॥**
**मंदे जूकेंगनायां तमसि शफरगे भार्गवेयो नवम्यां**
**पंचोच्चस्थैर्वतीर्णोवतु स तमियमुत्त्पत्तिपत्री च यस्य ॥१॥**

**ભાવાર્થ—ત્રેતાયુગમાં** ચૈત્ર સુદી ૯ ને સોમવારે. પુષ્ય નક્ષત્રમાં, મધ્યાહ્ન વખતે શ્રી **રામચંદ્ર** મહારાજનો **જન્મ** થયો છે.

### શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ દિવસ.

**श्री कृष्णो रोहिणीभे वृषतनुशशिनोः श्रावणस्यासितेभू-**
**दष्टम्यां मध्यरात्रे हरिगरविविदोष्कार्किणीज्ये मृगारे ॥**
**जूकस्थे भार्गवे च जननगरविजे चांद्रिवारेंगनास्थे**
**राहौ यज्जन्मपत्री तमवतु हरिरंशावतीर्णः स्वयं यः ॥१॥**

**ભાવાર્થ—દ્વાપરયુગ** ઊતરતાં શ્રાવણ વદી ૮ ને બુધવારે રોહિણી નક્ષત્રમાં મધ્ય રાત્રિએ શ્રી કૃષ્ણ ભગવાનનો **જન્મ** થયો છે.

॥ શ્રી રામ જન્મ કુંડલી ॥




॥ શ્રી કૃષ્ણ જન્મ કુંડલી ॥




આ કુંડલીમાં પાંચગ્રહો **ઉચ્ચના** છે.

### ॥ જ્યોતિષના ૧૮ સિદ્ધાન્તિઓનાં નામ. ॥

**सूर्यः पितामहो व्यासो वसिष्ठोऽत्रिः पराशरः**
**कश्यपो नारदो गर्गो मरीचिर्मनुरंगिराः ॥**
**लोमशः पौलिशश्चैव च्यवनो यवनो गुरुः**
**शौनकोऽष्टादशश्चैते ज्योतिःशास्त्रप्रवर्तकाः ॥ १ ॥**

**ભાવાર્થ—**૧ સૂર્ય, ૨ બ્રહ્મા, ૩ વ્યાસ, ૪ વસિષ્ઠ, ૫ અત્રિ. ૬ પરાશર, ૭ કશ્યપ, ૮ નારદ, ૯ ગર્ગ, ૧૦ મરીચિ, ૧૧ મનુ, ૧૨ અંગિરા, ૧૩ લોમશ, ૧૪ પૌલિશ, ૧૫ ચ્યવન, ૧૬ યવન, ૧૭ બૃહસ્પતિ, ૧૮ શૌનક. એ પ્રમાણે જ્યોતિષ શાસ્ત્રના રચનાર **દેવો** અને **દેવાંશીઓ** ૧૮ છે. ॥ ૧ ॥

॥ સિદ્ધાન્ત કોને કહેવો. ॥

त्रुटयादिप्रलयान्तकालकलनामानप्रभेदः क्रमा-
च्चारश्च द्युसदां द्विधा च गणितं प्रश्नास्तथा सोत्तराः ॥
भूधिष्ण्याग्रहसंस्थितेश्च कथनं यन्त्रादि यत्रोच्यते
सिद्धान्तः स उदाहृतोऽत्र गणितस्कन्धप्रबन्धे बुधैः ॥ १ ॥

**ભાવાર્થ**—ત્રુટીને આદિ લઇને પ્રલયના કાલની ગણતરી અનુક્રમે માનના ભેદ માન કેટલાં છે. ને કીયાં કીયાં ગ્રહોના ચાર વ્યક્ત અને અ-વ્યક્ત ગણિત તથા ઉત્તરે સહવર્તમાન પ્રશ્ન છે ( પ્રશ્ન આપેલા છે ને તેનું સમાધાન પણ કરેલું છે. ) પૃથ્વી, નક્ષત્ર, ને ગ્રહની સ્થિતિનું કહેવું ને જેમાં યંત્રાદિ કહેલાં છે. એવા ગણિત સ્કંધના ગ્રંથ વિષે પંડિતોએ **સિ-દ્ધાન્ત** કહ્યો છે. ॥ ૧ ॥

॥ દૈવજ્ઞનાં લક્ષણ. ॥

जानन् जातकसंहिताः सगणितस्कंधैकदेशा अपि
ज्योतिःशास्त्रविचारसारचतुरप्रश्नेष्वकिञ्चित्करः ॥
यः सिद्धान्तमनन्तयुक्तिविततं नो वेत्ति भित्तौ यथा
राजा चित्रमयोऽथवा सुघटितः काष्ठस्य कण्ठीरवः ॥ १ ॥

**ભાવાર્થ**—જે જોશી જાતક સંહિતાને ગણિત સ્કંધના એકાદ ભાગને પણ જાણતો નથી. તે જ્યોતિષ શાસ્ત્રના વિચાર, તેના સારના પ્રશ્નો, તે કહેવાને કંઇ પણ સમર્થ નથી. અત્યન્ત યુક્તિના વિસ્તારવાલા સિદ્ધાન્તો જે નથી જાણતો તે જોશી ભીંત પર ચિત્રેલા **રાજાના ચિત્ર** જેવો અથવા સારા ઘડેલા લાકડાના **સિંહ** જેવો છે. ॥ ૧ ॥

गर्जत्कुञ्जरवर्जिता नृपचमूरप्युर्जिताऽश्वादिकै-
रुद्यानं च्युतचूतवृक्षमथवा पाथोविहीनं सरः ॥
योषित् प्रोषितनूतनप्रियतमा यद्वन्न भात्युच्चकै-
र्ज्योतिःशास्त्रमिदं तथैव विबुधाः सिद्धान्तहीनं जगुः ॥ २ ॥

**ભાવાર્થ**—ગમે તેટલા ઘોડાઓ છતાં ગર્જના કરનાર હાથી વગરની જેમ રાજાની સેના, આંબાના ઝાડ વિનાનો જેવો બાગ, અથવા કમળ વિનાનું સરોવર, તથા નૂતન વધૂ પોતાના સ્વામિ વિના, એ સર્વે જેમ શોભતાં નથી તે પ્રમાણે આ જ્યોતિષ શાસ્ત્રના પંડિતો **સિદ્ધાન્ત** શિખ્યા વગરના જાણવા.॥૨॥

**होरापारसमुद्रपारगमने नूनं समर्थो महा-**
**न्पाट्याख्ये गणिते च बीजगणिते यो दर्भगर्भाग्रधीः ॥**
**सिद्धान्ते स्फुटवासनाप्रकथने भेदैरनेकैर्युते**
**गोले स्यात्कुशलः स एव गणको योग्यः फलादेशके ॥३॥**

**ભાવાર્થ**—હોરા શાસ્ત્રરૂપ સમુદ્રને તરવામાં સમર્થ, લીલાવતી અને બીજ ગણિતમાં દર્ભના અગ્ર ભાગ જેવી સૂક્ષ્મ બુદ્ધિવાલો, સિદ્ધાન્ત કહેવામાં ચતુર, ઘણા ભેદોવડે યુક્ત ભૂગોળ અને ખગોળમાં કુશળ હોય તે જોશી **ફલાધીશ** કહેવાને યોગ્ય કહેવાય છે. ॥ ૩ ॥

**भोज्यं यद्वत्सद्रसं वै विनाज्यं राज्यं यद्वद्राजहीनं न भाति ॥**
**नो भात्येवं सत्सभा वक्तृहीनस्तद्वद्दैवज्ञः सुगोलानभिज्ञः ॥ ४ ॥**

**ભાવાર્થ**—જેમ ઘી શિવાય સારા રસવાળુ ભોજન, રાજા શિવાયનું રાજ્ય, વક્તા શિવાયની શ્રેષ્ટ માણસોની સભા શોભતી નથી. તેની માફક ગોલાધ્યાયને નહિ જાણનાર **જોશી** જાણવો. ॥ ૪ ॥

**त्रिस्कंधज्ञो दर्शनीयः प्रशांतः श्रौतस्मार्तोपासने निष्ठचित्तः ॥**
**निर्दंभो यः सत्यवादी प्रसन्नो दैवज्ञो वै सः स्मृतो नेतरश्च ॥५॥**

**ભાવાર્થ**—હોરા, સિદ્ધાન્ત અને સંહિતા, એ ત્રણ સ્કંધને જાણનાર. પવિત્ર શાન્ત ચિત્તવાલો, શ્રુતિ અને સ્મૃતિએ બનાવેલા ધર્મને પાળનાર, દંભ વિનાનો, સાચું બોલનાર, પ્રસન્ન મુર્તિવાળો હોય, એવો **જોશી** જોઇએ–બીજો નહી. ॥ ૫ ॥

**म्लेच्छा हि यवनास्तेषु सम्यक्शास्त्रमिदं स्थितम् ॥**
**ऋषिवत्तेपि पूज्यंते किं पुनर्दैवविद्द्विजाः ॥ ६ ॥**

**ભાવાર્થ**—મ્લેચ્છ અને યવન લોક પણ સારી રીતે જ્યોતિષ શાસ્ત્ર શીખેલા હોય તો ઋષિ મુનિયોની પેઠે તે પૂજવાને યોગ્ય છે. તો બ્રાહ્મણ હોય ને વળી જ્યોતિષ શાસ્ત્ર શિખેલો હોય તો નિસ્સંદેહ **પૂજવા** યોગ્ય છે. ॥ ૬ ॥

**॥ જ્યોતિષ શાસ્ત્રની પ્રશંસા. ॥**

**शब्दशास्त्रं मुखं ज्यौतिषं चक्षुषी**
**श्रोत्रमुक्तं निरुक्तं च कल्पः करौ ॥**

**यातु शिक्षास्य वेदस्य सा नासिका**
**पादपद्मद्वयं छन्द आद्यैर्बुधैः ॥ १ ॥**

**ભાવાર્થ**—વ્યાકરણ શાસ્ત્ર મુખ છે. જ્યોતિષ શાસ્ત્ર આંખો, નિરુક્તશાસ્ત્ર કાન, કલ્પશાસ્ત્ર હાથ, શિક્ષા શાસ્ત્ર નાક અને છંદ શાસ્ત્ર પગ છે. એ પ્રમાણે પૂર્વના **પંડિતોએ** કહ્યું છે. ॥ ૧ ॥

**वेदचक्षुः किलेदं स्मृतं ज्योतिषं**
**मुख्यता चाङ्गमध्येऽस्य तेनोच्यते ॥**
**संयुतोऽपीतरैः कर्णनासादिभि-**
**श्चक्षुषाङ्गेन हीनो न किञ्चित्करः ॥ २ ॥**

**ભાવાર્થ**—માટે જ્યોતિષ શાસ્ત્ર નિશ્ચય વેદનાં નેત્ર રૂપી છે. જેથી નેત્ર શિવાય બીજાં કાન અને નાકાદિક અંગો હોવા છતાં કંઇ પણ કરી શકાતું નથી, તે પ્રમાણે વેદનાં છ અંગ જે છ શાસ્ત્ર, નેત્ર ( આંખો ) રૂપી જ્યોતિષ શાસ્ત્ર વિના બીજાં પાંચ શાસ્ત્ર નિઃસાર જેવાં છે. માટે **જ્યોતિષ શાસ્ત્રની** મુખ્ય જરૂર છે. ॥ ૨ ॥

**तस्माद्द्विजैरध्ययनीयमेतत् पुण्यं रहस्यं परमं च तत्त्वम् ॥**
**यो ज्योतिषं वेत्ति नरः स सम्यग् धर्मार्थकामान् लभते यशश्च॥३॥**

**ભાવાર્થ**—તે કારણથી બ્રાહ્મણોએ પરમ રહસ્યવાળું, પવિત્ર તત્વ રૂપ, જ્યોતિષ શાસ્ત્ર ભણવું. જે પુરુષ, જ્યોતિષ શાસ્ત્ર સારી રીતે જાણે છે. તે **ધર્મ, અર્થ, કામ** અને **યશને** મેલવે છે. ॥ ૩ ॥

**अप्रत्यक्षाणि शास्त्राणि विवादस्तेषु केवलम् ॥**
**प्रत्यक्षं ज्योतिषं शास्त्रं चंद्रार्कौ यत्र साक्षिणौ ॥ ४ ॥**

**ભાવાર્થ**—વિવાદમાં બીજાં શાસ્ત્રો કેવળ અપ્રત્યક્ષ છે. અને જ્યોતિષ શાસ્ત્ર પ્રત્યક્ષ છે. જેમાં ચંદ્ર અને સૂર્ય સાક્ષી છે. ॥ ૪ ॥

**यथा शिखा मयूराणां नागानां मणयो यथा ॥**
**तद्वद्वेदांगशास्त्राणां ज्योतिषं मूर्ध्न्यवस्थितम् ॥ ५ ॥**

**ભાવાર્થ**—જેમ મોરને માથે શિખા, ને નાગને માથે મણી છે. તેની પેઠે વેદનાં છ શાસ્ત્રોમાં જ્યોતિષ શાસ્ત્ર શિખા રૂપ છે અર્થાત્ છએ શાસ્ત્રોમાં **જ્યોતિષ** શાસ્ત્ર મુખ્ય છે. ॥ ૫ ॥



# પ્રકરણ બીજું.

## બ્રહ્માના દિવસની સમજ.

એક વખત શ્વાસ ચઢીને નીચે ઉતરે છે, એવા ૭ શ્વાસોશ્વાસની એક પલ થાય છે. એવી, ૬૦, પલની એક ઘડી, એવી ૬૦ ઘડીનો એક અહો રાત્ર, એટલે દિવસ અને રાત્રી મલીને આખો દિવસ, તેવા ૩૦, દિવસનો એક માસ, એવા બાર માસનું એક વર્ષ થાય છે. તે સૌર વર્ષ કહેવાય છે ( જેને રાશિ, અંશ, કલા, વિકલા કહે છે તેને અનુક્રમે માસ, દિવસ, ઘડી, ને પલ, સમજવાં. ) એવાં ૧૭૨૮૦૦૦ સૌર વર્ષનો એક **સત્યુગ** ચરણ થાય છે. તે પછી ૧૨૯૬૦૦૦ સૌર વર્ષનો **દ્વાપરયુગ** ચરણ થાય. પછી ૮૬૪૦૦૦ સૌર વર્ષનો **ત્રેતાયુગ** ચરણ, પછી ૪૩૨૦૦૦ સૌર વર્ષનો **કલિયુગ** થાય છે. સત્, દ્વાપર, ત્રેતા, ને કલિ, તે ચાર યુગ ચરણનો એક **મહાયુગ** ૪૩૨૦૦૦૦ સૌર વર્ષનો થાય છે. તેને ચોકડી પણ કહે છે એવા, ૭૧ મહા યુગનો આશરે એક **મનુ** થાય છે.

**चतुर्युगसहस्त्रेण ब्रह्मणो दिनमुच्यते ॥**

એ પ્રમાણે, ૪૦૦૦ યુગો અથવા, ૧૦૦૦ મહા યુગોનો એટલે ૪૩૨૦૦૦૦૦૦૦ સૌર વર્ષ પુરાં થાય, ત્યારે બ્રહ્માનો એક દિવસ પુરો થાય છે તેને કલ્પ કહે છે. અને તે કલ્પમાં ૧૪ મનુ થાય છે. તેનાં નામ— ૧ સ્વાયંભુવ. ૨ સ્વારોચિષ. ૩ ઉત્તમૌજ. ૪ તામસ. ૫ રૈવત. ૬ ચાક્ષુષ. ૭ વૈવસ્વત. ૮ સાવર્ણિ. ૯ દક્ષ. ૧૦ બ્રહ્મ ૧૧ ધર્મ. ૧૨ રુદ્ર. ૧૩ દેવ. ૧૪ ઇન્દ્ર છે.

એક કલ્પની બ્રહ્માની રાત્રી થાય છે. એમ બે કલ્પ મલીને **અહોરાત્ર** થાય છે એટલે રાત્રી ને દિવસ મલી આખો દિવસ થાય છે. બ્રહ્માના દિવસની શરૂઆતમાં સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. ને રાત્રીની શરૂઆત વખતે સૃષ્ટિનો લય (નાશ) થાય છે. તે પાછો બીજા દિવસની શરૂઆત વખતે **ઉત્પન્ન** થાય છે. અને રાત્રીની શરૂઆતમાં પાછી **લય** થાય છે. એમ વારંવાર થયાં કરે છે, બ્રહ્માની રાત્રીને **પ્રલયકાળ** કહે છે.

## બ્રહ્માના આયુષ્યની સમજ.

ઉપર કહેલા આખા ૩૦ દિવસનો બ્રહ્માનો એક માસ થાય છે. તેવા ૧૨ માસનું એક વર્ષ, એવા ૫૦ વર્ષનો એક **પરાર્દ્ધ**, ને એવા ૨, પરાર્દ્ધ અથવા ૧૦૦ વર્ષ સુધીનો બ્રહ્માનો **આયુર્દા** છે. તેને મહા કલ્પ અથવા પરાખ્ય કહે છે બ્રહ્માનું આયુષ્ય પુરૂં થાય. ત્યારે બ્રહ્માનો ને **સૃષ્ટિનો**

**નાશ** થાય છે. તેને **મહાપ્રલય** કહે છે. તે પછી વિષ્ણુની નાભિકમલમાંથી પાછા નવા બ્રહ્મા ઉત્પન્ન થાય છે. એમ દરેક સો, સો, વર્ષે નવા બ્રહ્મા ઉત્પન્ન થાય છે. હાલના ચાલતા વખતમાં બ્રહ્માનો બીજો પરાર્દ્ધ છે. એટલે ૫૦ વર્ષ ગયાં છે. અને કેટલાકનો મત એવો છે કે, ૫૮ વર્ષ ગયાં છે પણ **ભાસ્કરાચાર્ય**ના મત પ્રમાણે—

**स्वायंभुवोमनुरभूत् प्रथमस्ततोऽमी**
**स्वारोचिषोत्तमजतामसरैवताख्याः ॥**
**षष्ठस्तु चाक्षुष इति प्रथितः पृथिव्यां**
**वैवस्वतस्तदनु सन्मतिसप्तमोऽयम् ॥ १ ॥**

**ભાવાર્થ**—હાલ ૧ સ્વાયંભુવ, ૨ સ્વારોચિષ, ૩ ઉત્તમૌજ, ૪ તામસ, ૫ રૈવત, ૬ ચાક્ષુષ, એવા ૭ **મનુ** ગયા ને સાતમો **વૈવસ્વત** મનુ ચાલે છે. તેના, ૨૭ મહાયુગ ગયા ને હાલ, ૨૮ મો **મહાયુગ** ચાલે છે. તેમાં **સત, દ્વાપર,** ને **ત્રેતાયુગ** ગયા, ને હાલ **કલિયુગ** ચાલે છે, તેમાં **૭ રાજા શક કર્તા** ગણાય છે.

**युधिष्ठिरो विक्रमशालिवाहनौ ततो नृपः स्याद्विजयाभिनन्दनः ॥**
**ततस्तु नागार्जुनभूपतिः कलौ कल्किः षडेते शककारकाः स्मृताः॥१॥**

**ભાવાર્થ**—૧ યુધિષ્ઠિર, ૨ વિક્રમ, ૩ શાલિવાહન, ૪ વિજયાભિનંદન, ૫ નાગાર્જુન, ૬ કલ્કી, એ ૭ રાજાઓમાં કલિયુગના આરંભમાં હસ્તિનાપુર (દિલ્લી)માં **પાન્ડવકુલ** વિષે **યુધિષ્ઠિર** રાજાનો શક શરૂ **થયો.** જે ૩૦૪૪ વર્ષ ચાલ્યો તે પછી ઉજ્જયનીમાં **વિક્રમ** રાજાનો સંવત્ શરૂ થયો. તે, ૧૩૫, વર્ષ ચાલ્યો. હાલ ત્રીજો શક કર્તા, રાજા **શાલિવાહન,** નર્મદા તીરે થયો. તેનો શક ૧૮૦૦૦ વર્ષ સુધી ચાલશે. શાલિવાહન શાકે, ૧૮૩૨, માં કલિયુગના આરંભથી, ૫૦૧૧ વર્ષ કલિયુગનાં ગયાં છે. ને ૪૨૬૯૮૯ વર્ષો બાકી છે. તે પછી, વૈતરણી અને સિન્ધુ નદીના સંગમ આગલ ચોથો શક કર્તા રાજા **વિજયાભિનંદન,** હવે પછી થશે તેનો શક ૧૦૦૦૦ વર્ષ ચાલશે. તે પછી પાંચમો શક કર્તા રાજા **નાગાર્જુન** ગૌડ દેશના ધારાતીર્થમાં થશે. તેનો શક ૪૦૦૦૦૦ વર્ષ સુધી ચાલશે. અને છઠ્ઠો શક કર્તા રાજા કર્ણાટકમાં **કલકી** અવતાર થશે તેનો શક, ૮૨૧ વર્ષ ચાલશે. તે ૭ રાજાના, શકોનો સરવાલો કરતાં ૪૩૨૦૦૦ વર્ષનો **આખો કલિયુગ** પુરો થશે. ત્યારે ૨૮ **મહાયુગો** પુરા થશે.

## આકાશમાં રહેલા ગ્રહોની સમજ.

પૃથ્વીના, નજીક આકાશમાં પહેલો ગ્રહ **ચંદ્ર** છે. તેના ઉપર **બુધ** છે. તેના ઉપર **શુક્ર**, તે ઉપર **રવિ**, તેના ઉપર **મંગલ**, તેના ઉપર **ગુરુ**, તેના ઉપર **શનિ**, તેનાથી ઉપર દૂર, **ભચક્ર** એટલે બાર રાશિનું ચક્ર છે. પૃથ્વીના મધ્ય ભાગથી આકાશમાં રહેલા ભચક્રની બાર રાશિઓ સુધીમાં બાર રેખા ( લીટી ) એ કલ્પવી. અને આકાશમાં ફરતા ગ્રહો જે રેખા આગલ જાય તે **રાશિનો** તે **ગ્રહ** છે, તેમ જાણવું.

## પૃથ્વીથી દરેક ગ્રહો કેટલા યોજન દૂર ઊંચે આકાશમાં રહેલા છે તેની સમજ.

ચંદ્ર ૫૧૫૬૬ યોજન પૃથ્વીથી છેટો છે. ને બુધ ૧૬૬૦૩૨ છેટો છે. શુક્ર ૪૨૪૦૮૮ છે. સૂર્ય ૬૮૯૩૭૭. મંગળ ૧૨૮૬૬૧૯. ગુરુ ૮૧૭૬૫૩૮. શનિ ૨૦૩૧૯૦૩૧ ને ભચક્ર. ૪૧૩૬૨૬૫૮ યોજન પૃથ્વિથી દૂર છે.

## ॥ સૌર વર્ષ-દેવ-ને રાક્ષસની દિવસ રાત્રિ ચાંદ્ર માસ તથા પિત્રીના દિવસ રાત્રીની સમજ.

**रविश्चक्रभोगोऽर्कवर्षं प्रदिष्टं द्युरात्रं च देवासुराणां तदेव ॥**
**रवीन्द्वोर्युतेः संयुतिर्यावदन्या विधो मास एतच्च पैत्रं द्युरात्रम् ॥१॥**

**ભાવાર્થ**—રવિ ભચક્રમાં મેષ.રાશિના, ૦ અંશથી બાર રાશિ ફરીને ફ-રીથી મેષ રાશિના-૦-અંશે દાખલ થાય તેટલા વખતને એક **સૌર** વર્ષ કહે છે તે સૌર વર્ષને દેવને રાક્ષસની દિવસ રાત્રી કહે છે કૃષ્ણ પક્ષની અમાસને દિવસે રવિ અને ચંદ્ર એકઠા થાય. તે બીજી અમાસે ફરીથી એકઠા થાય, તેને **ચાંદ્રમાસ** કહેછે તે પિત્રીનો દિવસ ને રાત્રી થાય છે.

## ॥ મનુષ્ય, ને નાક્ષત્રના દિવસ માનની સમજ.

**इनोदयद्वयान्तरं तदर्कसावनं दिनम् ॥**
**तदेव मेदिनीदिनं भवासरस्तु भभ्रमः ॥ २ ॥**

**ભાવાર્થ**—એક સૂર્યના ઊગવા પછીથી બીજે દિવસે સૂર્યોદય થાય. તેના વચલા વખતને **સાવન** દિવસ કહે છે. તે મનુષ્યનો દિવસ કહેવાય છે. એક નક્ષત્રના ઉદયથી બીજા નક્ષત્રનો ઉદય થાય તેટલા વખતને **નક્ષત્ર** ( દિવસ ) **માન** કહે છે.

## બૃહસ્પતિ માનની સમજ.

**बृहस्पतेर्मध्यमराशिभोगात् संवत्सरं सांहितिका वदंति ॥**
**ज्ञेयं विमिश्रं तु मनुष्यमानं मानैश्चतुर्भिर्व्यवहारवृत्तेः ॥ ३ ॥**

**ભાવાર્થ**—સ્પષ્ટ ગ્રહ સાધનમાં બૃહસ્પતિ ( ગુરુ ) મધ્યમ મેષરાશિના પૂર્ણ અંશે હોય ત્યાંથી બારે રાશિમાં ફરતાં મધ્યમ ગુરુ મેષ રાશિના પૂર્ણ અંશે થાય, તેને **બૃહસ્પતિમાન** સંહિતા બનાવનારા કહે છે.

### માન ૯ પ્રકારનાં છે તેનાં નામ.

**एवं पृथङ्मानवदैवजैवपैत्रार्क्षसौरेन्दवसावनानि ॥**
**ब्राह्मं च काले नवमं प्रमाणं ग्रहास्तु साध्या मनुजैः स्वमानात् ॥१॥**

**ભાવાર્થ**—૧ માનવ, ૨ દેવ, ૩ બૃહસ્પતિ, ૪ પૈત્ર, ૫ નાક્ષત્ર, ૬ સૌર, ૭ ચાંદ્ર, ૮ સાવન, ૯ બ્રહ્મમાન, આ ૯ માન છે. તેમાં ગ્રહો સાધવા માટે **માનવ** માન લેવું. ॥ ૧ ॥

---

## પ્રકરણ ૩ જું.

### સંવત્સરની સમજ.

વિક્રમ રાજાના રાજ્ય બેઠાના વખતની શરૂઆતથી ચાલુ વખત સુધીમાં કેટલાં વર્ષો ગયાં તેની સંખ્યાને **સંવત્** કહે છે.

### શકની સમજ.

શાલિવાહન રાજાના રાજ્ય બેઠાના વખતથી ચાલુ વખત સુધીમાં કેટલાં વર્ષ ગયાં તેને **શક** કહે છે.

### સંવત્ શક વિષે ખુલાસો.

જે સમયનો સંવત્ જાણતા હોઇએ, તે પરથી શક જાણવો હોય તો સંવત્ની સંખ્યામાં ૧૩૫, બાદ કરવાથી શાલિવાહનનો શક આવે છે. અને શક જાણતા હોઇએ તો સંવત્ જાણવા માટે, શકમાં ૧૩૫ ઉમેરવાથી વિક્રમનો સંવત્ થશે. સંવત્ જ્યોતિષ પ્રમાણે અશાડ મહિનામાં કર્ક રાશિનો સૂર્ય જે દિવસે શરૂ થાય તે દિવસે બેસે છે. તે દર વરસે કર્ક સંક્રાંતિની શરૂઆતે તે સંવત્માં એક એક વર્ષનો વધારો થાય છે. અને હિંદુસ્તાનમાં જ્યોતિષ શિવાયની દરેક કામમાં તે સંવત્માં કાર્તિક સુદી એકમને દિવસે એક વર્ષનો વધારો કરવામાં આવે છે. એટલે હમ્મેશાં જ્યોતિષીઓ જ્યારે અશાડમાં સંવત્ બદલે છે, ત્યારે સર્વ લોક કાર્તિકમાં બદલે છે. શકને માટે સર્વ લોકને જ્યોતિષીઓ ચૈત્ર સુદી ૧ ને દિવસે શક બદલે છે. તેથી શકની સંખ્યામાં દર વર્ષે ૧ વધે છે. પણ ખરી રીતે શક ચૈત્ર મહીનામાં જ્યારે મેષ રાશિના સૂર્યની શરૂઆત થાય ત્યારે શકની ખરી શરૂઆત થાય

છે. માટે આગલ મહા દશાઓમાં શક કે સંવત્ ઊમેરવાના બતાવીએ ત્યાં હમ્મેશાં કર્કસંક્રાંતિથી બદલવો ને શક મેષ સંક્રાંતિએ બદલવો. કેટલાક જોશીઓ આ વાત નહી સમજવાથી, ચૈત્ર માસમાં જન્મ થયો હોય છે, ત્યારે મેષ સંક્રાંતિ નહી થવા છતાં પંચાંગમાં શક બદલેલો હોવાથી તે પ્રમાણે પોતે બદલી દશામાં ઊમેરતા જાય છે. તેથી પોતાની ઊમ્મરના વર્ષ સાથે શક મલતો આવતો નથી. અને એક વર્ષનો ફરક પડે છે. માટે હમ્મેશાં ચૈત્ર મહીનો થયો હોય ને શક બદલાયો હોય તો પણ જો ચૈત્ર મહીનામાં મેષ સંક્રાંતિ બેઠી ના હોય ત્યાં સુધી પાછલી સાલનોજ શક દશામાં ઊમેરવો ને મેષ સંક્રાંતિ થયા પછી ચાલુ પંચાંગનો શક ઊમેરવો.

## સંવત્સરની સમજ.

સંવત્સર એટલે વિક્રમનો સંવત્ અને શાલિવાહનનો શક. એક સંવત્થી બીજો સંવત્ ને એક શકથી બીજો શક બેસતા સુધીનો જે વખત તે એક વર્ષ થાય છે. તેને સંવત્સર કહે છે તેનાં જુદે જુદાં ૬૦ નામ છે તે નામ દરેક સંવત્સર બદલાતાં એક પછી એક આવે છે. ને ૬૦ પુરાં થતાં પ્રથમથીજ શરૂઆત થાય છે. તેનાં નામ નીચે પ્રમાણે છે.

## ૬૦ સંવત્સરોનાં નામો.

| | | | |
|---|---|---|---|
| ૧ પ્રભવ. | ૧૬ ચિત્રભાનુ. | ૩૧ હેમલંબ. | ૪૬ પરિધાવી. |
| ૨ વિભવ. | ૧૭ સુભાનુ. | ૩૨ વિલંબ. | ૪૭ પ્રમાદી. |
| ૩ શુકલ. | ૧૮ તારણ. | ૩૩ વિકારી. | ૪૮ આનંદ. |
| ૪ પ્રમોદ. | ૧૯ પાર્થિવ. | ૩૪ શાર્વરી. | ૪૯ રાક્ષસ. |
| ૫ પ્રજાપતિ. | ૨૦ વ્યય. | ૩૫ પ્લવ. | ૫૦ નળ. |
| ૬ અંગીરા. | ૨૧ સર્વજિત્. | ૩૬ શુભકૃત. | ૫૧ પિંગલ. |
| ૭ શ્રીમુખ. | ૨૨ સર્વધારી. | ૩૭ શોભનકૃત. | ૫૨ કાળ. |
| ૮ ભાવ. | ૨૩ વિરોધી. | ૩૮ ક્રોધી. | ૫૩ સિદ્ધાર્થી. |
| ૯ યુવા. | ૨૪ વિકૃતિ. | ૩૯ વિશ્વાવસુ. | ૫૪ રૌદ્ર. |
| ૧૦ ધાતા | ૨૫ ખર. | ૪૦ પરાભવ. | ૫૫ દુર્મતિ. |
| ૧૧ ઇશ્વર. | ૨૬ નંદન. | ૪૧ પ્લવંગ. | ૫૬ દુંદુભી. |
| ૧૨ બહુધાન્ય. | ૨૭ વિજય. | ૪૨ કીલક. | ૫૭ રુધિરોદ્ગારી. |
| ૧૩ પ્રમાથી. | ૨૮ જય. | ૪૩ સૌમ્ય. | ૫૮ રક્તાક્ષી. |
| ૧૪ વિક્રમ. | ૨૯ મન્મથ. | ૪૪ સાધારણ. | ૫૯ ક્રોધન. |
| ૧૫ વૃષભ. | ૩૦ દુર્મુખ. | ૪૫ વિરોધકૃત. | ૬૦ ક્ષય. |

## કીયા સંવત્, કે શકમાં કીયો સંવત્સર ચાલે છે તેની સમજ.

સંવત્‌ને શકના સંવત્સરો જુદેજુદા આવે છે. જયારે સંવત્, ૧ ની શરૂઆત વખતે સંવત્, યુવા, ૯ મો હતો. શકે, ૧ ની શરૂઆત થઇ ત્યારે સંવત્સર બહુધાન્ય, ૧૨ મો હતો. માટે ચાલુ સંવત્‌ને કે શકને ૬૦ થી ભાગતાં સંવતના શેષમાં ૯ ઊમેરવાથી ને શકના શેષમાં ૧૨ ઊમેરવાથી જે આંક આવે તે ચાલુ સંવત્ તથા શકનો સંવત્સર સમજવો. સંવત્સર શકનો શકની શરૂઆતે ને સંવતનો સંવત્‌ની શરૂઆતથી શરૂ થાય. તે સંવત્ શક પુરા થએ પુરો થાય છે.

## શક ઉપરથી સંવત્સરનું ઉદાહરણ.

શકે ૧૮૩૨ ને ૬૦ કે ભાગતાં ૩૦ લબ્ધિ આવી તેનું કંઇ કામ નથી. ને શેષ ૩૨ રહી. તેમાં બાર ઊમેરતાં ૪૪ થયા. તો શાકે ૧૮૩૨ માં સંવત્સર ૪૪ મો **સાધારણ** નામનો થયો.

## સંવત્ ઉપરથી સંવત્સરનું ઉદાહરણ.

સંવત્ ૧૯૬૭ ને ૬૦ થી ભાગ્યા, તો શેષ ૪૭ આવ્યા તેમાં ૯ ઊમેરતાં ૫૬ મો સંવત્સર **દુંદભી** નામનો થયો. શકને સંવતને ભાગીને શેષમાં ૧૨ ને ૯ ઊમેરતાં ૬૦ થી વધારે થાય તો. ૬૦ બાદ કરતાં જે રહે તે **સંવત્સર** થાય છે.

## સંક્રાંતિ ૧૨ છે.

નીચે લખ્યા પ્રમાણે ૧ વર્ષમાં બાર સંક્રાંતિ આવે ને તે દરેક સંક્રાંતિ આશરે ૧ મહિના સુધી રહે છે. ( સંક્રાંતિ એટલે સૂર્યની રાશિ. )

| | | | |
|---|---|---|---|
| ૧ મેષ સંક્રાંતિ | ચૈત્ર માસમાં આવે છે. | ૭ તુલા સંક્રાંતિ | આસો માસમાં |
| ૨ વૃષભ સંક્રાંતિ | વૈશાખ માસમાં. | ૮ વૃશ્ચિક | કાર્તિકમાં |
| ૩ મિથુન | જેષ્ટ માસમાં. | ૯ ધન | માગશરમાં |
| ૪ કર્ક | આશાડમાં | ૧૦ મકર | પોષમાં |
| ૫ સિંહ. | શ્રાવણમાં. | ૧૧ કુંભ | માહામાં |
| ૬ કન્યા | ભાદરવામાં | ૧૨ મીન સંક્રાંતિ | ફાગણ માસમાં |

## સંક્રાંતિપરથી અયનની સમજ.

અયન બે છે, **ઉત્તરાયન** ને **દક્ષિણાયન**. મકર સંક્રાંતિના આરંભથી તે મિથુન સંક્રાંતિના અંત્ય સુધીની ૬ રાશિમાં સૂર્યની ગતિ ઉત્તરમાં હોવાથી

**ઉત્તરાયન**, ને કર્ક રાશિના આરંભથી ધનરાશિના અંત્ય સુધીની ૬ રાશિમાં સૂર્યની ગતિ દક્ષિણમાં હોવાથી **દક્ષિણાયન** થાય છે.

## ગોલની સમજ.

ગોલ બે **ઉત્તર** અને **દક્ષિણ**. મેષના આરંભથી કન્યાના અંત સુધી ૬ રાશિમાં **ઉત્તર ગોલ**, ને તુલાના આરંભથી મીનના અંત સુધી ૬ રાશિમાં **દક્ષિણ ગોલ** જાણવો.

## ઋતુની સમજ.

ઋતુ ૬ છે. ને તે દરેક ઋતુ સૂર્ય બે રાશિ ભોગવે ત્યાં સુધી રહે છે. તેનાં નામ તે કયા માસમાં તથા કઇ કઇ સંક્રાંતિમાં કઇ ઋતુ આવે છે તે નીચે મુજબ છે.

| **સંક્રાંતિ.** | **માસ.** | **રૂતુ.** |
|---|---|---|
| મીન ને મેષ સંક્રાંતિ. | ફાગણ ને ચૈત્ર માસમાં | વસંત ઋતુ આવે છે |
| વરખ–મિથુન | વૈશાખ–જ્યેષ્ટ | ગ્રીષ્મ ઋતુ. |
| કર્ક–સિંહ | અશાડ–શ્રાવણ | વર્ષાઋતુ. |
| કન્યા–તુલા | ભાદ્રપદ–આશ્વિન | શરદ્ઋતુ |
| વૃશ્ચિક–ધન | કાર્તિક–માર્ગશીર્ષ. | હેમંતઋતુ |
| મકર–કુંભ | પૌષ–માઘ | શિશિરઋતુ |

## ॥ અધિક ને ક્ષય માસ જાણવાની રીત.

જે શકમાં અધિક માસ જોવો હોય. તે શકમાંથી ૧૬૬૬–બાદ કરવા તો જે રહે તેને ૧૯ થી ભાગતાં શેષ ૦ રહે તો જ્યેષ્ટ. ૨ રહે તો આસો. ૩ રહે તો ચૈત્ર, ૫ રહે તો શ્રાવણ, ૮ રહે તો જ્યેષ્ટ, ૧૧ રહે તો વૈશાખ. ૧૩ રહે તો ભાદ્રપદ, અને ૧૬ શેષ રહે તો અષાદ માસ અધિક જાણવો, પણ જો તે શિવાયની શેષ રહે તો, તે શકમાં અધિક માસ આવતો નથી તેમ જાણવું.

**द्वात्रिंशद्भिर्गतैर्मासैर्दिनैः षोडशभिस्तथा ॥**
**घटिकानां चतुष्केन पतत्यधिकमासकः ॥ १ ॥**

**ભાવાર્થ**—એક અધિક માસ ગયા પછી જ્યારે ૩૨ માસ ૧૬ દિવસ ૪ ઘડી જાય, ત્યારે બીજો **અધિક** માસ આવે છે.

પડવાથી અમાસ સુધીના દિવસોને **ચાન્દ્ર** માસ કહે છે. તેટલા વખતમાં સૂર્યની સંક્રાંતિ એક ઉતરીને બીજી બેસે નહીં એટલે આખા માસમાં સંક્રાંતિ બદલાય નહી, તે માસને **અધિક** માસ જાણવો. ને જે માસમાં બે વખત સંક્રાંતિ બદલાય તે **ક્ષય** માસ જાણવો. ઘણું ખરૂં ક્ષય માસ, કાર્તિક –માર્ગશીર્ષ–પૌષ માસમાં જ આવે છે. જે વર્ષમાં ક્ષય માસ આવે છે તે વર્ષમાં અધિક માસ ૨ આવે છે. લગભગ **અધિક માસ** ૫ વર્ષમાં ૨ આવે છે. ને **ક્ષય માસ** લગભગ ૧૯ અથવા ૧૪૧ વર્ષે આવે છે.

## ॥ અધિકમાસનું ઉદાહરણ. ॥

શાકે ૧૮૦૭ વૈશાખ વદી ૧૩ ને મંગલવારે, વૃષભેર્કઃ એટલે વૃષભ રાશિનો સૂર્ય થાય છે. જેથી તે દિવસે સંક્રાંતિ બદલાઇ ને પછીની બીજી સંક્રાંતિ એટલે પાછો મિથુનનો સૂર્ય, બીજા જેઠ સુદી ૧ ને દિવસે થાય છે. જેથી વૈશાખ પછીનો એક માસ તે આધક મહિનો થયો ને તેથી જ શાકે ૧૮૦૭ માં બે જેઠ આવ્યા છે. તેમાંનો પહેલો **અધિક** માસ કહેવાય.

## ક્ષય માસનું કલ્પિત ઉદાહરણ.

કાર્તિક સુદી ૧ ને દિવસે વૃષભ સંક્રાંતિનો સૂર્ય થાય છે. ને તેજ મહીનામાં પાછો અમાસને દિવસે મિથુનનો થાય છે. તેથી તે **ક્ષય** માસ થયો છે.

**વિશેષ અધિક માસનું કોષ્ટક.**

| ૧૮૮૫ | ૧૯૦૪ | ૧૯૫૦ | ૧૯૬૯ | ૨૦૦૭ | ૨૦૨૬ | ૨૦૪૫ |
|---|---|---|---|---|---|---|
| આસો | ફાગણ | કાર્તિક | માગશર | કાર્તિક | ફાગણ | ફાગણ |

**ક્ષય માસનું કોષ્ટક.**

| ૧૮૮૫ | ૧૯૦૪ | ૧૯૫૦ | ૨૦૬૯ | ૨૦૦૭ | ૨૦૨૬ | ૨૦૪૫ |
|---|---|---|---|---|---|---|
| માગશર | પોસ | માગશર | માગશર | કાર્તિક | માગશર | પોસ |

## અધિક માસનુ કોષ્ટક.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭૯૧ વૈશાખ | ૧૭૯૩ ભાદ્રપદ | ૧૭૯૬ અષાઢ | ૧૭૯૯ જ્યેષ્ટ | ૧૮૦૧ આસો | ૧૮૦૪ શ્રાવણ | ૧૮૦૭ જ્યેષ્ટ | ૧૮૧૦ ચૈત્ર | ૧૮૧૨ ભાદ્રપદ |
| ૧૮૧૫ અશાડ | ૧૮૧૮ જ્યેષ્ટ | ૧૮૨૦ આસો | ૧૮૨૩ શ્રાવણ | ૧૮૨૬ જ્યેષ્ટ | ૧૮૨૯ ચૈત્ર | ૧૮૩૧ શ્રાવણ | ૧૮૩૪ અશાડ | ૧૮૩૭ વૈશાખ |
| ૧૮૩૯ ભાદ્રપદ | ૧૮૪૨ શ્રાવણ | ૧૮૪૫ જ્યેષ્ટ | ૧૮૪૮ ચૈત્ર | ૧૮૫૦ શ્રાવણ | ૧૮૫૩ અશાડ | ૧૮૫૬ વૈશાખ | ૧૮૫૮ ભાદ્રપદ | ૧૮૬૧ શ્રાવણ |
| ૧૮૬૪ જ્યેષ્ટ | ૧૮૬૭ ચૈત્ર | ૧૮૬૯ શ્રાવણ | ૧૮૭૨ અશાડ | ૧૮૭૫ વૈશાખ | ૧૮૭૭ ભાદ્રપદ | ૧૮૮૦ શ્રાવણ | ૧૮૮૩ જ્યેષ્ટ | ૧૮૮૬ ચૈત્ર |
| ૧૮૮૮ શ્રાવણ | ૧૮૯૧ અશાડ | ૧૮૯૪ વૈશાખ | ૧૮૯૬ ભાદ્રપદ | ૧૮૯૯ અશાડ | ૧૯૦૨ જ્યેષ્ટ | ૧૯૦૪ આસો | ૧૯૦૭ શ્રાવણ | ૧૯૧૦ જ્યેષ્ટ |
| ૧૯૧૩ વૈશાખ | ૧૯૧૫ ભાદ્રપદ | ૧૯૧૮ અશાડ | ૧૯૨૧ જ્યેષ્ટ | ૧૯૨૩ આસો | ૧૯૨૬ શ્રાવણ | ૧૯૨૯ જ્યેષ્ટ | ૧૯૩૨ વૈશાખ | ૧૯૩૪ ભાદ્રપદ |
| ૧૯૩૭ અશાડ | ૧૯૪૦ જ્યેષ્ટ | ૧૯૪૨ આસો | ૧૯૪૫ શ્રાવણ | ૧૯૪૮ જેઠ | ૧૯૫૧ ચૈત્ર | ૧૯૫૩ ભાદરવો | ૧૯૫૬ અશાડ | ૧૯૫૯ જેઠ |
| ૧૯૬૧ આસો | ૧૯૬૪ અશાડ | ૧૯૬૭ જેઠ | ૧૯૬૯ ફાગણ | ૧૯૭૨ શ્રાવણ | ૧૯૭૫ અશાડ | ૧૯૭૮ વૈશાખ | ૧૯૮૦ ભાદરવો | ૧૯૮૩ અશાડ |
| ૧૯૮૬ જેઠ | ૧૯૮૮ ફાગણ | ૧૯૯૧ શ્રાવણ | ૧૯૯૪ અશાડ | ૧૯૯૭ વૈશાખ | ૧૯૯૯ ભાદરવો | ૨૦૦૨ અશાડ | ૨૦૦૫ જેઠ | ૨૦૦૭ ફાગણ |
| ૨૦૧૦ શ્રાવણ | ૨૦૧૩ અશાડ | ૨૦૧૬ વૈશાખ | ૨૦૧૮ ભાદરવો | ૨૦૨૧ અશાડ | ૨૦૨૪ જેઠ | ૨૦૨૬ આસો | ૨૦૨૯ શ્રાવણ | ૨૦૩૨ અશાડ |
| ૨૦૩૫ વૈશાખ | ૨૦૩૭ ભાદરવો | ૨૦૪૦ અશાડ | ૨૦૪૩ વૈશાખ | ૨૦૪૫ ભાદરવો | ૨૦૪૮ શ્રાવણ | ૨૦૫૧ જેઠ | ૨૦૫૪ વૈશાખ | ૨૦૫૬ ભાદરવો |
| ૨૦૫૯ અશાડ | ૨૦૬૨ જેઠ | ૨૦૬૪ ભાદરવો | ૨૦૬૭ શ્રાવણ | ૨૦૭૦ જેઠ | ૨૦૭૩ વૈશાખ | | | |

## ॥ માસ સમજ. ॥

સંવત્‌થી ગણતાં પહેલો માસ કાર્તિક, ને શકથી પહેલો ચૈત્ર છે. ગુજ-રાત વિગેરે દેશોમાં કાર્તિકથી જ પહેલો માસ શરૂ કરે છે. ને દક્ષિણ વિ-ગેરે દેશોમાં ચૈત્રથી પહેલો માસ ગણે છે. પણ ખરી રીતે તો આગળ દશાને માટે બતાવ્યા પ્રમાણે કર્ક તથા મેષ સંક્રાંતિએજ, સંવત્ ને શક બદલાય

તે ધ્યાન રાખવું. હવે એક શક કે સંવતૂથી બીજા શક કે સંવત્ સુધીના વખતનું વર્ષ તેના બાર ભાગ તે બાર માસ તેનાં નામ નીચે મુજબ છે.

| સંવત્ પ્રમાણે માસનાં નામ. | | | શક પ્રમાણે માસનાં નામ. | | |
|---|---|---|---|---|---|
| | સંસ્કૃત નામ. | ગુજરાતી | | સંસ્કૃત નામ, | ગુજરાતી. |
| ૧ | **कार्तिक** | કાર્તક. | ૧ | **चैत्र** | ચૈતર. |
| ૨ | **मार्गशीर्ष** | માગશર. | ૨ | **वैशाख** | વૈશાખ. |
| ૩ | **पौष** | પોષ | ૩ | **ज्येष्ठ** | જેઠ |
| ૪ | **माघ** | માહા | ૪ | **आषाढ** | અષાઢ |
| ૫ | **फाल्गुन** | ફાગણ. | ૫ | **श्रावण** | શ્રાવણ. |
| ૬ | **चैत्र** | ચૈત્ર | ૬ | **भाद्रपद** | ભાદરવો. |
| ૭ | **वैशाख** | વૈશાખ. | ૭ | **आश्विन** | આસો. |
| ૮ | **ज्येष्ठ** | જેઠ. | ૮ | **कार्तिक** | કારતક. |
| ૯ | **आषाढ** | અષાઢ | ૯ | **मार्गशीर्ष** | માગશર |
| ૧૦ | **श्रावण** | શ્રાવણ | ૧૦ | **पौष** | પોષ. |
| ૧૧ | **भाद्रपद** | ભાદરવો | ૧૧ | **माघ** | માહા |
| ૧૨ | **आश्विन** | આસો. | ૧૨ | **फाल्गुन** | ફાગણ. |

ઉપર મુજબ બાર માસ આવે છે. તેના ૩૦ મા ભાગને એક આખો દિવસ કહે છે. એટલે પાછલ જણાવ્યા મુજબ દિવસને રાત મલીને એક આખો દિવસ થાય છે તેવા ૩૦ દિવસનો માસ, ને બાર માસનું વર્ષ.

## ( પક્ષની સમજ. )

૩૦ દિવસના બે ભાગ પાડયા છે. માસની શરૂઆતથી ૧૫ દિવસ સુધી **શુકલ** પક્ષ, ( **અજવારીઊ** ) છે. ને ૧૬ મા દિવસથી ૩૦ દિવસ સુધીનો કૃષ્ણ પક્ષ ( **અંધારિયું** ) કહે છે. સૂર્યાસ્ત વખત ( **સંધ્યાકાલ**)થી રાત્રીએ ચંદ્રમા દેખાતો થાય તે **શુકલ પક્ષ**. ને સૂર્યાસ્ત પછી રાત્રીએ બે ઘડી, ચાર ઘડી એમ મોડા મોડા ચંદ્ર ઊગે, ને છેવટે આખી રાત્રી પણ દેખાય નહી. તે **કૃષ્ણ પક્ષ.** તે બે પક્ષનો એક **માસ** થાય છે.

## ॥ તિથિની સમજ. ॥

તિથિ ૩૦ છે એમાં બે ભાગ ૧૫ શુકલ પક્ષની ને ૧૫ કૃષ્ણ પક્ષની મલીને એક માસમાં બે ભાગે વહેંચાયલી છે. તે બે પક્ષની તિથિયોનાં નામ

## તિથિનાં નામ.

| શુકલ પક્ષની. | | | કૃષ્ણ પક્ષની. | | |
|---|---|---|---|---|---|
| | સંસ્કૃત. | ગુજરાતી. | | સંસ્કૃત. | ગુજરાતી. |
| ૧ | प्रतिपदा | પડવો. | ૧ | प्रतिपदा | પડવો. |
| ૨ | द्वितीया | બીજ. | ૨ | द्वितीया | બીજ. |
| ૩ | तृतीया | ત્રીજ. | ૩ | तृतीया | ત્રીજ. |
| ૪ | चतुर्थी | ચોથ. | ૪ | चतुर्थी | ચોથ. |
| ૫ | पंचमी | પાંચમ. | ૫ | पंचमी | પાંચમ. |
| ૬ | षष्ठी | છઠ. | ૬ | षष्ठी | છઠ. |
| ૭ | सप्तमी | સાતમ. | ૭ | सप्तमी | સાતમ. |
| ૮ | अष्टमी | આઠમ. | ૮ | अष्टमी | આઠમ. |
| ૯ | नवमी | નોમ. | ૯ | नवमी | નોમ. |
| ૧૦ | दशमी | દશમ. | ૧૦ | दशमी | દશમ. |
| ૧૧ | एकादशी | અગીયારશ. | ૧૧ | एकादशी | અગીયારશ. |
| ૧૨ | द्वादशी | બારશ. | ૧૨ | द्वादशी | બારશ. |
| ૧૩ | त्रयोदशी | તેરશ. | ૧૩ | त्रयोदशी | તેરશ. |
| ૧૪ | चतुर्दशी | ચૌદશ. | ૧૪ | चतुर्दशी | ચૌદશ. |
| ૧૫ | पूर्णीमा | પુનેમ. | ૩૦ | अमावास्या | અમાસ. |

માસના ૩૦ દિવસમાં બે પક્ષની તિથિઓનાં નામ ૧૪ સુધી મલતાં સરખાં છે પણ શુકલ પક્ષમાં ૧૫ મી તિથિનું નામ **પૂર્ણીમા** (પુનેમ) છે. ને કૃષ્ણ પક્ષમાં ૩૦ મી તિથિનું નામ **અમાવાસ્યા** ( અમાસ ) છે. એવી રીતે ત્રીસે તિથિઓ બે ભાગમાં વેંચાયેલી છે. ને દરેક તિથિઓ આશરે સાઠ સાઠ ઘડીની હોય છે.

### ॥ વાર સમાજ. ॥

વાર સાત છે. તે દરેક રવિવારથી અનુક્રમે છે. ૧ રવિ. ૨ સોમ. ૩ મંગલ. ૪ બુધ. ૫ ગુરૂ. ૬ શુક્ર. ૭ શનિ. છે સાત થઈ રહે કે ફરીથી પાછા અનુક્રમે રવિથી શરૂ થાય છે. સૂરજ ઊગેથી એકવાર શરૂ થાય છે. તે બીજે દીવસે સૂરજ ઊગે ત્યારે બીજો શરૂ થાય. તે પાછો આઠ દિવસે તેનો તે વાર આવે છે.

## ॥ નક્ષત્ર સમજ. ॥

નક્ષત્ર ૨૭ નીચે મુજબ છે, તે દરેક ૬૦ ઘડીના આશરા સુધી રહે છે. રાશિની પેઠે આકાશમાં સ્થિર છે. પણ તેમાં અભિજીત્ નામનું નક્ષત્ર વધારાનું છે. તે ઊત્તરાષાઢાના ચોથા ભાગમાં એટલે ઊત્તરાષાઢાની ૬૦ ઘડીમાંથી ૪૫ ઘડીનું ગણી બાકીની ૧૫ ઘડી અભિજીત્ ને શ્રવણ નક્ષત્ર બેસતાં ઘડી ૪ જેથી અભિજીત્ ૧૯ ઘડીનું થયું; ને શ્રવણ ૫૬ ઘડી બાકીની ભોગવે. દરેક નક્ષત્ર આશરે ૬૦ ઘડીનું પણ ઓછામાં ઓછું ૫૫ ઘડીનું આવે છે ને વધારેમાં વધારે ૬૬ ઘડીનું પણ આવે છે. આખા ઊત્તરાષાઢાનો છેલ્લો ચોથો ભાગ ને શ્રવણ જેટલું આખું હોય તેનો ૧૫ મો ભાગ પહેલો અભિજીતનો છે તે સ્પષ્ટ અભિજીત્ જાણવું. સાધારણ રીતે ઊત્તરાષાઢાની ૧૫ ને શ્રવણની ૪ ઘડી કહી છે. ખરૂ તો સ્પષ્ટ બતાવ્યા પ્રમાણે જાણવું. આગલ દશામાં અભિજીતની સમજ કામ લાગશે. જેમ આકાશના બાર ભાગનું નામ રાશિ તેમ સત્તાવીસ ભાગનું નામ નક્ષત્ર છે. તેને તારા પણ કહે છે. તે રાશિવાળા દરેક ભાગોમાં વત્તા ઓછી ગોઠવેલા છે.

## ॥ નક્ષત્ર નામ. ॥

| | | | |
|---|---|---|---|
| ૧ અશ્વિની | ૯ આશ્લેષા | ૧૭ અનુરાધા | ૨૫ શતભીષા |
| ૨ ભરણી | ૧૦ મઘા | ૧૮ જેષ્ઠા | ૨૬ પૂર્વાભાદ્રપદ |
| ૩ કૃત્તિકા | ૧૧ પૂર્વાફાલ્ગુની | ૧૯ મૂલ | |
| ૪ રોહિણી | ૧૨ ઊત્તરા ફાલ્ગુની | ૨૦ પૂર્વાષાઢા | ૨૭ ઊત્તરાભાદ્રપદ |
| ૫ મૃગશીર્ષ | ૧૩ હસ્ત | ૨૧ ઉત્તરાષાઢા | |
| ૬ આર્દ્રા | ૧૪ ચિત્રા | ૨૨ અભિજીત્ | ૨૮ રેવતિ |
| ૭ પુનર્વસુ | ૧૫ સ્વાતિ | ૨૩ શ્રવણ | |
| ૮ પુષ્ય | ૧૬ વિશાખા | ૨૪ ધનિષ્ઠા | |

## ॥ યોગ વિશે. ॥

યોગ પણ ૨૭ છે. તે પણ દરેક ૬૦ ઘડીના આશરે રહે છે. તેનાં નામ નીચે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ વિષ્કુંભ | ૮ ધૃતિ | ૧૫ વજ્ર | ૨૨ સાધ્ય |
| ૨ પ્રીતિ | ૯ શૂલ | ૧૬ સિદ્ધિ | ૨૩ શુભ |
| ૩ આયુષ્યમાન્ | ૧૦ ગંડ | ૧૭ વ્યતિપાત | ૨૪ શુકલ |

| | | | |
|---|---|---|---|
| ૪ સૌભાગ્ય | ૧૧ વૃદ્ધિ | ૧૮ વરીયાન્ | ૨૫ બ્રહ્મા |
| ૫ શોભન | ૧૨ ધ્રુવ | ૧૯ પરિઘ | ૨૬ ઐંદ્ર |
| ૬ અતિગંડ | ૧૩ વ્યાઘાત | ૨૦ શિવ | ૨૭ વૈધૃતિ |
| ૪ સુકર્મા | ૧૪ હર્ષણુ | ૨૧ સિદ્ધિ | |

## ॥ કરણુ સમજ. ॥

કરણુ ૧૧ છે તેનાં નામ બવ–બાલવ–કૌલવ--તૈતલ–ગર–વણીજ–વિષ્ટિ –શકુની–ચતુસ્પદ–નાગ–કિંસ્તુઘ્ન–તેમાંનાં એક તિથીનાં બે કરણુ આવે છે શુક્લ પક્ષના પડવાને દિને **કિંસ્તુઘ્ન**કરણુ, પડવાના આરંભથી શરૂ થાય છે. ને પડવાની ૩૦ ઘડી જાય કે ( પડવાના બીજા ભાગમાં ) **બવ** શરૂ થાય છે. પછી બે બીજનાં કરણુ, **બાલવ** ને **કૌલવ.** ત્રીજનાં **તૈતલ** ને **ગર.** ચોથનાં **વણીજ** અને **વિષ્ટિ** હવે પાંચમનાં તે પછીનાં **શકુની** અને **ચતુસ્પદ** આવવાં જોઈએ તે આવતાં નથી. પણુ બવથી શરૂ થાય છે. તે વિષ્ટી સુધીનાં હમ્મેશાં અનુક્રમે બેના પ્રમાણુમાં આવશે પણુ કૃષ્ણુપક્ષની ચતુર્દશીના છેલ્લા અડધા ભાગમાં શકુનિ, ને અમાસનાં બે, ચતુષ્પદ ને નાગ છે. એટલું ધ્યાન રાખવું કે કૃષ્ણુપક્ષની ૧૪ ના છેલ્લા અડધા ભાગથી તે શુકલપક્ષના પડવાના પહેલા અડધા ભાગમાં ચાર કરણુ અનુક્રમે **શકુનિ ચતુષ્પદ, નાગ, કિંસ્તુઘ્ન** આવે છે. બાકીની દરેક તિથિઓમાં **બવથી વિષ્ટિ** સુધીજ આવે છે.

કરણુની વધારે સમજને માટે નીચેના કોઠો જોવો.

## ॥ કરણુ કોષ્ટક. ॥

| તિથીઓ છે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૩૦ | તિથિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તિથીના પ્રથમ ભાગમાં | કીં | બા | તૈ | વ | બ | કૌ | ગી | વિ | બા | તૈ | વ | બ | કૌ | ગી | વિ | ૦ | શુકલ પક્ષ |
| બીજા ભાગમાં | બ | કૌ | ગ | વિ | બા | તૈ | વ | બ | કૌ | ગી | વિ | બા | તૈ | વ | બ | ૦ | |
| તિથિના પહેલા ભાગમાં | બા | તૈ | વ | બ | કૌ | ગી | વિ | બા | તૈ | વ | બ | કૌ | ગી | વિ | ૦ | ચ | કૃષ્ણુ પક્ષ |
| બીજા ભાગમાં | કૌ | ગી | વિ | બા | તૈ | વ | બ | કૌ | ગી | વિ | બા | તૈ | વ | શ | ૦ | ના | |

## પ્રકરણ ૪ થું.

### ॥ નક્ષત્ર પરથી ચંદ્રમાની રાશિ જાણવાની સમજ. ॥

નક્ષત્રના ચાર ભાગ છે. તેને પાયા કે ચરણ કહે છે. તે નક્ષત્ર બેઠાથી ઊતરવા સુધીની ઘટી પળને ચારે ભાગતાં જે ભાગ આવે તે એક ચરણ. જેમકે અશ્વિનિ નક્ષત્ર. ૬૨ ઘટીને ૧૨ પલનું છે. તો ચારે ભાગતાં ૧૫ ઘટી ને ૩૩ પલનો ૧ પાયો અને બીજો પણ તેટલીજ ઘટીનો તે ૧૫ ઘટીને ૩૩–પલથી બેસે. તે ૩૧ ઘટી ને ૬ પલ સુધી બીજો ને ૪૬–૩૯ સુધી ત્રીજો તે પછી ૬૨ ઘટીને ૧૨ પલ સુધીનો ૪ થો પાયો સમજવો. ચંદ્રમા આશરે દિવસ ૨ ને ઘડી ૧૫ એટલે સવા બે દિવસ રહે છે. રાશિ બાર છે. ને નક્ષત્ર ૨૭ છે. જેથી સવા બે નક્ષત્રપર ચંદ્રમા એક રાશિ ભોગવે છે.

મેષ—અશ્વિનિ, ભરણી, કૃતિકાનો એક પાયો.

વરખ—કૃતિકાના ત્રણ પાયા, રોહણી, મૃગશીર્ષ અડધું.

મિથુન—મૃગશીર્ષ અડધું, આર્દ્રા, પૂનર્વસુના, ત્રણ પાયા.

કર્ક—પૂનર્વસુનો એક પાયો. પુષ્ય, આશ્લેષા.

સિંહ—મઘા, પુર્વા ફાલ્ગુની. ઊત્તરા ફાલ્ગુનીનો એક પાયો.

કન્યા—ઊત્તરા ફાલ્ગુનીના ત્રણ પાયા. હસ્ત, ચિત્રા અડધું.

તુલા—ચિત્રા અડધું, સ્વાતિ, વિશાખાના ત્રણ પાયા.

વૃશ્ચિક—વિશાખાનો એક પાયો, અનુરાધા, જ્યેષ્ટા.

ધન—મૂલ, પુર્વાષાઢા, ઊત્તરાષાઢાનો એક પાયો.

મકર—ઊત્તરાષાઢાના ત્રણ પાયા. શ્રવણ, ધનિષ્ટા અડધું.

કુંભ—ધનિષ્ટા અડધું. શતભિષા, પૂર્વા ભાદ્રપદનો એક પાયો.

મીન—પૂર્વા ભાદ્રપદના ત્રણ પાયા, ઊત્તરા ભાદ્રપદ–રેવતિ.

### વર્ગની સમજ.

જન્મ નક્ષત્રના જે ચરણમાં જન્મ થયો હોય તે ચરણના અક્ષર ઊપરથી નિચેના કોઠામાં વર્ગ જોવાય છે. જેમ કે અશ્વિની નક્ષત્રના ૩ પાયામાં જન્મ છે. તો તેનો અક્ષર ચો છે. તો ચ અક્ષર થયો. માટે ચ અક્ષરની બાજુમાં

સિંહ કરીને લખેલું છે. તેથી સિંહ વર્ગ જાણવો. કોઈ પણ વર્ગથી અનુક્રમે ગણતાં જે પાંચમો વર્ગ આવે તેને ને જે વર્ગથી ગણ્યા હોય, તેને **શત્રુતા** જાણવી જેમ મૃગવર્ગને કેની સાથે શત્રુતા છે તે જાણવા માટે મૃગથી ગણીએ તો મૃગ ૧ થાય. મેષ ૨ થાય. પછી પહેલેથી ગરૂડ ૩ માર્જાર ૪ ને સિંહ પાંચમો થયો તેથી મૃગને ને સિંહને શત્રુતા છે તેમ જાણવું ને તેવીજ રીતે ગણતાં જે વર્ગથી ૪ થો આવે તે **મિત્ર** જાણવો મૃગથી ૪ થો માર્જાર છે. તેને ને મૃગને મિત્રતા સમજવી. ત્રીજો આવે તે **સમ** જાણવો એટલે શત્રુએ નહી. તેમજ મિત્ર પણ નહી. સાધારણ જાણવો. માટે મૃગથી ૩ જો ગરૂડ છે તે એક બીજા સાથે **સમ** જાણવો.

| વર્ગ | વર્ગનાં ઉપનામ | અક્ષર |
|---|---|---|
| ગરૂડ | ગરૂડ | અ. ઈ. ઊ. એ. |
| માર્જાર | બિલાડી | ક. ખ. ગ. ઘ. ઙ. |
| સિંહ | વાઘ | ચ. છ. જ ઝ. ઞ. |
| શ્વાન | કુતરૂં | ટ. ઠ. ડ. ઢ. ણ. |
| સર્પ | સાપ | ત. થ. દ. ધ. ન |
| મુખક | ઊંદર | પ ફ. બ. ભ. મ. |
| મૃગ | હરણ | ય. ર. લ. વ. ० |
| મેષ | મેંઢું | શ. ષ. સ. હ. ० |

## ॥ યોનિ, ગણ, યુંજા, નાડી, અવકહડા, પુરૂષાકાર સ્ત્રીયાકારની રીત. ॥

જે નક્ષત્રમાં જન્મ હોય તેની હારમાં કોઠામાંથી જોઈ લેવાં જેમકે અશ્વિની નક્ષત્રની અશ્વયોનિ દેવગણ પૂર્વયુંજા ને પહેલીનાડી છે. અશ્વિની નક્ષત્રના પહેલા પાયાનો એક અક્ષર તે પ્રમાણે ચારે પાયાના ચાર અક્ષર ચુ–ચે–ચો–લા તેમ દરેક નક્ષત્રના ચાર ચાર અક્ષરો સમજવા. નક્ષત્રના જે ચરણમાં જન્મ હોય તે **ચરણના અક્ષર** પ્રમાણે **નામ પાડવું** તે ખરી રીત છે.

## ॥ પુરૂષાકાર ને સ્ત્રિયાકારની સમજ. ॥

સૂર્યના મહાનક્ષત્રથી જન્મના નક્ષત્ર સુધી ગણતાં જેટલી સંખ્યા થાય તે સંખ્યાની આડી લીટીએ નીચે બતાવેલા યોનિ ગણ વિગેરેના કોષ્ટકમાં છેલ્લે લખેલા બે ખાનામાંથી પુરૂષનો જન્મ હોય તો પુરૂષાકારના અને સ્ત્રિનો જન્મ હોય તો સ્ત્રીયાકારના ખાનામાં લખેલી જગ્યાએ **જન્મ નક્ષત્ર પડેલું** જાણવું.

**ઉદાહરણ**—જન્મ વખતે સૂર્યનું મહાનક્ષત્ર મૃગશીર્ષ છે. અને જન્મનું નક્ષત્ર જ્યેષ્ટા છે. તો મૃગશિર્ષથી ગણતાં જેષ્ટા સુધીની નક્ષત્રની સંખ્યા ૧૪

થાય છે. તો યોનિ-ગણ-વારા કોઠામાં ૧૪ ની સંખ્યાની આડી લીટીએ પુરૂષનો જન્મ છે. માટે પુરૂષાકારના ઊભા ખાનામાં હૃદિ લખેલું છે જેથી સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રનું દિનીયું નક્ષત્ર પુરૂષાકાર ચક્રમાં **હૃદયને** વિષે રહેલું છે.

## ઉપર બતાવેલી યોનિ આદિ દરેક વસ્તુઓ જોવાનો કોઠો છે.

| અંક | નક્ષત્ર. | યોનિ. | ગણ. | યુંજા. | નાડી. | ચરણના અક્ષરો છે જેને અવકહડ કહે છે. | પુરૂષા. | સ્ત્રીયા. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિનિ | અશ્વ | દેવ | પૂર્વ | આદ્ય | ચુ. ચે. ચો લા | મુર્દ્ધિ | મુસ્તક. |
| ૨ | ભરણિ | ગજ | માનુષ્ય | પૂર્વ | મધ્ય | લી. લુ. લે. લો. | મુર્દ્ધિ | મુસ્તક. |
| ૩ | કૃત્તિકા | મેષ | રાક્ષસ | પૂર્વ | અંત્ય | આ. ઈ. ઊ. એ. | મુર્દ્ધિ | મુખ |
| ૪ | રોહિણિ | સર્પ | માનુષ્ય | પૂર્વ | અંત્ય | ઓ. વા. વી. વુ. | મુખ | મુખ |
| ૫ | મૃગશિર્ષ | સર્પ | દેવ | પૂર્વ | મધ્ય | વે. વો. કા. કી. | મુખ | મુખ |
| ૬ | આર્દ્રા | શ્વાન | માનુષ્ય | મધ્ય | આદ્ય | કુ. ઘ. ઙ. છ. | મુખ | મુખ |
| ૭ | પુનર્વસુ | માર્જાર | દેવ | મધ્ય | આદ્ય | કે. કો. હા. હી. | સ્કંધ | મુખ |
| ૮ | પુષ્ય | મેષ | દેવ | મધ્ય | મધ્ય | હૃ. હે. હો. ડા. | સ્કંધ | મુખ |
| ૯ | આશ્લેષા | માર્જાર | રાક્ષસ | મધ્ય | અંત્ય | ડી. ડુ. ડે. ડો. | ભુજ | મુખ |
| ૧૦ | મઘા | મુષક | રાક્ષસ | મધ્ય | અંત્ય | મા. મી. મૂ. મે. | ભુજ | મુખ |
| ૧૧ | પૂર્વાફાલ્ગુનિ | મુષક | માનુષ્ય | મધ્ય | મધ્ય | મો. ટા. ટી. ટૂ. | હસ્ત | સ્તન |
| ૧૨ | ઊત્તરાફાલ્ગુનિ | ગૌ | માનુષ્ય | મધ્ય | આદ્ય | ટે. ટો. પા. પી. | હસ્ત | સ્તન |
| ૧૩ | હસ્ત | મહિષી | દેવ | મધ્ય | આદ્ય | પૂ. ષ. ણ. ઠ. | હૃદિ | સ્તન |
| ૧૪ | ચિત્રા | વ્યાઘ્ર | રાક્ષસ | મધ્ય | મધ્ય | પે. પો. રા. રી. | હૃદિ | સ્તન |
| ૧૫ | સ્વાતિ | મહિષી | દેવ | મધ્ય | અંત્ય | રૂ. રે. રો. તા. | હૃદિ | સ્તન |
| ૧૬ | વિશાખા | વ્યાઘ્ર | રાક્ષસ | મધ્ય | અંત્ય | તી. તૂ. તે. તો. | હૃદિ | સ્તન |
| ૧૭ | અનુરાધા | મૃગ | દેવ | મધ્ય | મધ્ય | ના. ની. નૂ. ને. | હૃદિ | સ્તન |
| ૧૮ | જ્યેષ્ઠા | મૃગ | રાક્ષસ | અંત્ય | આદ્ય | નો. ય. યી. યૂ. | નાભિ | સ્તન |
| ૧૯ | મૂલ | શ્વાન | રાક્ષસ | અંત્ય | આદ્ય | યે. યો. ભા. ભી. | ગુદ | હૃદિ |
| ૨૦ | પૂર્વાષાઢા | કપિ | માનુષ્ય | અંત્ય | મધ્ય | ભુ. ધ. ફા. ઢા. | ઝાનુ | હૃદિ |
| ૨૧ | ઊત્તરાષાઢા | બભ્રુ | માનુષ્ય | અંત્ય | અંત્ય | ભે. ભો. જા. જી | ઝાનુ | હૃદિ |
|  | અભિજીત | બભ્રુ |  | અંત્ય |  | જૂ. જે. જો. ખા. |  |  |
| ૨૨ | શ્રવણ | કપિ | દેવ | અંત્ય | અંત્ય | ખી. ખૂ. ખે. ખો. | ચરણ | નાભિ |
| ૨૩ | ધનિષ્ઠા | સિંહ | રાક્ષસ | અંત્ય | મધ્ય | ગા. ગી. ગૂ. ગે | ચરણ | નાભિ |
| ૨૪ | શતભિષા | અશ્વ | રાક્ષસ | અંત્ય | આદ્ય | ગો. સા. સી. સૂ. | ચરણ | નાભિ |
| ૨૫ | પૂર્વાભાદ્રપદ | સિંહ | માનુષ્ય | અંત્ય | આદ્ય | સે. સો. દા. દી. | ચરણ | ગુદ |
| ૨૬ | ઊત્તરાભાદ્રપદ | ગા | માનુષ્ય | અંત્ય | મધ્ય | દુ. ઞ. ઝા. થા. | ચરણ | ગુદ |
| ૨૭ | રેવતિ | હસ્તી | દેવ | પૂર્વ | અંત્ય | દે. દો. ચ. ચી. | ચરણ | ગુદ |

# જન્માક્ષરમાં લખવામાં આવતી ઊપયોગી બાબતોનો કોઠો છે.

| રાશિઓ | જન્મ વખતે ચંદ્રમા જે રાશિનો છે તે રાશિના નીચે લખેલા તેનો વર્ણને હંસક જાણવો. | | જે રાશિના સૂર્યમાં જન્મ હોય તે રાશિના નિચે લખેલાં રૂતુ ગોલ અયનમાં તે માણસનો જન્મ જાણવો. | | | મેષાદિના અનુક્રમે સ્વામિ.યા માલિક. | મેષથા ચર સ્થિરદ્વિસ્વભાવ રાશિઓઅનુક્રમે છે. | મેષથી ક્રુર એટલેપાપ સૌમ્ય એટલેશુભરાશિ અનુક્રમેછે. | મેષથી પુરૂષને સ્ત્રી રાશિ અનુક્રમે છે. | મેષથી વિષમ(એકી) સમ(બેકી) રાશિયો.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ક્ષત્રિ | અગ્નિ | વસંત | ઊત્તર | ઊત્તર | મંગલ | ચર | ક્રર | પુરૂષ | વિષમ |
| વરખ | વૈષ્ય | ભૂમિ | ગ્રીષ્મ | ઊત્તર | ઊત્તર | શુકર | સ્થિર | સૌમ્ય | સ્ત્રી | સમ |
| મિથુન | શુદ્ર | વાયુ | ગ્રીષ્મ | ઊત્તર | ઊત્તર | બુધ | દ્વિસ્વભાવ | ક્રર | પુરૂષ | વિષમ |
| કર્ક | બ્રાહ્મણ | વારિ | વર્ષા | ઊત્તર | દક્ષિણ | ચંદ | ચર | સામ્ય | સ્ત્રી | સમ |
| સિંહ | ક્ષત્રિ | અગ્નિ | વર્ષા | ઊત્તર | દક્ષિણ | સૂર્ય | સ્થિર | ક્રૂર | પુરૂષ | વિષમ |
| કન્યા | વૈષ્ય | ભૂમિ | શરદ્ | ઊત્તર | દક્ષિણ | બુધ | દ્વિસ્વભાવ | સૌમ્ય | સ્ત્રી | સમ |
| તુલા | શુદ્ર | વાયુ | શરદ્ | દક્ષિણ | દાક્ષણ | શુકર | ચર | ક્રર | પુરૂષ | વિષમ |
| વૃશ્ચિક | બ્રાહ્મણ | વારિ | હેમંત | દક્ષિણ | દક્ષિણ | મંગલ | સ્થિર | સૌમ્ય | સ્ત્રી | સમ |
| ધન | ક્ષત્રિ | અગ્નિ | હેમંત | દક્ષિણ | દક્ષિણ | ગુરૂ | દ્વિસ્વભાવ | ક્રૂર | પુરૂષ | વિષમ |
| મકર | વૈષ્ય | ભૂમિ | શિશિર | દક્ષિણ | ઊત્તર | શનિ | ચર | સૌમ્ય | સ્ત્રી | સમ |
| કુંભ | શુદ્ર | વાયુ | શિશિર | દક્ષિણ | ઊત્તર | શનિ | સ્થિર | ક્રૂર | પુરૂષ | વિષમ |
| મીન | બ્રાહ્મણ | વારિ | વસંત | દક્ષિણ | ઊત્તર | ગુરૂ | દ્વિસ્વભાવ | સૌમ્ય | સ્ત્રી | સમ |
| રાશિ | વર્ણ | હંસક | રૂતુ | ગોલ | અયન | સ્વાંમી | ૦ | ૦ | ૦ | ૦ |

## નામ પાડવા વિષે બે રીત.

એક **રાશિ** ઉપરથી બીજુ **નક્ષત્રના ચરણ** ઉપરથી તેમાં ખરી રિતે ચરણ ઉપરથી નામ પાડવું, વધારે માન્ય છે, પણ તેમાં ફકત એકજ અક્ષર આવે છે. ને તેમાં પણ જેમકે **હી** અક્ષર આવે છે તો તેના ઉપરજ નામ પાડવું પડે છે. ને તેના ઉપર નામ ન આવતું હોય તો પછી નામને માટે વિચાર કરવો પડે છે. માટે ગુજરાત વિગેરે દેશોમાં રાશિ ઉપર અક્ષરો વધારે હોવાથી કોઈ પણ અક્ષર ઉપર નામ મલતું આવવાને લીધે **રાશિ** ઉપર નામ પાડે છે.

**પહેલી રીત**—જન્મના દિવસે નક્ષત્ર જે હોય તેના કીયા પાયામાં જન્મ છે તે આપણે આગલ બતાવ્યું છે. તે પ્રમાણે શોધી કાઢી તે પાયાનો અક્ષર આગલ બતાવ્યા પ્રમાણે યોનિ ગણવાલા કોષ્ટકમાંથી જોઈ લેઈ જે અક્ષર હોય તેના ઉપર **નામ જન્મનું** પાડવું.

**બીજી રીત**—જન્મના ચંદ્રમાની જે રાશિ હોય તે રાશિ નિચેના કોષ્ટકમાં જયાં છે ત્યાં આગલના અક્ષરો ઉપરથી કોઈ પણ મલતું **નામ** પાડવું. જેમકે જન્મ વખતે ચંદ્રમા કર્ક રાશિનો છે તો કર્ક રાશિ આગલ ડ, હ, અક્ષરો છે, તો જન્મનાર પુરૂશ કે સ્રીનું ડ, હ, અક્ષરપર પોતાની નાત કુલના રીવાજે જે નામ એ અક્ષરોપર આવે તે **નામ** પાડવું.

| રાશિ. | અક્ષર. | રાશિ. | અક્ષર. |
|---|---|---|---|
| મેષ | અ લ ઈ | તુલા | ર ત |
| વરખ | બ વ ઉ | વૃશ્ચિક | ન ય |
| મિથુન | ક છ ઘ | ધન | ભ ધ ફ ઢ |
| કર્ક | ડ હ | મકર | ખ જ |
| સિંહ | મ ટ | કુંભ | ગ સ |
| કન્યા | પ ઠ ણ | મીન | દ ચ ઝ થ |

र. उ. र. अ.

| शाके १८०९ वैशाख कृष्णपक्ष. | दि. पा. मु. ई. क.मो.क.मी. | चंद्र | उदगयनं ग्रीष्म ऋतु. |
|---|---|---|---|
| १बु. ८ १९ ज्ये. ४८ २० सि. ४७ १९ कौ. ८ | ३२/२५ ७ १५ २३ ५ २४ ६ २९ | ४८ धन | ४८ नं. यमघंट रोहिण्यर्कौ |
| २गु. ९ ४८ मू. ५० ३४ सा. ४५ १३ ग. १० | २६ ८ १६ २४ ५ २४ ६ २९ | धन | भ. प्र. ३९।५६ |
| ३शु. १० ५ पू. ५१ ३३ शु. ४२ १२ वि. १० | २७ ९ १७ २५ ५ २४ ६ २९ | धन | वक्रीबुधः ५९।३६ संकष्ट४ |
| ४श. ८ ५४ उ. ५१ ३७ शु. ३८ १६ बा. ९ | २८ १० १८ २६ ५ २४ ६ ३० | ६ नं. मकर | |
| ५र. ६ ४७ श्र. ५० १४ ब्र. ३३ २३ तै. ७ | २९ ११ १९ २७ ५ २३ ६ ३० | मकर | |
| ६चं. ३/५५ २४/३८ ध. ४७ ५४ ऐं. २७ ३७ व. ३/२७ | ३० १२ २० २८ ५ २३ ६ ३० | १९ नं. कुंभ | भ.नि. ३१।१ उबुअप. ५३।४६ |
| ८मं. ५३ ५६ श. ४५ ३ वै. २१ १८ बा. २६ | ३० १३ २१ २९ ५ २३ ६ ३१ | कुंभ | मृत्यु ४५ अगस्त्यस्तः ५२/२४ + |
| ९बु. ४८ १५ पू. ४१ ३० वि. १४ ३३ तै. २१ | ३१ १४ २२ ३० ५ २३ ६ ३१ | २७ नं. मीन | |
| १०गु. ४२ १४ उ ३७ २५ प्री. ७/५२ १३/२३ व. १५ | ३२ १५ २३ ३१ ५ २३ ६ ३२ | मीन | भ. प्र. १५।१५ |
| ११शु. ३६ ९ रे. ३३ २८ सौ. ५१ ५५ ब. ९ | ३३ १६ २४ १ ५ २३ ६ ३२ | ३३ नं. मेष | जुन अमृत ३३ अपरा ११ |
| १२श. ३० ४ अ. २९ २४ शो. ४४ ३७ कौ. ३ | ३४ १७ २५ २ ५ २३ ६ ३२ | मेष | शनिप्रदोष |
| १३र. २४ १५ भ २५ ३३ अ. ३७ १६ व. २४ | ३५ १८ २६ ३ ५ २३ ६ ३३ | ३९ नं. वृषभ | भ.नि. ५१।२७ ।शिवरात्रः |
| १४चं. १८ ४० कृ. २२ १ सु. ३० १३ श. १८ | ३६ ९ २७ ४ ५ २३ ६ ३३ | वृषभ | दर्श ३० |
| ३०मं. १३ ४२ रो. १९ ३ धृ. २३ ४४ ना. १३ | ३२/३७ २० २८ ५ ५ २३ ६ ३३ | ४८ नं. मिथुन | भावुका ३० |

| र | चं | मं. | बु. | गु | शु | श | रा |
|---|---|---|---|---|---|---|---|
| १ | १ | ० | १ | २ | ० | १ | ६ |
| २१ | १८ | १२ | २४ | १५ | २४ | १० | १७ |
| ५० | ४४ | १३ | ३३ | २४ | २७ | १२ | ३६ |
| १७ | १ | २ | ४३ | ३१ | ११ | १४ | ४७ |
| ५७ | ८३६ | ४६ | ५०व | १२ | ७२ | ८ | [illegible] |
| १४ | ४१ | २६ | २५ | ३४ | ४४ | १७ | १ |

अ. ४वै. क्र. ३०भो. प्रा.ग. १२३चं.

क्र. ७८।२८।र.फ.घ. ०।५९।५३.




† ३३-४५. + कला ८.

र. उ. र. अ.

शाके १८०५ ज्येष्ठ शुक्लपक्ष. उदगयनं ग्रीष्म ऋतु.

| तिथि | घ. प. | नक्षत्र | योग | करण | दि. | पा. | मु. | इं. | क.मी. | क.मी. | चंद्र. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १बु. | ९ ४६ | मृ. १७ ६ | शु. १८ | १व.१० | ३२/३८ | २१ | २९ | ६ | ५ २३ | ६ ३४ | चंद्र |
| २गु. | ६ २६ | आ.१५ ५० | गं. १३ | ७कौ. ६ | ३९ | २२ | १ | ७ | ५ २३ | ६ ३४ | मिथुन |
| ३शु. | ४ २० | पु. १५ ५६ | वृ. ९ | ४ग. ४ | ४० | २३ | २ | ८ | ५ २३ | ६ ३४ | १ नं. कर्क |
| ४श. | ३ २८ | पु. १७ ३ | ध्रु. ५ | ५९वि. ३ | ४१ | २४ | ३ | ९ | ५ २३ | ६ ३५ | कर्क |
| ५र. | ३ ५४ | आ.१९ ३२ | व्या. ३ | ५९बा. ४ | ४१ | २५ | ४ | १० | ५ २३ | ६ ३५ | १९ नं. सिंह |
| ६चं. | ५ ४० | म. २३ २१ | ह. २ | ५७तै. ५ | ४२ | २६ | ५ | ११ | ५ २३ | ६ ३५ | सिंह |
| ७मं. | ८ ३२ | पू. २७ ५९ | व. २ | ४६व. ८ | ४३ | २७ | ६ | १२ | ५ २३ | ६ ३६ | ४४ नं. कन्या |
| ८बु. | १२ २७ | उ. ३३ ४७ | सि. ३ | २६व.१२ | ४३ | २८ | ७ | १३ | ५ २३ | ६ ३६ | कन्या |
| ९गु | १७ १ | ह. ३९ ५४ | व्य. ४ | ३८कौ.१७ | ४४ | २९ | ८ | १४ | ५ २३ | ६ ३७ | कन्या |
| १०शु | २१ ५१ | चि. ४६ ३१ | ब. ६ | ८ग.२२ | ४५ | ३० | ९ | १५ | ५ २३ | ६ ३७ | १३ नं. तूळा |
| ११श. | २६ ३८ | स्वा.५२ ५५ | प. ७ | ३८वि.२६ | ४५ | १ | १० | १६ | ५ २४ | ६ ३७ | तूळा |
| १२र. | ३१ २ | वि. ५८ ३५ | शि. ८ | ५६बा.३१ | ४६ | २ | ११ | १७ | ५ २४ | ६ ३७ | ४२ नं. वृश्चिक |
| १३चं. | ३४ ५१ | अ. ६० ० | सि. ९ | ४६कौ. ३ | ४७ | ३ | १२ | १८ | ५ २४ | ६ ३७ | वृश्चिक |
| १४मं. | ३७ ३४ | अ. ३ ३१ | सा. ९ | ५९ग. ६ | ४८ | ४ | १३ | १९ | ५ २४ | ६ ३८ | वृश्चिक |
| १५बु. | ३९ ३ | ज्ये. ७ २३ | शू. ९ | १०वि. ८ | ३२/४८ | ५ | १४ | २० | ५ २४ | ६ ३८ | ७ नं. धन |

मृगेर्क:३२।२५।कोलहा सूर्य
साबान.
भ.प्र.३३।५४ वि. ना. ४
† चं पु.+स्त्री. फसलीसन्ने.
१९ नं. यमघंट.शन्युदय.
वृषेशुक्र १३।३०
भ. नि. ४०।२९ दुर्गा ८
मिथुनेर्क:३३।५२। मु३०स्थि
बुधोदय: पूर्वे ८।४०।
भ.प्र.५४।१४दशहरासमा:
देहे. निर्जला ११
५८ नं. मृत्यु. दग्ध११†
सोमप्रदोष
७नं.यम.भ.नि८।१८आ ·।·

| सू. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा. |
|---|---|---|---|---|---|---|---|
| २ | ७ | ० | १ | २ | १ | १ | ६ |
| ६ | २८ | २३ | १८ | १८ | १२ | १२ | १६ |
| ५ | २८ | ९ | ३९ | ४३ | ३६ | ८ | ४९ |
| ३८ | १९ | २९ | ८ | ५४ | ३६ | ४ | ५ |
| ५७ | ७·७ | ४४ | १४ | १२ | ७३ | ७ | ३ |
| १ | ५८ | ३८ | ४४ | ३४ | २० | २९ | ११ |

अ.प ज्येष्ठ.शु.१५ बु प्रा.ग. १३८
च.ऋ.८४।४८ र.फ.ध.०।२।१८




†१२९३. आर्बीसन्ने१२८४सूर.अ बीं.सं.म. अ.चंद्र द दसहरा प्रा. करिदिनं. ६पू. ५९/३२ †मार्गेबुध ·।· दर्के ३४-४५ मोर चं. सू स्त्री. न.बट१५मन्वादि

र. उ. र. अ.

शाके १८०५ ज्येष्ठ कृष्णपक्ष.    ति. पा. मु. ई. क.मी.क.मी.    चंद्र.    उदगयनं ग्रीष्म ऋतु.

| ति. वा. घ. प. न. घ. प. यो. घ. प. क. घ. | | | | | | चंद्र. | |
|---|---|---|---|---|---|---|---|
| १गु. ३९ २४ मू. ९ ५९ शू. ७ २७बा. ९ | ३२ ४९ | ६ १५ २१ | ५ २५ | ६ | ३८ | धन | गुवस्तः पर ५२।२९ |
| २शु. ३८ १६ पू. ११ १२ ब्र. ४ ५२तै. ९ | ५० | ७ १६ २२ | ५ २५ | ६ | ३८ | २६ नं. म. | |
| ३श. ३६ १८ उ. ११ ३६ ऐं. ५५ ⁄ १ २१ ⁄ २व. ७ | ५० | ८ १७ २३ | ५ २५ | ६ | ३९ | मकर | भ.प्र. ७ १७ संकष्ट ४ |
| ४र. ३२ ४७ श्र. १० २५ वि. ५० ५२ब. ४ | ४९ | ९ १८ २४ | ५ २५ | ६ | ३९ | ३९ नं कुंभ | |
| ५चं. २८ ३२ ध. ८ १३ प्री. ४४ ३५तै. २८ | ४८ | १० १९ २५ | ५ २६ | ६ | ३९ | कुंभ | |
| ६मं. २३ २६ श. ५ ४० आ. ३७ ५२व. २३ | ४७ | ११ २० २६ | ५ २६ | ६ | ३९ | ४८ नं. मीन | मृत्यु ५, भ, नि५०।३८ |
| ७बु. १७ ५० पू. ५६ ⁄ २ ७ ⁄ १३ सौ. ३० ३६ब. १८ | ४६ | १० २१ २७ | ५ २६ | ६ | ३९ | मीन | काला ८ |
| ८गु. ११ ५१ रे. ५४ १८ शो. २२ ५६कौ. १२ | ४६ | १३ २२ २८ | ५ २६ | ६ | ३९ | ५४ नं. मेष | |
| ९शु. ५३ ⁄ ५ ५६ ⁄ ४६अ. ५० ६ अ. १५ ४०ग. २७ ⁄ ५ | ४५ | १४ २३ २९ | ५ २७ | ६ | ३९ | मेष | भ,प्र,३४।४४वृषेभौम२५।५ |
| ११श. ५३ ४२भ. ४६ १५ शू. ८ ५ब. २६ | ४४ | १५ २४ ३० | ५ २७ | ६ | ४० | मेष. | यागीनिस्मार्त ११ |
| १२र. ४८ ८कृ. ४२ ४७ धृ. ५२ ⁄ ० ४८ ⁄ ४३कौ. २१ | ४३ | १६ २५ | १ ५ २७ | ६ | ४० | वृषभ | जुलै,दग्ध४८ भागवत११§ |
| १३चं. ४३ ८रो. ३९ ३४ ग. ४६ ५९ग. १५ | ४२ | १७ २६ | २ ५ २८ | ६ | ४० | वृषभ | ३९नं,अमृ,सोमप्र,शिव मि* |
| १४मं. ३८ ५२मृ. ३७ १३ वृ. ४१ ८वि. ११ | ४१ | १८ २७ | ३ ५ २८ | ६ | ४० | ८ नं मि. | ३७नं,यम,म,नि ११।० |
| ३०बु. ३५ ३९आ. ३५ ४४ध्रु. ३५ १७च. ७ | ३२ ४० | १९ २८ | ४ ५ २८ | ६ | ४० | मिथुन | पुनर्वस्वर्क ३८ ⁄ ५५ घोडा चं,चं |

| सू | चं | मं | बु | गु | शु | श | रा |
|---|---|---|---|---|---|---|---|
| २ | २ | १ | २ | २ | १ | १ | ६ |
| १९ | ११ | ३ | १ | २२ | २९ | १३ | १६ |
| २१ | ४८ | २४ | ४० | ० | ३७ | ४५ | ४ |
| ५६ | ५१ | २८ | ५५ | ४२ | ३० | ४४ | ३४ |
| ५६ | ८२० | ४४ | ७७ | १३ | ७२ | ६ | ३ |
| ५४ | २४ | ३८ | ३२ | २४ | ८ | ४१ | ११ |

अ,६ज्ये,कृ,३०बु,प्रा,ग,१५२च,
ऋ,७९-५८२,फ,ऋ०।३।२२.




§ ति, वा, ७ * धुने बुध ४१।५२ × श्री, श्री मिथुनेशुक्र १८।४० दर्श ३०

## ॥ પંચાંગના કોઠાની સમજ. ॥

આગલ બતાવેલા કોઠા પ્રમાણે છાપેલા **પંચાંગોમાં** કોઠા કાઢેલા હોય છે તેને **ભાગપત્રુ** કહે છે. તે એક માસમાં બે હોય છે. પહેલા ભાગપાત્રને શુક્લપક્ષનું, ને બીજાને કૃષ્ણપક્ષનું કહે છે. શુક્લપક્ષ ને સુદી ( અજવારીયું ) ને કૃષ્ણપક્ષ ને વદી ( અંધારીયું ) સમજવું. તે ભાગપત્રાના ઉપરની લીટીમાં **શક, મહિનો, પક્ષ** લખ્યાં છે જેમકે કોઠામાં શાકે ૧૮૦૫ વૈશાખ કૃષ્ણપક્ષ છે, તેજ લીટીમાં **દિ,** અક્ષર છે. તેથી દિ, ના નીચે લખેલા દરેક આંકડા **દિનમાનનિ** ઘડી, પલના છે એટલે સૂરજના ઉગવાથી આથમવા સુધી ( સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી )માં કેટલી ઘડી, પલ, થાય છે તેને દિનમાન કહે છે. પછી **पा** થી પારસીના રોજ નીચે લખેલા સમજવા. **मु** થી **મુસલમાની તારિખ,** ને **इ,** થી **ઇગ્રેજી તારીખ** જાણવી. **र. उ.** બે અક્ષરથી **રવિ ઊગવાના કલાક** ને **મીનિટ** છે **र. अं.** એ બે અક્ષરથી **રવિ** કેટલા કલાક મીનીટે આથમે છે પછી **चंद्र** એટલે હમ્મેશ **ચંદ્ર** કઇ રાશિના હોય છે ને તે કેટલી ઘડીએ બદલાય છે, તે પણ લખ્યું છે. પછી **उदगयनम** થી તે પક્ષમાં ઉત્તરાયનનો સૂરજ જાણવો. પછી **ग्रीस्मऋतु** થી તે પક્ષમાં ગ્રીસ્મરૂતુ જાણવી. એ પ્રમાણે મથાલાની આખી લીટીની બાબત જાણવી. પછી તેના નીચેની લીટીમાં પહેલા ખાનામાં ૧ કરેલો છે તેના નીચે બે, ત્રણ, ચાર, એમ અનુક્રમે ૧૫ સુધી શુકલપક્ષની પડવેથી માંડીને ૧૫ તિથિઓ જાણવી. એ પ્રમાણે કૃષ્ણુપક્ષમાં પણ **પડવેથી અમાસ** સુધીની તિથિઓ છે તેમજ વૈશાખ વદી પડવાની બાજુમાં **बु** કરેલું છે તેથી પડવાને દિવસે **બુધવાર** સમજવો. એમ દરેક તિથિની બાજુમાં વાર જોવા. વારના પહેલા એકજ અક્ષરથી આખું નામ સમજી લેવું. પડવાની લીટીમાં વાર પછી તિથિની ઘડી પલ એટલે પડવો કેટલી ઘડી ને પલ રહેશે તે છે. જેમકે ૮ ને ૧૯ તેટલી ઘડી સુધી તે દીવસે પડવો છે પછી બીજ બેસે તેમ દરેક તિથિની લીટીમાં વાર પછી તિથિ ઉતરવાની ઘટીઓ જોવી. તિથિની ઘટી પલ પછી નક્ષત્રના અક્ષરો છે. પડવાની લીટીમાં પહેલો અક્ષર **ज्ये** લખ્યો છે. એટલે **જયેષ્ટા નક્ષત્ર** પડવાને દિવસે છે, તેમ જાણવું; ને તેના પછી તે જ્યેષ્ટા ઉતરવાની ઘટી પલ છે તેમ દરેક તિથિયોની લીટીમાં નક્ષત્રના પહેલા અક્ષરથી નક્ષત્ર જાણવું તે કેટલી ઘટી પલે ઉતરશે તે જોવું. તેમાં **अ.** અક્ષર ઉપર બે નક્ષત્ર છે. જેથી તેના પહેલા ને પછીના અક્ષરનાં

નક્ષત્રો ઉપરથી આ અક્ષરનું વચલું કયું નક્ષત્ર છે, તે શોધી કાઢવું. ને પુ અક્ષર ઉપર પણ પુનર્વસુ, પુષ્ય આવે છે. તેથી પહેલું પુનર્વસુ ને પછીનું પુ પુષ્ય જાણવું. પૂ દીર્ઘ હોય તેનાં નક્ષત્ર ત્રણ છે ને ઉ નાં પણ ત્રણ છે. જેથી આગલ ને પાછલના નક્ષત્રથીજ તે તપાસવાં. ઉપલા કોઠામાં જ્યેષ્ટા નક્ષત્ર ૪૮ ઘડી ને ૨૦ પલ છે ને તે પછી મૂલ શરૂ થયું જાણવું. એમ દરેક નક્ષત્ર બદલાય છે. નક્ષત્રની ઘડી, પલ, પછીના ખાનામાં અક્ષરો યોગના છે જેમાં પહેલો અક્ષર **સિ**, તેથી **સિદ્ધિ** નામનો યોગ જાણવો. ને તેની બાજુમાં ઘડી, પલ છે તેટલી એ સિદ્ધિ યોગ ઉતરે ને **સાધ્ય** બેસે તેમ દરેક જોવા. નક્ષત્રની માફક એકજ અક્ષર ઉપરથી ના સમજાય તે આગલ પાછલના યોગથી જાણી લેવા તેના પછી **કૌ**. એટલે **કૌલવ-કરણ** જાણવું. ને પાસેના એક ખાનામાં તેની ઘડી, સમજવી તેની પલ, લખતા નથી. દરેક કરણ આશરે ૩૦ ઘડી સુધીનુંજ હોય છે, ને તેનો કોઠો બતાવ્યો છે તેના ઉપરથીજ જોવુ. કારણ પંચાંગમાં સૂર્યોદય વખતે જે કરણ હોય તેજ લખાય છે, તેથી જન્મોત્રીમાં વરતીને લખવું. પછી **દિનમાન** લખેલું છે. તેમાં જેમ તિથ્યાદિકની ઘડી પલને છુટા ખાનાંમાં મુકી છે તેમ નથી પણ પહેલા એકજ ખાનામાં ઘડીને પલ બે લખેલી છે. ને પછીનાં નીચેનાં ખાનાંમાં એકલી પલોજ લખેલી છે, કારણ ઘડી તો તેટલીજ રહે છે, ને પલો વધઘટ થાય છે, જ્યારે પલો ૬૦ ઉપરાંત જાય છે ત્યારે એક ઘડી વધે છે તે જે દિવસે વધે તેજ દિવસની લીટીમાં એકજ ખાનામાં ઘડીને પલ મુકેલી હોય છે ને દિનમાનની પલો ઓછી થઇને છેક ૦ ( શૂન્ય ) થાય ત્યારે એક ઘડી ઓછી થાય છે તેને પણ એકજ ખાનામાં લખે છે ને છેલ્લા દિવસે એટલે પુનેમ કે અમાસે પણ એકજ ખાનામાં દિનમાનની ઘડી પલ લખેલાં હોય છે જેમકે વૈશાખ વદી ૧ ને બુધવારે દિનમાનના ખાનામાં ૩૨, ૨૫ લખેલા છે તેને પડવાના દિનમાનની ઘડી ૩૨ ને પલ ૨૫ જાણવી. પછી બીજને દિવસે એકલી પલ ૨૬ છે, તેથી બીજનો દિનમાન ૩૨—૨૬ સમજવો. સૌથી વધારેમાં વધારે દિનમાન કેટલો ને ઓછામાં ઓછો કેટલો તે હવે પછી બતાવવામાં આવશે.

## પારસીના રોજની સમજ.

પડવાને દિવસે **પારસીનો રોજ** ૭ મો છે ને બીજને દિવસે ૮ મો છે. એમ દરરોજ એક વધતો જાય છે. પારસીના પહેલા રોજ વારી લીટીમાં

છેક છેડે તેઓનો **મહીનો** લખેલો હોય છે. તેનાં નામો આગલ આવશે. તેમજ પહેલો રોજ ને પહેલો મહીનો જે દિવસે હોય તેની લીટીમાં **સન્ન** લખેલો હોય છે. તેને **પારસીનો યઝ્દેજરદી સન્ન** કહે છે, જેમકે જેઠ સુદી ૧૧ ને શનિવારે પારસીનો રોજ પહેલો છે. ને તેજ લીટીમાં **દેહે** મહીનો લખેલો છે. બારમા માસનો ૩૦ મો રોજ થાય તેના પછીના પાંચ દીવસ રહીને નવું વરસ શરૂ થાય છે, તે પાંચ દીવસને **ગાથા** કહે છે, તે ગાથાનો પંચાંગમાં **ગા** અક્ષર લખેલો છે તે જાણવો. ને મુસલમાની તારિકોને પણ **રોજ** કહે છે જેમકે **વૈશાખ** વદી **૧** ને બુધવારની લીટીમાં મુસલમાની **રોજ ૧૫** મો છે, તેવીજ રીતે જેઠ સુદી ૨ ને દિવસે મુસલમાની તારીક પહેલી ને તેજ લીટીના છેડે મહીનો **સાબાન** લખેલો છે તેમના પહેલા મહીનાના પહેલા રોજે **મુસલમાની હીજરી સન્ન** લખેલો હોય છે. તે પછીના ખાનામાં **ઇંગ્રેજી તારીક** મુકેલી છે તે વૈશાખ વદી ૧ ને બુધવારે ૨૩ મી તારીક છે તે તારીકો પહેલી, બીજી, **એમ** બોલાય છે. તે દરેક માસમાં કેટલી તારીકો છે તે **હવે** પછી બતાવીશું. ને પહેલી તારીકની લીટીએ માસ લખેલો હોય છે. જેમકે **વૈશાખ** વદી **૧૧** ને શુક્રવારે ઇંગ્રેજી તારીક ૧ લી ને તેની લીટીમાં **જુન** છે તે મહીનો ઇંગ્રેજી જાણવો. તા. ૧ લી ને મહીનો પહેલો જાનેવારીને દિવસે **ઇંગ્રેજી સન્ન** એટલે **ઇસ્વી-સન્** લખેલો હોય છે તે પછીના બે ખાનાઓમાં **સૂર્ય** ઊગવાના કલાક ને મીનીટ છે. જેમકે ત્રીજને શુક્રવારે **સૂર્યોદય** કેટલા કલાક ને મીનિટે થશે તો ત્રીજની લીટીમાં કલાક, ૫, ને મિનિટ, ૨૪ લખેલી છે. તે વખતે સૂર્ય ઉગે છે તેમ જાણવું. પછીનાં બે ખાનામાં **સૂર્ય અસ્ત** થવાના કલાક ને મિનિટ છે. જેમકે વૈશાખ વદી ૧ ને બુધવારે સૂર્યાસ્ત ૬-કલાક ને ૩૯ મિનિટે થશે તેમ જાણવું. પછી **ચંદ્ર** છે. તે **વૈશાખ** વદી પડવાને દિવસે ૪૮ **નં ધન** છે તેથી ૪૮ ઘટી પછી **ધનના ચંદ્ર** બેસશે ને ૪૮ સુધી **વૃશ્ચિકના** જાણવા. **તિથિ નક્ષત્ર, યોગ,** વિગેરે બેઠાથી ઉતરે ત્યાં સુધીના વખતને **સર્વર્ક્ષ** કહે છે તે સર્વર્ક્ષ કેમ જોઈ શકાય તે આગલ બતાવેલા નક્ષત્રના સર્વર્ક્ષ પ્રમાણે દરેકનાં કાઢવાં.

## ॥ ચંદ્રમા પછી ને સ્પષ્ટ ગ્રહની વચમાંના લખાણની સમજ. ॥

જેમકે **અમૃતસિદ્ધિ, યમઘંટ, મૃત્યુ, ને દગ્ધ** યોગ-એવા ઘણા થતા યોગો જે દિવસે હોય તે દિવસની લીટી **એજ** લખવામાં આવે છે. જેમકે

૧ ને બુધવાર ૪૮ **नं यमघंट** એટલે ૪૮ ઘટી પછી યમઘંટ યોગ થશે ( જ્યાં **नं.** આવે ત્યાં પછી સમજવું. ) તેવી રીતે સારા માઠા યોગો લખેલા હોય છે. ને **नं** ન હોય ને એકલો યોગને ઘટી લખી હોય ત્યાં જે ઘટી હોય તેટલીજ ઘટી સુધી તે યોગ રહેશે તેમ જાણવું. જેમકે **વૈશાખ** વદી ૮ ને મંગલવારે **मृत्यु** ૪૫. એટલે ૪૫ ઘટી સુધીજ મૃત્યુ યોગ છે. યોગ શિવાય બીજે જ્યાં **नं** નથી ને થવાનું કે બેસવાની એવી વસ્તુ હોય ને એટલી ઘટી પલ હોય તો ત્યાં તેજ ઘટી પલે બેસે છે. અથવા થાય છે તેમ સમજવું. જેમકે **વૈશાખ** વદી ૧ ને દિવસે **रोहिण्यर्कः** ૩૩–૪૫ એટલે રોહિણી નક્ષત્રનો સૂર્ય ૩૩ ઘટી ને ૪૫ પલે થાય છે. તેને સૂર્યનું **મહા નક્ષત્ર** કહે છે. રોજનાં નક્ષત્ર દિવસમાં એક આવે છે. તેને દિનીયુ, કે ચંદ્રનું નક્ષત્ર, કહે છે. ને મહા નક્ષત્ર ઘણું ખરૂં ૧૩ થી ૧૫ દિવસે ૧ પુરૂ થાય છે. ને બીજુ બેસે છે. જેમકે વૈશાખ વદી ૧ ને બુધવારે સૂર્યનું મહા નક્ષત્ર રોહિણી ૩૩ ઘટી ને ૪૫ પલે બેડું ને બીજુ ૧૩ થી ૧૫ દિવસે જોતાં જેઠ સુદી ૧ ને બુધવારે **मृगेर्क** ૩૨–૨૫ કરેલા છે એટલે રોહિણી નક્ષત્રમાંથી સૂર્ય નીકળીને મૃગશીર્ષ નક્ષત્રનો તે દિવસે ૩૨ ઘટી ને ૨૫ પલ વખતે સૂર્ય થાય છે. તેથી મહા નક્ષત્ર મૃગશીર્ષ થયું ને મૃગેર્કઃ ૩૨–૨૫ ના જોડે **कोहोला** લખ્યું છે. તેથી તે નક્ષત્રનું **શીયાળનું** વાહન છે. તેમ જાણવું. ને કોહોલા પછી **सू. चं. पु. स्त्री.** એટલે **सू**, જે, સૂર્યનું મૃગશીર્ષ નક્ષત્ર. **पु.** એટલે પુરૂષની સંજ્ઞાનું છે. ને જે દિવસે મૃગશીર્ષનો સૂર્ય થાય છે. તે દિવસનું **चं** એટલે ચંદ્રનું **( દિનીયુ )** નક્ષત્ર **स्त्री** એટલે **સ્ત્રીની** સંજ્ઞાનું છે. એવી રીતે મહા નક્ષત્ર જાણવાં. ચંદ્ર શિવાયના **દરેક ગ્રહો** એક રાશિ પુરી કરી બીજી રાશિપર ક્યા દિવસે કેટલી ઘટી પલે આવે છે તે પણ લખેલું હોય છે. તેમજ ગ્રહો **વક્રી** થાય છે તે પણ લખેલા હોય છે. ને પાછા **માર્ગી** થાય છે તે પણ લખે છે. **વૈશાખ** વદી ૩ શુક્રવારે **વક્રી બુધ** ૫૯–૩૬ વખતે થાય છે. તેમજ **વૈશાખ** વદી ૬ ને સોમવારે **बु. अ. प.** ૫૩–૪૬ એટલે **બુધ અસ્તનો પશ્ચિમમાં** ૫૩ ઘટીને ૪૬ પલે થાય છે. તેમજ ગ્રહનો **ઊદય** પણ લખેલો હોય છે. જેમકે જેઠ સુદી ૯ ને ગુરૂવારે **बुधोदय पूर्वे** ૮–૪૦ એટલે બુધનો **ઊદય** પૂર્વમાં ૮ ઘટીને ૪૦ પલે થયો છે. તેમજ જેઠ સુદી ૧૨ ને રવિવારે ૧૧ ઘટીએ **मार्गीबुध** તે વક્રી હતો તે માર્ગી થયો. ને જેઠ વદી ૯ ને શુક્રવારે **वृषभे भौमः** ૨૫–૫ લખ્યું છે તેથી તે દિવસે **વરખનો મંગલ** ૨૫, ઘટીને ૫, પલે થયો તેમ જાણવું. તેમજ હિંદુના તહેવારના દિવસો પણ લખેલા હોય

છે. તેમજ વૈશાખ વદી ૬ ને દિવસે भ. नि. એટલે ભદ્રા ( વિષ્ટિ ) નું નિવૃત્તિ ( ઊતરવું ) ઘડી ૩૧ પલ ૧૩ વખતે થાય છે. તેવીજ રીતે. भ. प्र. હોય તો વિષ્ટિ બેસે છે તેમ જાણવું.

**॥ ગ્રહોનાં પંચાંગમાં વપરાતાં સંસ્કૃત નામોની ગુજરાતીમાં સમજ.॥**

| | | |
|---|---|---|
| **अर्क. सूर्य.** રવિ. | **सौम्य. ज्ञ.** બુધ. | **मंद.** શની. |
| **इन्दु. चंद्र** સોમ. | **जीव. बृहस्पति** ગુરૂ. | **तमः** રાહુ. |
| **क्षितिज भौम** મંગલ | **भृगु. सित.** શુક્ર. | **शिखिनः** કેતુ. |

**॥બાર ખાંનાની કુંડલી ને તેના ઊપર મુકેલા ગ્રહોના કોડાની સમજ.॥**

શાકે ૧૮૦૫ વૈશાખ વદીના **સ્પષ્ટ ગ્રહ**ના કોઠામાં ઊપર र. चं. मं. बु. गु. शु. श. रा. સુધીના અનુક્રમે અક્ષરો છે. તેથી રવિ, ચંદ્ર, મંગલ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ, સમજવા. રવિના ખાનામાં. ૧, ૨૧, ૫૦, ૧૭ એવા ચાર આંક છે. તેને અનુક્રમે રાશિ, અંશ, કળા, ને વિકળા. જાણવાં. એટલે રવિ મેષ રાશિ આખી પુરી કરી વૃષભ રાશિના ૨૧ અંશ ઊપર ૫૦ કળા ને ૧૭ વિકળાનો થયો છે. તેમ દરેક ગ્રહોના નિચેના ચાર ચાર આંકો રાશ્યાદિક સમજવા. તે કોઠો સુદીના ભાગ પત્રાનો હોય તો ૧૫ (પુનેમ) ને દિવસે સૂર્યોદય (પ્રાતઃકાળ) વખતના ગ્રહ લાઘવથી ગણેલા સ્પષ્ટ ગ્રહનો ને વદી હોય તો અમાસ ( ૩૦× ) ના પ્રાતઃકાળના એટલે ઘટી ૦—૦ વખતના સ્પષ્ટ ગ્રહ છે. તેમ જાણવું. તે રાશી અંશ કલા વિકલાના નીચેના ખાંનામાં બીજા બે અંકો કલા વિકલા દરેક ગ્રહના નીચે છે. તેને **ગતિ** કહે છે. જેમકે સૂર્યની ગતિ—૫૭—૧૪ જાણવી. તેમજ ગતિમાં **व** કરેલો હોય, તે ગતિવારો ગ્રહ **વક્રી** જાણવો. જેમકે બુધની ગતિ ૫૦—૨૫ છે ને તેમાં **व** છે. તેથી બુધ વક્રી જાણવો. તેમ રાહુ હમ્મેશાં વક્રી જ હોય છે. પણ તેમાં **व** હોતો નથી. જન્મોત્રીના સ્પષ્ટ ગ્રહો કરવામાં આ કોઠા ઊપયોગમાં આવે છે. નીચે બારખાંના વાળી **કુંડલીમાં** જે રાશિનો સૂર્ય હોય તે રાશિનું **લગ્ન** મુકવામાં આવે છે. ને સૂર્યને લગ્નમાં મુકી દરેક ગ્રહો જે રાશિના છે. તે રાશિએ મુકેલા હોય છે. જેમકે સૂર્ય ૧ એટલે મેષ રાશિ પુરી કરી વૃષભ રાશિમાં છે. જેથી લગ્નમાં વૃષભનો અંક ૨ છે. ને સૂર્ય પણ ત્યાં છે. ચંદ્રની રાશિ ૧ માટે. તે પણ વૃષભમાં ૨ ના આંકે મુકયો છે. મંગલ—૦—એટલે એકના અંકે મુકેલો છે. એવી રીતે દરેક જાણવા. કારણ ઊપર મુકેલી રાશિઓ ગ્રહ ભોગવી ગએલો છે ને તેના પછીની રાશિમાં છે તેમ જાણવું. ને રાહુ બેઠો છે ત્યાંથી સાતમી રાશિમાં કેતુ આવે છે.

**॥ સ્પષ્ટ ગ્રહને કુંડલીના વચમાંના લખાણની સમજ. ॥**

**अ** ૪ કરેલા છે. તેથી **અવધિ** ૪ થો જાણવો. જેમ એક માસમાં બે પક્ષ આવે છે. તેમ દરેક માસમાં અવધિ પણ બે આવે છે. તે અવધિની સંખ્યા વરસમાં ૨૪ થાય છે. ને **અધિક માસ** હોય તો ૨૬ થાય છે. દરેક માસની દરેક પક્ષમાં અવધિ કેટલામી ચાલે છે. તેનો આંક છે પછી **वै** થી વૈશાખ માસ **જાણવો.** **कृ** છે તેથી કૃષ્ણ પક્ષને ૩૦ એટલે અમાસને **भौ** એટલે (ભૌમ) મંગલવારે **प्रा પ્રાતર્** (સવાર) નો **ग ગણ** ૧૨૩ છે. ગણની સમજ **ગ્રહલાઘવ**માં આવશે. સાધારણ રીતે ગણને દિવસ સમજવો. ને તે દરરોજ એક એક વધે છે પછી **च** કરેલો છે જે **ચર** કહેવાય છે તે ચર ધન કે રૂણ હોય છે. અહીં **ऋ** છે જેથી **રૂણ** જાણવું. ને તે પલાદિ ૭૮ । ૨૮ । છે. ધન એટલે વધારો ને રૂણ એટલે ઓછું કરવાનું જાણવું પછી **र** થી રવિનું **फ** થી ફલ **ध** થી ધન એટલે રવિનું ફલ ધન ( અંશાદિ ) ૦–૫૯–૫૩ છે. એમ જાણવું. એ **ગ્રહલાઘવ**માં આવે છે.

**॥ પારસીના રોજ, માસ, વરસ ને વધારાના પાંચ દિવસની સમજ. ॥**

**॥ પારસીના રોજનાં નામ. ॥**

| | | |
|---|---|---|
| ૧ હોર્મજ. | ૧૧ ખોરસેદ. | ૨૧ રામ. |
| ૨ બહમન. | ૧૨ મોહોર. | ૨૨ ગુવાદ. |
| ૩ અર્દીબેસ. | ૧૩ તીર. | ૨૩ દેપદીન. |
| ૪ સહરેવર. | ૧૪ ગોસ. | ૨૪ દીન. |
| ૫ અસ્પંદાદ. | ૧૫ દેપમેહેર. | ૨૫ અરસેસંગ |
| ૬ ખોરદાદ. | ૧૬ મેહેર. | ૨૬ આસ્તાદ. |
| ૭ અમરદાદ. | ૧૭ સરોસ. | ૨૭ આસ્માન. |
| ૮ દેપાદર. | ૧૮ રસન્યાર. | ૨૮ જમીયાદ. |
| ૯ આદર. | ૧૯ ફરવદીન. | ૨૯ મારેસ્ફંડ. |
| ૧૦ આવાં. | ૨૦ બેરામ. | ૩૦ અનેરાન. |

**પાંચ ગાથાનાં નામ.**

૧ અહુંનુંઅદ.
૨ ઓસ્તુઅદ.
૩ સપેંતોમદ.
૪ વોહુક્ષથર.
૫ વેહેસ્તોયસ્ત.

**બાર મહીનાનાં નામ.**

| | |
|---|---|
| ૧ ફરવરદીન | ૭ મેહેર. |
| ૨ અરદીબેસ | ૮ આવાં. |
| ૩ ખોરદાદ | ૯ આદર. |
| ૪ તીર | ૧૦ દેહે. |
| ૫ અમરદાદ | ૧૧ બમન. |
| ૬ સહરેવર | ૧૨ અસ્પંદાદ. |

વર્ષ અથવા **સન્નેયઝદેજરદી** કહેવાય છે. તે ૩૬૫ દિવસનું છે. ૩૦ રોજનો માસ છે. તેથી બાર મહીનાના ૩૬૦ દિવસ ને પાંચ ગાથા મલીને ૩૬૫ દિવસનું **વર્ષ** પુરૂં થાય. ત્યારે નવું વર્ષ બેસે છે. ઘણુંખરૂં હિંદુના **ભાદરવા** માસમાં પારસીનું વર્ષ હાલ બદલાય છે.

## ॥ મુસલમાની રોજ (તારીક)ની સમજ. ॥

મુસલમાનો **ચંદ્રમા**ની ગણતરીથી દિવસ માસ લેછે. જેથી તેમનું વર્ષ **ચાંદ્ર વર્ષ**ના જેટલું ૩૫૪ દિવસનું થાય છે. **ચંદ્રદર્શન** ( ચાંદરાત ) ના દિવસથી પહેલી તારીક શરૂ થાય છે. તે બીજી ચાંદરાતે પાછી પહેલી શરૂ થાય છે. તેટલા વખતનો એક માસ, ને તેવા બાર માસનું વર્ષ, તેને **હીઝરીસન્** કહે છે. દરેક માસ કેટલી તારીકનો છે તે ચાંદ રાતના પહેલા દિવસે મુસલમાની તારીક પંચાંગમાં જે લખેલી છે તે પ્રમાણે જોઈ લેવું.

## ॥ મુસલમાની બાર માસનાં નામ. ॥

| | | | |
|---|---|---|---|
| ૧ મોહોરમ | ૪ રબીલાખર | ૭ રજજબ | ૧૦ સવ્વાલ |
| ૨ સફર | ૫ જમાદિલાવલ | ૮ સાબાન | ૧૧ જીલકાદ |
| ૩ રબીલાવલ | ૬ જમાદિલાખર | ૯ રમજાન | ૧૨ જીલ્હેજ |

## ॥ ઇંગ્રેજી તારીક, માસ, વર્ષની સમજ. ॥

ઇશુખ્રીસ્તના જન્મ થતા પહેલાં ૪૫ વર્ષ ઉપર ઇંગ્રેજી વર્ષ ૩૬૫ દિવસનું હતું તેમાં **જુલીયસ સીજરે** તે વર્ષ ૩૬૫ દીવસ ને ૬ કલાકનું કર્યું તે એવી રીતે કે ઇગ્રેજી સનને ચારે ભાગતાં જે વર્ષમાં શેષ બચે નહિ તે વર્ષના **ફેબ્રુવારી** મહીનાની દરવર્ષે આવતી ૨૮ તારીકના બદ- લામાં એક તારીક વધારી ૨૯ તારીકનો મહીનો લીધો છે. કારણ દરવર્ષે ૭ કલાક નહી વધારતાં ચાર વર્ષે ૨૪ કલાક એટલે એક દિવસનો વધારો કરે છે. તેને, **લિપીયર વર્ષ** કહે છે. ઇસ્વીસન્ ૧૫૮૨ સુધી એ પ્રમાણે હતું. ને ૧૫૮૨ પછી નવો સુધારો દાખલ કર્યો. તે એકે જ્યારે સૈકાનું વર્ષ આવે ત્યારે ગમે તો સનને ૪ રે ભાગતાં શેષ ના વધે તો પણ દર **સો વર્ષે ફેબ્રુવારી** મહિનો ૨૯ નો ન ગણતાં ૨૮ તારીકનોજ ગણે છે એટલે ઘણુંખરૂં તેમનું વર્ષ ૩૬૫ દિવસ ૫ કલાક ૪૮ મિનિટનું થાય છે. હવે સન્ ૨૦૦૦ ને તે પછી આવનાર દર ચારસે વર્ષે સૈકાનાં વર્ષ છતાં પણ **લીપીયર** વર્ષની પેઠે **ફેબ્રુવારી** ૨૯ તારીકનો ગણવાનો ઠરાવ કર્યો છે.

## ॥ ઇંગ્રેજી મહીનાનાં નામ ને તેની તારીકો. ॥

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ જાનેવારી | તા. ૩૧ | ૫ મેહે | તા. ૩૧ | ૯ સપ્ટેંબર | તા. ૩૦ |
| ૨ ફેબ્રુવારી | તા. ૨૮ | ૬ જુન | તા. ૩૦ | ૧૦ અક્ટોંબર | તા. ૩૧ |
| ૩ માર્ચ | તા. ૩૧ | ૭ જુલાઇ | તા. ૩૧ | ૧૧ નવેંબર | તા. ૩૦ |
| ૪ એપ્રીલ | તા. ૩૦ | ૮ ઑગષ્ટ | તા. ૩૧ | ૧૨ ડીસેંબર | તા. ૩૧ |

## ॥ સૌર વર્ષની સાથે દરેક સાલોની સરખામણી. ॥

જેમાં સંક્રાંતિના નિયમ પ્રમાણે ચાર સાલો આવે છે **મેષ** સંક્રાંતિમાં હમ્મેશાં **શાલિવાહનનો** શક બદલાય છે. જ્યોતિષની ગણત્રી પ્રમાણે **વિક્રમને**ા સંવત્ કર્ક સંક્રાંતિમાં ને હિંદુ ગણત્રી પ્રમાણે **તુલા** સંક્રાંતિમાં **વિક્ર**મનો સંવત્ બદલાય છે. તેમજ **મકર** સંક્રાંતિમાં **ઇસ્ત્રીસન્** સન બદલાય છે. એ સાલો સંક્રાંતિના આધારે બદલાય છે. ખરો નિયમ તો સંક્રાંતિ જે દિવસે શરૂ થાય. તેજ દિવસે સન બદલાવો જોઇએ. પણ લોકો તેને માસના પહેલે દિવસે બદલે છે. જેમકે ચૈત્ર સુદી ૧ શાલિવાહનનો શક બદલાય છે તે પ્રમાણે સમજવું. પારસીની ગણત્રીમાં દરવર્ષે પા દિવસ ઓછો અને મુસલમાનની ગણત્રીમાં દરવર્ષે સવાઅગીયાર દિવસ સૌરવર્ષ કરતાં ઓછા રહે છે.



---

## પ્રકરણ ૬ ઠું.

### રાશિ વિષે સમજ.



આ ખા આકાશને **ભચક્ર** કહે છે. ભચક્રના બાર ભાગને બાર રાશિઓ કહે છે. તથા **ક્ષેત્ર, ગ્રહ, ઋક્ષભ,** ને **ભવન,** એ નામથી પણ ઓળખાય છે. એવી એક રાશિના ૩૦ મા ભાગને એક **અંશ** કહે છે. અંશના ૬૦ મા ભાગને **કળા** કહે છે. અને કળાના ૬૦ મા ભાગને **વિકળા** કહે છે. એથી પણ ઝીણી ગણત્રી ગણવાને ( કેશવી જેવા મોટા ગણિતમાં ) વિકળાના ૬૦ મા ભાગને **પ્રતિવિકળા** અને પ્રતિ વિકળાના ૬૦ મા ભાગને **પ્રતિવિ વિ-કળા** કહે છે સાધારણ જન્મપત્રીના ગણિતમાં રાશિ, અંશ, કળા ને વિકળા સુધીનીજ જરૂર પડે છે.

### રાશિ બાર છે તેનાં નામ નિચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧ મેષ | ૫ સિંહ | ૯ ધન |
| ૨ વૃષભ | ૬ કન્યા | ૧૦ મકર |
| ૩ મિથુન | ૭ તુલા | ૧૧ કુંભ |
| ૪ કર્ક | ૮ વૃશ્ચિક | ૧૨ મીન |

### રાશિઓના સ્વામિ યા અધિપતિ નિચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ મેષ રાશિનો સ્વામિ મંગલ | ૫ સિંહનો, સૂર્ય. | ૯ ધનનો, ગુરૂ. |
| ૨ વૃષભનો, શુક્ર. | ૬ કન્યાનો, બુધ. | ૧૦ મકરનો, શનિ. |
| ૩ મિથુનનો, બુધ. | ૭ તુલાનો, શુક્ર. | ૧૧ કુંભનો, શનિ. |
| ૪ કર્કનો, ચંદ્ર. | ૮ વૃશ્ચિકનો, મંગલ. | ૧૨ મીનનો, સ્વામી ગુરૂ. |

### ગ્રહોની સમજ.

આકાશમાં પોતાની મેળે રહેનારા ને ગતિ કરનારા ( એક જગ્યા-એથી બીજી જગ્યાએ જનારા ) પૃથ્વી જેવા મોટા આકારવાળા **નવગ્રહો**

છે. તેનાં નામ તથા તે દરેક ગ્રહ એક રાશિપર આશરે કેટલા વખત સુધી રહે છે. તે નીચે મુજબ છે.

| સંખ્યા. | નામ. | વર્ષ. | માસ. | દિવસ. | ઘટી. | પળ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | સૂર્ય | ૦ | ૧ | ૦ | ૦ | ૦. |
| ૨ | ચંદ્ર | ૦ | ૦ | ૨ | ૧૫ | ૦ |
| ૩ | મંગલ | ૦ | ૧ | ૧૫ | ૦ | ૦ |
| ૪ | બુધ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૫ | ગુરૂ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૬ | શુક્ર | ૦ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૭ | શનિ | ૨ | ૬ | ૦ | ૦ | ૦ |
| ૮ | રાહુ | ૧ | ૬ | ૦ | ૦ | ૦ |
| ૯ | કેતુ | ૧ | ૬ | ૦ | ૦ | ૦ |

દરેક ગ્રહ દરરોજ જેટલું ચાલે છે તેને **ગતિ** કહે છે. તે દરેકની કળાદિ મધ્યમ **ગતિ** નીચે મુજબ છે.

| ગ્ર. | કળા. | વિકળા. | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| સૂ. | ૫૯ | ૮ | બુ. | ૫૯ | ૮ | શ. | ૨ | ૦ |
| ચં. | ૭૯૦ | ૩૭ | ગુ. | ૫ | ૦ | રા. | ૩ | ૧૧ |
| મં. | ૩૧ | ૨૬ | શુ. | ૫૯ | ૮ | કે. | ૩ | ૧૧ |

આ હમ્મેશની મધ્યમ ગતિ સમજવિ દરરોજ દરેક ગ્રહ ઉપર લખેલી કળા વિકળાના પ્રમાણમાં આગળ વધે છે. તેને માર્ગી કહે છે. તેમાં રાહુને કેતુ હમ્મેશાં પોતાની ગતિ પ્રમાણે પાછા હટતા જાય છે, માટે તે હમ્મેશના વક્રી ગણાય છે ને બાકીના ગ્રહો આગલ વધવું મુકી દઇ પાછા જાય છે. તેને પણ વક્ર કહે છે. માટે વક્ર ગ્રહ ઉપર બતાવ્યા કરતાં વધારે વખત એક રાશિ ઉપર રહે છે. દરેક ગ્રહની મધ્યમ ગતિ જ્યારે વધે છે ત્યારે તે **શીઘ્રગતિના** કહેવાય છે, જેમકે સૂર્યની મધ્યમગતિ ૫૯–૮ છે. તેજ ૬૦–૬૧ એમ થાય છે. તેને શીઘ્રગતિનો કહે છે. ને જ્યારે મધ્યમ ગતિ ઓછી થાય છે. ત્યારે તે ગ્રહ **મંદગતિનો** કહેવાય છે. જેમકે સૂર્યની ગતિ ૫૯ છે તે ૫૮ ૫૭ એમ થાય તેને મંદગતિનો કહે છે. શીઘ્ર ગતિનો ગ્રહ પોતાના વખત કરતાં ઓછો વખત એક રાશિ ઉપર રહે છે. ને મંદગતિનો ગ્રહ બતાવેલા વખત કરતાં વધારે વખત સુધી એક રાશિપર રહે છે.

## હમ્મેશની શીઘ્ર ગતિના ગ્રહો.

હમ્મેશાંની મધ્યમ ગતિમાં જેની ગતિ વધારે છે તેને શીઘ્ર ગતિનો કહે છે. તેનાથી ઓછી ગતિનો તેથી ઊતરતો શીઘ્ર એમ અનુક્રમે નીચે મુજબ. પહેલો ચંદ્ર પછી સૂર્ય, બુધ, શુક્ર, મંગલ, ગુરૂ, રાહુ, કેતુ, શનિ, એમ અનુક્રમે છે.

**ગ્રહ ઊદય, અસ્ત, માર્ગ, વક્ર, શીઘ્ર, ને મંદ ગતિનાની સમજ.**

સૂર્ય હમ્મેશાં ઊદય કહેવાય છે. તેનો અસ્ત સમજવો જ નહી. ચંદ્રથી ૬ ગ્રહોમાંનો જે ગ્રહ સૂર્યના ભેગો હોય તે અસ્તનો થાય છે. તે વિનાના ગ્રહ ઊદયના સમજવા. એવો સાધારણ નિયમ છે. **સ્પષ્ટ ખુલાસો ગ્રહ લાઘવના ત્રીજા અધિકારમાં** આવશે. સૂર્યને ચંદ્ર હમ્મેશાં માર્ગિજ છે. તે વક્ર થતા નથી. મંગલથી પાંચ ગ્રહો વક્ર થાય છે. જેમકે સૂર્ય વૃશ્ચિક રાશિના ૪ અંશે છે. તે ૫, ૬, ૭, એમ અંશમાં વધતો જાય છે. માટે **માર્ગી** છે. ને મંગલ તુલાના ૧૨ અંશનો છે. તે ૧૨–૧૦–૯ એમ અંશમાં ઓછો થતો જાય તેથી **વક્રી** છે તેમ જાણવું.

### જન્મનો વખત કયો ખરો માનવો.

उत्तमंच जलश्रावे मध्यमं शीर्ष दर्शने
पतनेतु कनिष्टंस्यात् त्रिविधंजन्म लक्षणम् ॥ १ ॥

अन्वयः—जलश्रावे, उत्तमं, च, शीर्ष दर्शने, मध्यमं,
तु, पतने, कनिष्टं, जन्म लक्षणम्, त्रिविधं स्यात् ॥ १ ॥

**अन्वयार्थ—जलश्रावे**, પાણી છુટવું તે. **उत्तमं** સર્વથી શ્રેષ્ટ. **च**, અને **शिर्षदर्शने** માથાના દેખાવ વખતે **मध्यमं** મધ્યમ **तु** ફરી **पतनेकनिष्टंस्यात्** પતન થયે ( બહાર પડે ) કનિષ્ટ હોય. **जन्मलक्षणं**—જન્મનાં લક્ષણ. **त्रिविधं** ત્રણ પ્રકારનાં **स्यात्** હોય.

**ભાવાર્થ**—માણસના જન્મ વખતે પ્રથમ પાણિનું વહેવું સ્ત્રીઓને થાય છે. તે વખતે **જન્મ** વખત લખવામાં આવે તો તે **ઉત્તમ** જાણવો. **કેમ** જે તે પ્રથમ **દ્વાર** ખુલ્લું થઈ બાલકને હવા લાગે છે. તે પછી **માથું** દેખાય **છે**. તે વખતનો જન્મ લેવાય તો **મધ્યમ જન્માક્ષર સમજવા છેક** બહાર પડયા પછી છોકરો કે છોકરી નક્કી કરીને **જન્મ વખત લખવામાં**

આવે છે. તે **કનિષ્ટ** એટલે હલકી પંક્તિના ( ઉતરતા દરજાના ) જન્મા-ક્ષર સમજવા.

॥ ઉપલીજ વાતને મલતો બીજો શ્લોક ॥

**शीर्षे प्रसूते घटिका निधेया कालोतिसुक्ष्मः कथितोमुनींद्रैः**

**अन्वायर्थ-शीर्षप्रसूते ( सति )** મસ્તક દર્શન થયે સતે. **घटिका निधेया**—ઘટી સ્થાપન કરવી. **अति सूक्ष्मः** ઘણોજ સ્પષ્ટ **कालः** ઇષ્ટ કાલ તે **मुनींद्रैः** પૂર્વાચાર્યો અથવા મહર્ષિયો એ **कथितः** કહ્યો છે.

**ભાવાર્થ**—માથુ દેખાય તે વખતે ઘટી મુકવી. તેને મુનિયોએ ઘણો સ્પષ્ટ ઇષ્ટકાળ કહ્યો છે. માટે કદાચ જલશ્રાવ વખત ન લઇએ તો માથું દેખાવાનો વખત તો લેવોજ જોઇએ. તે ઘણા લોકો નહી જાણતા હોવાથી બહાર પડવાનો વખત આપે છે. ત્યારે જોશીયોએ તે વખત ખરો ખોટો જાણવાને નિચે મુજબ યુક્તિ કરી છે.

**ओजेतदंशे पुरुषस्यजन्म**
**लग्नेस्त्रिय स्तद्विपरीत भांशे ।**

**अन्वयार्थ-तदंशे ओजेसति** તેનો (લગ્નનો) નવમાંશ વિષમ સતે **पुरुषस्य जन्म. ( ज्ञेयम् )** પુરૂષનો જન્મ જાણુવો. **लग्न** લગ્નને વિષે **तत्** તે થકી **विपरीतभांशे** ઉલટા નવમાંશ એટલે સમનવમાંશને વિષે **स्त्रियः** સ્ત્રીનો **जन्म** જન્મ **( ज्ञेयम )** જાણુવો.

**ભાવાર્થ**—નવમાંશમાં લગ્ને **એકી** રાશિ ( ૧-૩-૫-૭-૯-૧૧ ) હોય તો **પુરૂષ**નો જન્મ જાણુવો, અને **બેકી** રાશિ ( ૨-૪-૬-૮-૧૦-૧૨ ) નવમાંશમાં લગ્ને હોય તો **સ્ત્રી**નો જન્મ જાણુવો. માટે જન્મના વખત-પરથી ઇષ્ટ ઘટી કરી તે પરથી લગ્નની રાશિને અંશ કાઢવા. ( એટલે લગ્ન પત્રા ઉપરથી કાચું લગ્ન બેસાડવું. ) તે પરથી નવમાંશનું લગ્ન જોવું. તે એકી રાશિનું આવે ને છોકરાઓનો જન્મ હોય તો ઇષ્ટ ઘટીમાં કંઇ પણ ફેરફાર કરવો નહિ. પણ જો નવમાંશમાં બેકી લગ્ન આવે તો ઇષ્ટ ઘટી ઓછી કરી એકી નવમાંશ લાવવું તેમજ છોકરીનો જન્મ હોય તો બેકી રાશિનુંજ નવમાંશમાં લગ્ન લેવું. કદાચ ઇષ્ટ ઘટી પ્રમાણે બેકી નવમાંશ ના આવે તો ઇષ્ટ ઘટી ઘટાડી બેકીજ લાવવું પણ ઇષ્ટ ઘટી વધારવી નહી. કારણ જે બહાર પડવા કરતાં માથું દેખાવાના વખત તરફ જવું તે વધારે

યોગ્ય છે. પણ બહાર પડવા પછીના વખતમાં વધારો કરવો તે તદ્દન ખોટું છે. ( **કાચુ લગ્નને નવમાંશની રીત હવે પછી આવશે.** ) છોકરા છોકરીના નવમાંશ મેળવ્યા પછીજ બીજું ગણિત કરવું. કેમ જે **નવમાંશ** નહિ મલવાથી ઇષ્ટ ભૂલ ભરેલી ગણાશે.

**જન્મ વખત જાણવા માટે (તામ્રઘટી) તાંબાની ઘટી બનાવવાની રીત.**

**घटदलरुपा घटिता घटिका ताम्री तले पृथुच्छिद्रा ॥**
**द्युनिश नीमज्जन मित्या भक्तं द्युनिशं घटीमानम् ॥१॥**

**अन्वयार्थ—घटद्दलरुपा** ઘડાના નીચેના અડધા ભાગ જેવી **घटिता** ઘડેલી **ताम्रीघटीका** ત્રાંબાની ઘડીકા **तले** નિચે **पृथुच्छिद्रा** કાંણાવાલી **द्युनिशं** દિવસ રાત્રિ મલીને **नीमज्जनमित्याभक्तं** જેટલી વખત ડુબે તેટલી વખતને ૬૦ કે ભાગતાં એક આવે એવું **द्युनिशं** દિવસ રાત્રિનું **घटी-मानम्** ઘડીનું માન હોય છે.

**ભાવાર્થ**—ઘડાના નિચેના અડધા ભાગ જેવી નિચે કાણાવાળી અને અડધા સૂર્યના ઊગવાથી તે બીજા દિવસનો અડધો સૂર્ય ઊગે તેટલા વખતમાં ૬૦ વખત પાણીમાં ડુબે એવી **ઘટી** બનાવવી તેને **ઘટી-યંત્ર** કહે છે. ॥ ૧ ॥

**॥ ઘટી બનાવવાને માટે વિશેષ ખુલાસાથી બીજી રીત ॥**

**जलयंत्रेण तल्लग्नं दद्या त्तेनार्चितो द्विजः ॥**
**मुखंवृत्तं द्वादशभि रंगुलैश्च षडुन्नतं ॥ १ ॥**

**ભાવાર્થ**—જલ યંત્રથી લગ્ન આપવું. ( એટલે લગ્ન થતી વખતે હસ્તમેલાપકનો વખત જાણવા ઘટી મુકવી ) તે પછી ( એટલે હસ્તમેલાપક થઈ રહે તે પછી ) **ઘટીયંત્રની** ને **જોશીની** પુજા કરવી, ઘટીનું ગોળાકાર ઉપરની બાજુ બાર આંગળના વિસ્તારવાળું મુખ કરવું, એટલે **મધ્યબિં-દુથી** ઊભી સળી રાખતાં વર્તુળાકાર છ આંગળનો ઘેરાવો આવે ને એક બાજુથી બીજી સામી બાજુએ ઘટીના મુખપર દોરી ભરીએ તો ૧૨ આંગળ થાય ને મધ્યબિંદુથી ઊભી સળી રાખતાં ૬ **આંગળની ઊં-ચાઈની** થાય. ॥ ૧ ॥

**घटार्द्धंद्व त्ताम्रपात्रं कुर्यात्तद्दशभिः पलैः ॥**
**षष्टिर्भजे दहोरात्रे घटिका पात्र मुत्तमम् ॥ २ ॥**

**ભાવાર્થ**—ઘડાના નીચલા અડધા ભાગના આકાર જેવી **દશ પળ** તાંબાની ઘટી બનાવવી. તે દિવસને રાત્રિને ૬૦ થી ભાગતાં એક આવે તેવી એટલે એક ઘટીના માપની **ઉત્તમ ઘટી** થઇ. ॥ ૨ ॥

## ॥ ઘટીને નિચે છિદ્ર પાડવાની રીત. ॥

**माषमात्र त्र्यंशयुत स्वर्ण वृत्तशलाकया ॥**
**चतुर्भिरंगुलैराय तयाविद्धं स्फुटं न्यसेत् ॥ ३ ॥**

**ભાવાર્થ**—**એકમાસ** સોનું લેવું, ને તેમાં બીજા એક માસ સોનાનો ત્રીજો ભાગ ઉમેરવો. ( પોતાનો ત્રીજો ભાગ ઉમેરેલો છે. એવો એક માસો. ) તેની ગોળાકાર બધી બાજુથી સરખી ચાર આંગળ લાંબી સળી કરવી. તેના છેડા જેવડું ઘટીને નિચે મધ્યમાં કાણું પાડવું. તેને પાણીમાં મુકતાં એક ઘટીએ ડુબે, એવી **સ્પષ્ટ ઘટી** થશે. ॥ ૩ ॥

**रवेरर्द्धोदयंदृष्ट्वा वाप्यर्द्धास्त मयंतथा ॥**
**पूर्वोक्त लक्षणं यंत्रं मंत्रेणानेन निक्षिपेत् ॥ ४ ॥**

**ભાવાર્થ**—તે ઘટીને અર્ધો સૂર્ય ઉગે. તે વખતે અથવા અર્ધો સૂર્ય આથમે ત્યારે પ્રથમ કહેલી ઘટીને તેની સ્તુતિનો મંત્ર ભણીને જળ-પાત્રમાં મુકવી. ॥ ૪ ॥

## ॥ ઘટીની સ્તુતિનો મંત્ર. ॥

**यंत्राणां मुख्ययंत्रत्व मितिधातृपुराकृतं ॥**
**जलयंत्रकमेतस्मात् इष्टसिद्धि मदोभव ॥ ५ ॥**

**ભાવાર્થ**—તમો સર્વ યંત્રોમાં મુખ્ય યંત્ર છો તમને આગલ બ્રહ્મા-એ નિર્માણ કરેલી છે તો તમને જળપાત્રમાં મુકીએ છીયે. માટે ખરો વખત બતાવો. ॥ ૫ ॥

## ॥ રણવીર જ્યોતિર્મહાનિબંધમાંથી ઘટીને માટે બીજા શ્લોકો. ॥

### નારદના મતથી

**पूर्वं संचिंत्य गणितं शास्त्रोक्तं लग्नमानये ॥**
**तल्लग्नं जल [illegible] दद्याज्ज्योतिष्कोत्तमः ॥ १ ॥**

षडंगुल मितोत्सेधं द्वादशांगुल मायतम् ॥
कुर्यात्कपालवत्ताम्र पात्रंचदशभिः पलः ॥ २ ॥
पूर्णं षष्ट्या त्वथपलैः [illegible] ॥
माषमात्र त्र्यंशयुत स्वर्णवृत्तशलाकया ॥ ३ ॥
चतुर्भिरंगुलैराय तयाविद्ध मितिस्फुटम् ॥
ताम्र पात्रेजलैः पूर्णे मृत्पात्रेवाथवाशुभे ॥ ४ ॥
गंध पुष्पाक्षतैः सार्द्धं रत्नं कृत्यप्रयत्नतः ॥
तंडुलस्थे स्वर्णयुते वस्त्रयुग्मेनवेष्टिते ॥ ५ ॥
[illegible]ीक्ष्य रवेस्तत्र विनिक्षिपेत् ॥
मंत्रेणानेन पूर्वोक्त लक्षणं यंत्रमुत्तमम् ॥ ६ ॥
एकांतपक्षे निलवर्जितेऽस्मिन्दध्यक्षतैः पूजित मंडलेच ॥
कुंडेंबु पूर्णे घटिका प्रवाह्या [illegible]ऽस्तगेवा ॥७॥
मुख्यंत्वमसियंत्राणां ब्रह्मणानिर्मितंपुरा ॥
भवा भवायमर्त्यानां काल साधक कारणम् ॥ ८ ॥

આ શ્લોકો ઉપલી ઘટીની રીતને મલતાજ છે. માટે તેને ફરીથી સમજાવ્યા નથી. વિશેષ એટલું છે કે પહેલાં ઘડાના નિચેના અડધા ભાગ જેવી ઘટી કહી છે. તો અહીં **માથાની ખોપરીના** આકાર જેવી કહી છે એટલે ગોળ બનાવવી. ઘટીયંત્ર ૬૦ પલ પુરી થતાં જળ ભરાઇને જલમાં ડુબી જાય છે. ને એક દિવસ રાતમાં ૬૦ વાર ડુબે છે તેને ત્રાંબાના કે માટીના કુંડાના આકાર જેવા વાસણમાં પાંણી ભરીને તેમાં મુકવી. ચોખાની ઢગલી કરી તેના ઉપર ઘટી મુકેલા વાસણને મુકવું. ને ગંધ, પુષ્પ, અક્ષતથી પહેલાંજ તે પાંણી ભરેલા વાસણની પુજા કરવી. ને તેને આજુબાજુ બે વસ્ત્ર ( લુગડાં ) વિંટાળવાં. ને તેમાં દહીં ને ચોખા નાંખવા. ને જ્યાં વાયુની હીલચાલ ન હોય તેવી એકાંન્ત જગ્યામાં ઘટી મુકવી. મંત્રના પાછલા અડધા ભાગમાં ફેર છે. તે નીચે મુજબ. મનુષ્યોનું સારૂં ને માઠું ફલ જાણવા વખત સાધનમાં તું મુખ્ય સાધન છે, અડધા

સૂર્યના ઉગવાથી એટલે સૂર્ય પૃથ્વીના મૂળ આગલ અડધો દેખાય ત્યાંથી ઘટી મુકી હોય તો જન્મ વખતે જેટલીવાર ઘટી ડુબે, તેટલી ઇષ્ટ ઘટી સૂર્ય ઊગેથી થઈ. પણ સૂર્ય, અડધો આથમે ( પૃથ્વી ઉપર સાંજે અડધો દેખાય ) તે વખતે મુકી હોય તો રાત્રિની શરૂઆતથી જન્મ વખત સુધી જેટલી ઘટી થાય. તેમાં **દિનમાન** જોડવાથી સૂર્ય ઊગવાથી ઇષ્ટ ( **સૂર્યો-દયાત્ ગત ઘટી** ) થાય છે.

## ॥ ઘટીના વજનનું પ્રમાણ. ॥

**दशार्द्धे गुंजंप्रवदांतिमाषं माषाह्वयैः षोडशभिश्चकर्षम् ॥**
**कर्षश्चतुर्भि श्च पलंतुलाज्ञाः कर्षं सुवर्णस्य सुवर्णसंज्ञम् ॥ १ ॥**

**ભાવાર્થ**—પાંચ રતિ ( ચનોટી ) નો એક **માસો** થાય છે. ૧૬ માસાનો એક કર્ષ થાય છે. ને ૪ કર્ષનો ૧ **પલ** થાય છે. વજન જાણુ-નારાઓ, એક કર્ષ સોનાને **સુવર્ણ** સંજ્ઞા કહે છે. માટે માસ ને પલ, શ્લોકના આધારે લેવાં.

## ॥ શંકુની સમજ. ॥

ઇષ્ટ છાયા વાસ્તે **શંકુ** સાત **આંગળનો** લેવો. કેમજે છાયાનાં પગલાં ભરીને છાયા લેવી પડે તેમાં માણસનું માપ પોતાના પગની પાંનીથી અંગુ-ઠાના આગલના ભાગ સુધી એક દોરી ભરી તે દોરીને સાતગણી કરવાથી પગથી તે માથા સુધીનું **માણસનું માપ** આવે છે. માટે સાત **આંગળનો** શંકુ લેવો. જેથી સાત આંગળના શંકુનું ને માણસનું માપ સરખું આવશે. શંકુના સાત સરખા ભાગ પાડવા. શંકુનો આકાર ગાજર જેવો છે. ઉપ-રથી જીણો ને નીચેથી બેસણી ગોળાકાર જાડી છે. શંકુ ગમે તેટલો મોટો હોય પણ તેના પ્રમાણમાં તેના સાત ભાગ પાડવાથી છાયામાં ફેર પડતો નથી.

## ॥ છાયા ભરવાની રીત ॥

પગલાંથી છાયા ભરવી હોય તો પોતે સરખી ભુમીમાં ઉભા રહેવું ને પોતાના પડછાયાના છેડે બીજા માણસ પાસે નિશાની કરાવવી. પછી પોતાના જમણા પગનો વચલો ભાગ જ્યાં પૃથ્વીને અડે છે. ત્યાંથી પગની પાંની મુકીને અંગુઠા સુધીનું એક ગણવું પછી બીજો પગ અંગુઠા આગળ પાની અડકાડીને મુકવો તે બીજું. તેમ ગણતા જતાં છેક નિશાની સુધી કેટલાં થાય છે તે ગણવાં. ને છેલ્લું પગલું આખુ ન આવે તો પગના

માપ પ્રમાણે દોરી ભરી તેના ૬૦ ભાગ કરી અધુરૂં પગલું ભરવું. તે જેટલા ભાગનું થાય, તેટલા **વ્યંગુલ** જાણવા. ને આખાં પગલાં **અંગુલ** જાણવાં.

## ॥ શંકુ ઊપરથી છાયાની રીત. ॥

શંકુની બેસણીના માપનું જમીન ઉપર ગોળાકાર **ચક્ર** ( કુંડાળું ) પાડવું. તેમાં શંકુ મુકવો, તેની છાયા જ્યાં સુધી હોય, ત્યાં ચિન્હ (નિશાન) કરી, શંકુને ઊઠાવી લેવો. પછી ચક્રના બરોબર વચલા ભાગથી, છાયાના ચિન્હ સુધી દોરી ભરવી. તે દોરીએ શંકુને ભરતાં સાત આંગળના શંકુના સાત ભાગોમાં, કેટલા ભાગ આખા થાય છે. જેટલા આખા ભરાયા, તેટલા **અંગુલ,** ને જે અધુરો રહે તેને, પગલાંની માફક ૬૦ ભાગ કરી જેટલું થાય તેટલા **વ્યંગુલ-છાયા** ધારવી.

## ॥ છાયા ઉપરથી ઈષ્ટ ઘટી લાવવાની રીત ॥

### મધ્યાન્હે મધ્યપાદ રીતિ.

**त्रिद्विकखेंदु पक्षाग्नि युगेषु षट्शरा युगाः ॥**
**क्रमात् मेषादि राशीनां मध्यपादाः प्रकीर्तिताः ॥ १ ॥**

**ભાવાર્થ**—૩-૨-૧-૦-૧-૨-૩-૪-૫-૬-૫-૪ આ મેષ રાશિથી અનુક્રમે બાર રાશિના **મધ્યપાદ** ( બપોર વખતે શંકુની છાયા અથવા પડછાયો ) જાણવો. તે જ્યારે મેષ રાશિનો સૂર્ય હોય, ત્યારે શંકુની છાયા ૩ વરખના સૂર્યમાં ૨ એમ દરેક રાશિના સૂર્યમાં ઉપર મુજબ મધ્યપાદ જાણવા, પણ તે **સ્થૂલ** ( સાધારણ અથવા મધ્યમ ) રીત છે.

## ॥ સુક્ષ્મ (સ્પષ્ટ) રીતે મધ્યાન્હની છાયા લાવવાની રીત ॥

**[illegible]ान घटिका निजदिनमान नाडिका रहिता ॥**
**स्वरगुणिता चाङ्गहृता भवति मध्याह्नकी छाया ॥ १ ॥**

**ભાવાર્થ**—જે દિવસની **મધ્યાન્હ** (બપોર)ની પાદ છાયા જાણવી હોય. તે દિવસના દિનમાનને વધારેમાં વધારે દિનમાન જેટલુ હોય તેમાંથી બાદ કરી ૫ થી ગુણિ ૬ વડે ભાગી બે ફલ લાવવાં. તે ફલ **મધ્યાન્હની** છાયા જાણવી. અમદાવાદનો વધારેમાં વધારે દિનમાન ઘટયાદિ ૩૩-૩૮

**મિથુન**ના ૭ અંશે થાય છે. ને ઓછામાં ઓછો દિનમાન ઘટયાદિ ૨૬–૨૨ **ધનસંક્રાંતિ**ના ૭ અંશે થાય છે. **કન્યા** ને **મીનસંક્રાંતિ**ના ૭ અંશે **દિવસ** અને **રાત્રિ** સરખાં થાય છે. જે દેશનો વધારે ઓછો કે સરખો દિનમાન જોવો હોય તે દેશના દિનમાન પત્રામાંથી ઉપર કહેલી સંક્રાંતિના અંશ પ્રમાણે જોવાય છે.

**ઉદાહરણ**—મધ્યાન્હ છાયા લાવવા માટે ચાલુ દિવસના દિનમાન ૨૭–૪૯ ને વધારે દિનમાન ૩૩–૩૮ માંથી બાદ કરતાં ઘટયા દિ. ૫–૪૯ રહ્યા. તેને પાંચે ગુણતાં ૨૯–૫ ઘટયાદિ થયા. ૨૯ ઘડીને ૬ થી ભાગતાં લબ્ધિ ૪ **અંગુલ** આવી. ને શેષ ૫–ને ૬૦ કે ગુણિ પાંચ પલ ઉમેરી, એટલે, ૩૦૫ થયા, તેને ૬ થી ભાગતાં લબ્ધિ ૫૦ **વ્યંગુલ** થયા, તેથી છાયા **અંગુલ** ૪ ને **વ્યંગુલ** ૫૦ થઇ. એ પ્રમાણે મધ્યાન્હની છાયા કાઢવી, ૬૦ વ્યંગુલનો એક અંગુલ થાય છે.

## ॥ બીજી રીતે સુક્ષ્મ મધ્ય છાયા લાવવાનો પ્રકાર ॥

**परदिनं स्वदिनेनविवर्जितं दशहतंरविहृद्युदलप्रभा ॥**

**ભાવાર્થ**—વધારે દિનમાનમાંથી ચાલુ દિવસનો દિનમાન બાદ કરી વધે તેને દશથી ગુણિ બારે ભાગવા. જે આવે તે **અંગુલાદિ** મધ્યાન્હની છાયા જાણવી.

**દાખલો**—ચાલુ દિવસના દિનમાન ૨૭–૪૯ ને વધારે દિનમાન ૩૩–૩૮ માંથી બાદ કરતાં ૫–૪૯ રહ્યા તેને દશથી ગુણતાં ૫૮–૧૦ થયા. ૫૮ ને બારે ભાગતાં લબ્ધિ ૪ આવી શેષ ૧૦ ને ૬૦ કે ગુણિ પલ ૧૦ ઉમેરતાં ૬૧૦ થયા. તેને ૧૨ થી ભાગતાં લબ્ધિ ૫૦ આવી. જેથી મધ્યાન્હની છાયા ૪–૫૦ થઇ. આ પ્રમાણે વર્તિને સુક્ષ્મ છાયા લેવી વધારે સરસ છે. પણ તરત સાધારણ કરવા **પ્રશ્નાદિકમાં** બતાવેલો સં-ક્રાંતિની રાશિ પ્રમાણે છાયાનો અંક લેવો.

## ॥ દિવસનો ઈષ્ટકાલ લાવવાની રીત. ॥

**इष्टप्रभा मध्यप्रभयाविहीना नरेणयुक्ता द्विगुणातयात्पा ॥**
**दिनप्रमाणं गुणितंनरेण पूर्वा परार्द्धे गतशेषनाड्यः ॥ १ ॥**

**ભાવાર્થ**—જે વખતનો ઇષ્ટ કાલ જાણવો હોય. તે વખતની અંગુલાદિ છાયામાંથી તે દિવસની મધ્યાન્હની છાયા બાદ કરી. તેમાં ૭ ઊમેરી, બમણા કરી, તેનાથી તે દિવસના દિનમાનને ૭ થી ગુણતાં, જે થાય તેને ભાગવા, ને એ ફલ લાવવાં. તે એ ફલ આવે તે **બપોર** ( મધ્યાન્હ ) પહેલો જન્મ હોય તો સૂર્યોદયથી ગત ( ગયેલી ) ઘડી આવે. ને બપોર પછી હોય તો આવેલી શેષ. ( સૂર્ય અસ્ત થવાને કેટલો વખત બાકી છે તે ઘડી આવે ) તેથી તે આવેલી શેષ ઘટયા દિને દિનમાનમાંથી બાદ કરવાથી **સૂર્યોદયાત્ ઇષ્ટ ઘડી** થાય છે.

**ઊદાહરણ**—ઇષ્ટ છાયા ( જન્મ વખતની છાયા ) ૯–૨૨ માંથી તે દિવસની મધ્યાન્હ છાયા ૪–૫૦ બાદ કરતાં, ૪–૩૨ રહ્યા તેમાં ૭ ઊમેરતાં, ૧૧–૩૨ થયા. ને, બમણા કરતાં ૨૩–૪ થયા. ૨૩ ને ૬૦ થી ગુણી ૪ ઊમેર્યા. તો ૧૩૮૪ તે એક રૂપ થયું. દિનમાન ૨૭–૪૯ ને ૭ થી ગુણતાં, ૧૯૪–૪૩ થયા. તેનું પણ એક રૂપ કર્યું. તો ૧૧૬૮૩ થયું, તેને આવેલા ૧૩૮૪ થી ભાગતાં, લબ્ધિ ૮ આવી શેષ ૬૧૧ ને ૬૦ થી ગુણતાં ૩૬૬૬૦ થયા, તેને ૧૩૮૪ થી ભાગતાં લબ્ધિ ૨૬ આવી, તે બપોર પહેલાં જન્મ હોવાથી ઘડી ૮ પલ ૨૬ ને **સૂર્યોદયથી** ઇષ્ટ **ઘડી** જાણવી. બપોર પછી જન્મ હોય તો, આવેલી ઘટયાદિ ૮–૨૬ તે દિવસના દિનમાન ૨૭–૪૯ માંથી બાદ કરતાં, ઘટયાદિ ૧૯–૨૩ **સૂર્યોદયાત્** ઇષ્ટ **ઘડી** થાય.

**॥ ઇષ્ટ ઘડી જાતક ચંદ્રિકા ઉપરથી કરવાની ત્રીજી રીત. ॥**

**अथेष्टकालं रविचंद्रभातो ऽधुनाप्रवक्ष्ये जनिकालसिध्यै ॥**
**पादप्रभादौ विबुधैः प्रसाध्या सम्यक् तुसप्तांगुल शंकुभावा ॥ १ ॥**

**ભાવાર્થ**—હાલમાં સૂર્ય, ચંદ્ર, **અને નક્ષત્રના** તારા ઊપરથી ઇષ્ટ ઘડીની રીત કહું છું. તેમાં પંડિતોએ પગલાંની છાયાથી **અથવા ૭ આંગ**ળના શંકુથી જે વખતની ઇષ્ટ ઘડી કરવી છે. તે વખતની સૂર્યની છાયા ભરવી.

**स्वदिन वर्जितमत्रपरंदिनं शरहतं रसहृत् द्युदलप्रभा ॥**
**[illegible]रहिताचतयेष्टपदप्रभा नगयुताद्विगुणाचतयाहृतम् ॥१॥**
**नगहतं दिनमानमतःफलं [illegible] पूर्वदले भवेत् ॥**
**[illegible]व घटीततो रजनिकेष्ट घटि प्रवदेऽधुना ॥२॥**

પ્રથમ કહેલા દિવસના ઇષ્ટ કાલના શ્લોકોને મલતા આ શ્લોકો છે.

## ॥ ચંદ્રાસ્ત, અને ચંદ્રોદય, જાણવાની રીત. ॥

શુકલ પક્ષમાં **ચંદ્રનો અસ્ત** કેટલી રાત્રી ગએ થશે. ને કૃષ્ણ પક્ષમાં ચંદ્રનો ઊદય કેટલી રાત્રી ગએ થશે. તે જાણવાની રીત.

**तिथि प्रमाणे नहृतंनिशायाः प्रमाणमूनंचयुतं भुजाभ्याम् ॥**
**[illegible]यास्तिथि भक्तनाड्य श्चंद्रोदये चास्तमये चताःस्यु ॥१॥**

**ભાવાર્થ**—જે તિથિએ ચંદ્રનો **અસ્ત** (આથમવું) ને **ઊદય** (ઊગવું) જાણવો હોય. તે તિથિની સંખ્યાથી તે દિવસના **રાત્રીમાન**ની ઘટયાદિને ગુણી શુક્લપક્ષની તિથિ હોય તો તેમાં બે ઘડી ઊમેરવી, ને કૃષ્ણ પક્ષની હોય તો ગુણેલામાંથી બે ઘડી બાદ કરવી. જે થાય તેને ૧૫ વડે ભાગી બે ફલ ઘટયાદિ લાવવાં જો શુકલ પક્ષની તિથિ લીધી હોય તો આવેલી ઘટયાદિ વખતે સાયંકાલ પછી **ચંદ્રાસ્ત થાય,** એટલે દિનમાનમાં આવેલી ઘટયાદિ ઊમેરતાં જેટલી ઘડી પલ થાય. તેટલી એ, **ચંદ્રાસ્ત થશે** તેમ જાણવું. ને કૃષ્ણ પક્ષ હોય તો ભાગતાં આવેલી ઘટયાદિને દિનમાનમાં ઊમેરતાં જે ઘટયાદિ થાય. તેટલી ઘડીએ સૂર્યોદયથી, **ચંદ્રોદય** થશે તેમ જાણવું.

**દાખલો**—શુકલ પક્ષની ૮ નું કરવું છે તો રાત્રિમાન ૨૮–૩૨ ને તિથિ ૮ થી ગુણતાં ૨૨૮–૧૬ થયા. શુકલ પક્ષ છે માટે ૨૨૮ ઘડીમાં બે ઊમેરતાં ૨૩૦–૧૬ થયા. તેને ૧૫ થી ભાગતાં ૧૫–૨૧ આવ્યા. તેથી સૂર્યાસ્ત પછી એટલી ઘડી સુધી ચંદ્ર રહેશે. ને તે ૧૫–૨૧ ઘડીને દિનમાન ૩૧–૨૮ માં ઊમેરતાં સૂર્યોદયથી ઘડી ૪૬–૪૯ વખતે, **ચંદ્ર આથમશે** ( ત્યાં સુધી રહેશે ) તેમ જાણવું.

**બીજું ઊદાહરણ**—કૃષ્ણ પક્ષની ૨ ને દિને ચંદ્રોદય ક્યારે થશે તો રાત્રિમાન ૨૮–૩૨ ને તિથિ ૨ થી ગુણતાં ૫૭–૪ થયા, તેમાંથી ૨ બાદ કર્યા તો ૫૫ ને ૪ રહ્યા તેને ૧૫ થી ભાગી, બે ફલ લાવવાથી, ઘટયાદિ ૩ ને ૪૦ આવ્યા, તે સૂર્યાસ્તથી ચંદ્રોદય થવાની ઘડી પલ જાણવી. તેમાં પણ દિનમાન ૩૧—૨૮ ઊમેરતાં ૩૫—૮ થયા, તેટલી ઘડીએ સૂર્યોદયથી ચંદ્ર ઊગશે.

## ॥ રાત્રીનો ઈષ્ટ કાલ. ॥

**सूर्यभा दभ्रमध्यस्थं सप्तोनंस्वाश्विभिर्हतम् ॥**
**नवभिस्तु हरेद्भागं रात्रेः स्युर्गतनाडिकाः ॥ १ ॥**

**ભાવાર્થ**—જે વખતની ઇષ્ટ ઘટી કરવી છે. તે વખતે આકાશના મધ્યમાં ( માથા ઊપર ) જે નક્ષત્ર આવ્યું હોય. તેની સૂર્યના મહા નક્ષત્રથી ગણતાં જેટલી સંખ્યા થાય, તે સંખ્યામાંથી ૭ નક્ષત્ર બાદ કરી, રહે તેને ૨૦ થી ગુણી, ૯ થી ભાગી ઘટયાદિ બે ફલ લાવવાં. જે આવે તેટલી **ઘટી** સૂર્યાસ્તથી **રાત** ગઇ છે. એમ જાણવું. તેને દિનમાનમાં ઊમેરવાથી **સૂર્યોદયાત્** ઇષ્ટ થાય છે.

**દાખલો**—રાત્રે જે વખતની ઇષ્ટ ઘટી કરવી છે. તે વખતે આકાશના મધ્ય ભાગમાં ( તારાઓમાં ) નક્ષત્ર મંડલમાં જોતાં ઊત્તરાષાઢા નક્ષત્ર મસ્તકપર આવેલું છે. ને ચાલુ સૂર્યનું મહા નક્ષત્ર પૂર્વાફાલ્ગુની છે. તો સૂર્યના નક્ષત્રથી ઊત્તરાષાઢા સુધી ગણુતાં નક્ષત્રની સંખ્યા ૧૧ થઈ. તેમાંથી ૭ બાદ કરતાં ૪ રહ્યા તેને ૨૦ થી ગણુતાં ૮૦ થયા. તેને ૯ થી ભાગતાં લબ્ધિ ૮ ઘટી આવી. શેષ ૮ રહી, તેને ૬૦ થી ગુણિ ૯ વડે ભાગતાં ૫૩ પલ આવી. તે સૂર્યાસ્તથી ઘટી ૮ ને પલ ૫૩ થઇ તેમાં દિનમાન ૩૧–૨૮ ઊમેરતાં **સૂર્યોદયાત્ ઈષ્ટ ઘટી** ૪૦ ઘટી ને ૨૧ પલ થઈ.

## ॥ નક્ષત્રોના તારા કેટલા છે તે નીચે મુજબ છે. ॥

| નક્ષત્ર. | તારા. | નક્ષત્ર. | તારા. | નક્ષત્ર. | તારા. | નક્ષત્ર. | તારા. |
|---|---|---|---|---|---|---|---|
| અશ્વિની | ૩ | પુષ્ય | ૩ | સ્વાતિ | ૧ | અભિજીત્ | ૩ |
| ભરણિ | ૩ | આશ્લેષા | ૫ | વિશાખા | ૪ | શ્રવણુ | ૩ |
| કૃતિકા | ૬ | મઘા | ૫ | અનુરાધા | ૪ | ધનિષ્ટા | ૪ |
| રોહિણિ | ૫ | પુર્વાફાલ્ગુની | ૨ | જયેષ્ટા | ૩ | શતભિષા | ૧૦૦ |
| મૃગશીર્ષ | ૩ | ઊત્તરાફાલ્ગુની | ૨ | મૂલ | ૧૧ | પૂર્વાભાદ્રપદ | ૨ |
| આર્દ્રા | ૧ | હસ્ત | ૫ | પૂર્વાષાઢા | ૨ | ઊત્તરાભાદ્રપદ | ૨ |
| પુનર્વસુ | ૪ | ચિત્રા | ૧ | ઊત્તરાષાઢા | ૨ | રેવતિ | ૩૨ |

## ॥ નક્ષત્રના તારા કેવા આકારમાં ગોઠવાયેલા છે તેની સમજ. ॥

**અશ્વિનિના** તારાઓ **ઘોડાના** આકારે **આકાશમાં** ગોઠવાયેલા **છે.** ભરણિના **યોનિના** આકારના છે.

કૃતિકા–ના તારા **છરી કે અસ્તરા** જેવા છે.
રોહિણિ–ના **ગાડી** કે **ગાડાના** આકારે છે.
મૃગશીર્ષ–**મૃગના મોઢાના** આકારે તેજદાર છે.
આર્દ્રા–**મણિયોના** આકારે છે.
પુનર્વસુ–**ઘરનો** આકાર.
પુષ્પ–**બાણ**.
આશ્લેષા–**ચક્ર**.
મઘા–**ઘરના** આકારે છે,
પૂર્વાફાલ્ગુનિ–**ખાટલો**.
ઊત્તરા ફાલ્ગુની–**ખાટલો**.
હસ્ત–**હાથ**,
ચિત્રા–**મોતિ**.
સ્વાતિ–**પરવાળાના** રંગ જેવા.
વિશાખા–**તોરણ**.
અનુરાધા–ઢગલાના આકારે છે.
જ્યેષ્ટા–**કુંડલ**.
મૂલ–**સિંહનું પુછ**.
પૂર્વાષાઢા–**હાથીનો** દાંત.
ઊત્તરાષાઢા–**ખાટલો**.
અભિજીત્–**ત્રણ ખુણીઓ** આકાર.
શ્રવણ–**ત્રણ** પગના જેવો.
ધનિષ્ટા–**મૃદંગ** ( પખાજ ) નામના વાજા જેવો.
શતભિષા–**ઓળ–આળા** જેવો.
પૂર્વાભાદ્રપદ–**ખાટલો**.
ઉત્તરાભાદ્રપદ–**જોડવાના** આકારે.
રેવતિ–**મૃદંગ** ( પખાજ ) નામના વાજા જેવો.

તારા ગોઠવીને **સ્વરૂપ** ( આકાર ) દેખાડયાં છે. તેથી સ્પષ્ટ સમજાશે. રાત્રે આકાશમાં તારાઓના આકાર ઉપરથી નક્ષત્ર ઓળખવાનો હમ્મેશાં પ્રયત્ન ( મહેનત) કરવો. જેથી સહેલાઇથી ઓળખી શકાય.

કેટલાંક નક્ષત્રના તારાઓના આકાર એક બીજા સાથે મલતા છે. એથી મધ્યનું નક્ષત્ર ના ઓળખાય તો આજુબાજુના આકારવાળા નક્ષત્રોના વચલું નક્ષત્ર જે હોય તેજ મધ્યનું સમજવું.

પૂર્વ તરફ જ્યાં સૂર્ય ઉગે છે, જ્યાં પૃથ્વી ને આકાશનો ભાગ મલે છે. ત્યાં જે નક્ષત્રનો આકાર હોય તેને **ઉદયનું** નક્ષત્ર જાણવું. ને પશ્ચિમ તરફ જ્યાં સૂર્ય આથમે છે, જ્યાં પૃથ્વી ને આકાશનો ભાગ એક થાય છે, ત્યાં દેખાતા નક્ષત્રને **અસ્તનું** નક્ષત્ર કહે છે. પૂર્વ ને પશ્ચિમ બેઉના મધ્યમાં ( ઉદયના નક્ષત્રથી અસ્તના નક્ષત્ર સુધી જે આકાશ દેખાય છે, તેના મધ્યમાં) માથા ઉપર જે નક્ષત્ર દેખાય છે. તેને **મધ્યનું** નક્ષત્ર કહે છે.

**॥ ઊદય, મધ્ય ને અસ્તના નક્ષત્રો જાણી તે પરથી સ્પષ્ટ લગ્નની સારણી નીચે મુજબ છે ॥**

**રાત્રિ એ ઇષ્ટ ને સ્પષ્ટ લગ્ન જાણવા માટે કોઇ ઉંચા પ્રદેશ**

(ગણી ઊંચી જગ્યા) ઉપર ઉભા રહી નક્ષત્રો જોતાં ઊદય, મધ્ય કે અસ્તમાંનું જે નક્ષત્ર જોવામાં આવે તે નક્ષત્રની લીટીમાં ઊદય મધ્ય ને અસ્તના નીચે લગ્નનાં રાશિ, અંશ, કલા, વિકલા લખેલાં છે તે જોઇ લેતાં જે આવે તે સ્પષ્ટ લગ્ન જાણવું. ને પછી જે દિવસ હોય તે દિવસના સવારનો સ્પષ્ટ સૂર્ય લઈ લગ્ન ને સૂર્ય ઉપરથી ઇષ્ટ કરવી તેની રીત આગળ આવશે.

## ॥ મુંબાઇ પલભા. ૪-૭ની નક્ષત્ર ઉપરથી લગ્ન સારણી. ॥

| નક્ષત્ર નામ. | ઉદયનું લગ્ન. | મધ્યનું લગ્ન. | અસ્તનું લગ્ન. |
|---|---|---|---|
| | રા. અં. ક. વિ. | રા. અં. ક. વિ. | રા. અં. ક. વિ. |
| અશ્વિનિ | ૧—૪-૩૪-૧૦ | ૩-૧૦—૩-૨૬ | ૬-૧૧-૨૫-૫૦ |
| ભરણિ | ૦-૧૬-૪૩—૦ | ૩-૨૨-૧૬-૨૭ | ૬-૨૫—૭—૦ |
| કૃત્તિકા | ૧—૬-૧૭—૫ | ૪—૭-૩૫-૫૯ | ૭—૯-૪૨-૫૫ |
| રોહિણિ | ૧-૨૦-૪૨-૫૫ | ૪-૧૮-૩૮—૬ | ૭-૧૭-૧૭—૫ |
| મૃગાશર્ષ | ૨—૫-૨૫-૫૦ | ૫—૧-૪૭-૪૬ | ૭-૨૮-૩૪-૧૦ |
| આર્દ્રા | ૨—૯-૪૬-૩૫ | ૫—૫-૫૭-૧૫ | ૮—૨-૧૩-૩૫ |
| પુનર્વસુ | ૩—૧-૫૬-૩૦ | ૬—૪-૧૬-૪૪ | ૯—૬—૩-૩૦ |
| પુષ્ય | ૩-૧૬—૦—૦ | ૬-૧૫-૨૬—૧ | ૯-૧૬—૦—૦ |
| આશ્લેષા | ૩-૧૯-૨૪—૫ | ૬-૧૬-૨૦-૩૫ | ૯-૧૪-૩૫-૫૫ |
| મઘા | ૫—૯—૦—૦ | ૭—૬-૧૧-૧૭ | ૧૦—૯—૦—૦ |
| પૂર્વાફાલ્ગુની | ૪-૨૩-૪૩—૦ | ૭-૨૧-૪૨-૫૩ | ૧૧—૨—૭—૦ |
| ઊત્તરાફાલ્ગુની | ૫—૦-૩૨-૨૫ | ૭-૨૭-૨૭-૩૨ | ૧૧—૯-૨૭-૩૫ |
| હસ્ત | ૫-૨૩-૪૬-૨૫ | ૮-૧૦—૯—૧ | ૧૧-૧૬-૧૩-૩૫ |
| ચિત્રા | ૬—૪—૦-૩૦ | ૮-૨૧-૫૦-૪૮ | ૦—૧-૫૯-૩૦ |
| સ્વાતિ | ૬—૫-૧૮-૨૫ | ૯—૬—૬-૧૪ | ૧—૦-૪૧-૩૫ |
| વિશાખા | ૭—૨-૨૦-૩૫ | ૯-૨૧-૪૩-૪૯ | ૧—૧-૩૯-૨૫ |
| અનુરાધા | ૭-૧૪-૪૧-૧૦ | ૧૦—૪-૪૮-૪૨ | ૧-૧૩-૧૮-૫૦ |
| જ્યેષ્ટા | ૭-૨૧—૧-૪૫ | ૧૦-૧૩-૪૮-૪૬ | ૧-૧૮-૪૮-૧૫ |
| મૂલ | ૮—૪-૪૪-૪૦ | ૧૧—૦-૧૮-૩૦ | ૦-૨૯-૧૫-૨૦ |
| પૂર્વાષાઢા | ૮-૧૬-૪૨-૫૫ | ૧૧-૧૭-૫૫-૪૧ | ૨-૧૩—૭—૫ |
| ઊત્તરાષાઢા | ૮-૨૨-૪૨-૫૫ | ૧૧-૨૬—૮-૪૫ | ૨-૧૯-૧૭—૫ |
| અભિજીત | ૮-૨૬-૪૩-૫૦ | ૧૧-૨૧-૫૭-૨૦ | ૩—૯-૧૬-૧૦ |
| શ્રવણ | ૮-૨૪-૪૨-૩૦ | ૦-૧૪-૧૭-૫૯ | ૩-૧૫-૧૭-૩૦ |
| ધનિષ્ટા | ૯—૩-૩૯—૦ | ૦-૨૬-૫૨-૧૦ | ૩-૨૮-૨૧—૦ |
| શતભિષા | ૧૦-૨૦—૦—૦ | ૨—૦-૧૬-૨૫ | ૪-૨૦—૦—૦ |
| પૂર્વાભાદ્રપદ | ૧૦-૧૬-૪૬—૦ | ૨—૪-૪૬-૫૩ | ૫—૩-૧૪—૦ |
| ઉત્તરાભાદ્રપદ | ૧૦-૨૭-૪૪-૧૫ | ૨-૧૪-૪૯-૪૬ | ૫-૧૬-૧૫-૪૫ |
| રેવતિ | ૦—૦—૦—૦ | ૩—૩-૪૬—૬ | ૦—૦—૦—૦ |

| | | |
|---|---|---|
| અશ્વિની ૧ | ભરણી ૨ | કૃત્તિકા ૩ |
| રોહિણી ૪ | | મૃગશિર્ષ ૫ |
| આર્દ્રા ૬ | પુનર્વસુ ૭ | પુષ્ય: ૮ |
| આશ્લેષા: ૯ | મઘા ૧૦ | પૂર્વાફાલ્ગુની. ૧૧ |
| ઉત્તરાફાલ્ગુની. ૧૨. | હસ્ત ૧૩ | ચિત્રા. ૧૪ |

# નક્ષત્રોનાં આકાર અને તેના તારાઓ

| | | |
|---|---|---|
| સ્વાતિ ૧૫ | વિશાખા.૧૬ | અનુરાધા ૧૭ |
| જ્યેષ્ઠા ૧૮ | મૂળ ૧૯ | પૂર્વાષાઢા ૨૦ |
| ઉત્તરાષાઢા ૨૧ | અભિજીત ૨૨ | શ્રવણ.૨૩ |
| ધનિષ્ઠા ૨૪ | શતભિષા.૨૫ | |
| પૂર્વાભાદ્રપદ ૨૬ | ઉત્તરાભાદ્રપદ ૨૭ | રેવતિ. ૨૮ |

અશ્વિની ભરણિ, કૃતિકાના એક પાયે જેમ મેષનો ચંદ્રમા છે. તેમ તે સવા બે નક્ષત્રો ઉપર મેષ લગ્ન રહે છે, પૂર્વ તરફ પૃથ્વીને આકાશ એક થાય છે. તેને ક્ષિતિજ કહે છે. તે સ્થાન, લગ્નનું સમજવું. ત્યાં જે નક્ષત્ર દેખાતું હોય. તેની જે રાશિ તે લગ્નની રાશિ સમજવી. તેમાં ત્રણ રાશિ ઉમેરવાથી મધ્યના નક્ષત્રની રાશિ આવે છે. તે મધ્યના લગ્નની રાશિમાં ૩ ઉમેરવાથી અસ્તના નક્ષત્રના લગ્નની રાશિ આવે છે. તેમજ તે કરતાં સ્પષ્ટ રીતે કોષ્ટકમાંથી જોઈ લેવું. એટલે, મધ્યનું નક્ષત્ર ના ઓળખાય, તો ઉદયના નક્ષત્રના લગ્નમાં ૩ રાશિ ઉમેરવાથી, મધ્યના નક્ષત્રનું લગ્ન આવશે. તેવીજ રીતે અસ્તનું પણ આવે.

## ॥ નક્ષત્રના તારા, ના ઓળખાય, ને રાત્રિએ વાદળાંને લીધે અંધકાર છે, તે વખતે ઇષ્ટ ઘટી કરવાની રીત ॥

આગળ બતાવ્યા પ્રમાણે ઘટીયંત્ર ( જલ ઘટી ) બાળકના જન્મ વખતથી ઘટી પાણીમાં મુકવી. ને રાત્રે મુકી હોય તો બીજે દિવસે સવાર ( સૂર્યોદય ) સુધી જેટલીવાર પાણીમાં ડુબે, તેટલી ઘટી પલ ૬૦ ઘટીમાંથી બાદ કરતાં જે ઘટી પલ આવે. તે સૂર્યોદયથી ઇષ્ટ ઘટી જાણવી.

દાખલો—કોઇ માણસનો જન્મ રાત્રે થયો ને ત્યારથી ઘટી પાણીમાં મુકી તો સૂર્યોદય થતા સુધીમાં ૧૭ વખત ઘટી ડુબી, ને ૧૮ મી વખત અડધી ભરાઇ તો તે અડધી ઘટીની ૩૦ પલ થઇ, એટલે, જન્મ થયા પછી ૧૭ ઘટી ને ૩૦ પલે સૂર્યોદય થયો. ( બીજા દિવસની શરૂઆત થઈ ) તો ૧૭ ઘટીને ૩૦ પલ જેટલો વખત સૂર્યોદય થવાને બાકી હતો ને જન્મ થયો છે. જેથી આખા દિવસની ૬૦ ઘટીમાંથી ૧૭ ઘટી ને ૩૦ પલ બાદ કરતાં, ઘટી ૪૨ ને પલ ૩૦ રહી તે ઇષ્ટ ઘટી આવી.

## ॥ દિવસના જન્મની ઇષ્ટ ઘટીની રીત ॥

જન્મ વખતથી તે સૂર્યાસ્ત સુધીમાં જેટલી ઘટીપલ ઘટીયંત્રથી માલમ પડે, તેને દિનમાનમાંથી બાદ કરતાં જે રહે, તે ઇષ્ટ ઘટી સમજવી.

દાખલો—દિવસે જન્મ છે ને જન્મ વખતથી ઘટી મુકી તો સૂર્યાસ્ત ( સંધ્યાકાળ ) સુધી ૧૨ ઘટી ૧૫ પલ થઈ, તેને દિનમાન ૩૧–૭ માંથી બાદ કરતાં ૧૮–૧૫ ઘટયાદિ સૂર્યોદયાત્ ઇષ્ટ ઘટી થઈ.

ત્રાંબાની ઘટી ન હોય તો બજારમાં ઘડી અથવા કલાકના માપની

**કાચની શીશીઓ** લાકડાના ચોકઠામાં બેસાડેલી મલે છે, તેમાં **રેતિ** ભરેલી હોય છે. તે શીશીની આકૃતિ નીચે ને ઉપરથી ગોળાકાર, ને વચમાંથી તદન જીણી હોય છે. તે જીણા ભાગમાં ઝીણું છીદ્ર (કાણું) પાડી, શીશીનો રેતિ ભરેલો ભાગ ઉપર રાખવાથી, ઘટીની શીશી હશે. તો એક ઘટી પુરી થએ, ને કલાકની હશે તો કલાક પુરો થએ નીચેના ગોળાકારમાં બધી રેતી ઉતરી જશે. એટલે રેતી વારી શીશી પાછી ઉપર કરવી. એમ કરતાં જેટલી ઘટી થાય. તેને રાત્રે હોય તો ૬૦ માંથી ને દિવસે હોય તો દિનમાંનમાંથી આગલ બતાવ્યા પ્રમાણે બાદ કરતાં **ઇષ્ટ ઘટી** આવશે.

ઘટીયંત્ર યા શીશી નથી. ને તાતકાલ કોઇનો જન્મ થયો હોય તો એક જીણા કાંણાવાળું **વાસણ** લેવું. ને તેમાં પાણી ભરી જન્મ વખતથી અદ્ધર બીજા વાસણ ઉપર મુકવું. તેમ મુકવાથી ઉપરના વાસણનું પાણી નીચેના વાસણમાં ખાલી થાય, કે પાછું ઉપરના વાસણમાં નાંખવું. એમ રાત હોય તો સવાર સુધી ને દિવસ હોય તો સાંજ સુધીમાં જેટલી વખત ભરાઇને ખાલી થાય તે ધ્યાનમાં રાખીને બીજે દિવસે **ઘડીયાલ** મુકીને પાછું તે વાસણમાં પાણી ભરીને મુકવું. તે જેટલી વખત ભરાઇને ખાલી થયું હોય તેટલી વખત ભરવું. ને ત્યાં સુધીમાં જેટલા કલાક થાય તેની ઘટી કરી તેને રાત હોય તો ૬૦ માંથી ને દિવસ હોય તો દિનમાંનમાંથી કાઢી નાંખવાથી **ઇષ્ટ ઘટી** આવશે.

ઘટી શીશી કે પાણી ભરેલું વાસણ આખી રાત તપાસવું પડે છે. તેના બદલે પાછલ બતાવી ગયા છીએ તે મુજબ **અજવાળીયું** હોય તો ચંદ્ર અસ્ત થાય. ત્યાં સુધીજ ને **અંધારીયું** હોય તો ચંદ્ર ઊગે ત્યાં સુધીજ **ઘટીયંત્ર શીશી** કે **પાણીનું વાસણ** મુકવું. ને જે ઘટી આવે તેને સૂર્યોદયથી જેટલી ઘટી પલે ચદ્ર આથમે અથવા ઊદય થાય. તેટલી ઘટચાદિકમાંથી બાદ કરવી. એટલે ઇષ્ટ ઘટી થશે. પણ તે રીત ક્યારે કામ લાગે, કે ચંદ્ર ઊદય કે અસ્ત થતા પહેલાં જન્મ હોય તો, પણ ચંદ્ર ઊદય થયા પછી કે અસ્ત થયા પછી જન્મ હોય તો સૂર્યોદય સુધી કે સૂર્ય આથમતા સુધી બતાવ્યા પ્રમાણે કરવું.

## ॥ પડછાયાની રીત ॥

**દિવસે** જન્મ થયો ને **છાયા** ભરી નથી. ને ઘટીયંત્ર મુકેલો નથી. તો જન્મ વખતે **તડકામાં** ઉભા રહી પોતાનો **છાંયો** જ્યાં સુધી જતો

હોય ત્યાં નિશાન કરવું. ને પોતે ઉભા હોઇએ ત્યાં નિશાન કરી રાખવું. તેમ નહી તો એક લાકડી રોપવી. ને તેના છાંયાના છેડે નિશાન કરવું. પછી બીજે દિવસે સૂર્યોદયથી ઘટીયંત્ર મુકવો. તે કરેલા નીશાને લાકડીનો છાંયો પહોચે ત્યાં સુધીની જેટલી ઘટી પલ થાય તે ઈષ્ટ **ઘટી** જાણવી.

તેમજ **શુકલપક્ષમાં** રાત્રે જન્મ હોય તો ચંદ્રનો છાયો કયાં આવે છે. તે જગ્યાએ નીશાની રાખવી. પછી બીજે દિવસે સૂર્યાસ્તથી ઘટી મુકીને તપાસતાં નીશાની કરેલી જગ્યાએ ચંદ્રનો પડછાયો આવે. ને જેટલી ઘટયાદિ થાય તેટલી ઘટચાદિને, ધ્યાનમાં રાખી જન્મ થએલા દિવસે કેટલી ઘટીએ ચંદ્ર આથમે છે તે, ને બીજા દિવસે ચંદ્ર કેટલી ઘટીએ આથમે છે તે, જોઇ, જન્મના દિવસે ચંદ્ર આથમતી વખતની ઘટયાદિને બીજા દિવસની ઘટચાદિમાંથી બાદ કરતાં જે રહે, તેને ચંદ્રના પડછાયા ઉપરથી કાઢેલી ઘટચાદિમાં ઉમેરી, તેમાં દિનમાન ઉમેરવાથી **ઈષ્ટ ઘટી** થાય છે.

ઉપર પ્રમાણે કરતાં કદાચ બે ત્રણ કે સાત દિવસ સુધી, બાલકુલ સૂર્યોદય, કે સૂર્યાસ્ત, જણાય નહી તો જયાં સુધી ન જણાય ત્યાં સુધી ઘટી કે શીશીને ચાલુ રાખવી તે જ્યારે સૂર્યોદય, કે સૂર્યાસ્ત, દેખાય ત્યાર સુધીમાં જેટલી ઘટી થાય, તેને ૬૦ ડે ભાગી ઘટચાદિ શેષ જે વધે તેને સૂર્યોદય હોય તો ૬૦ માંથી કાઢી નાંખવાથી **ઈષ્ટ ઘટી** થાય છે. ને સૂર્યાસ્ત હોય તો દિનમાનમાંથી કાઢતાં ઇષ્ટ થાય છે.

**॥ જે વખતે મુંબાઇમાં બપોરના ૧૨ વાગે છે તેજ વખતે જુદા, જુદા શહેરમાં કેટલા વાગે છે તે જોવાની સારણી ॥**

| | ક૦ | મી૦ | સે૦ | | ક૦ | મી૦ | સે૦ |
|---|---|---|---|---|---|---|---|
| મુંબાઈ. | ૧૨ | ૦ | ૦ | નવાનગર. | ૧૧ | ૫૦ | ૦ |
| અંકલેશ્વર | ૧૨ | ૧ | ૦ | નાંદોદ. | ૧૨ | ૩ | ૦ |
| અંજાર. | ૧૧ | ૪૯ | ૩૦ | નલીઆ. | ૧૧ | ૪૪ | ૦ |
| અહમદનગર. | ૧૨ | ૮ | ૩૦ | નાશક. | ૧૨ | ૪ | ૦ |
| અમદાવાદ. | ૧૧ | ૫૯ | ૩૦ | પ્રાંતિજ. | ૧૨ | ૦ | ૨૦ |
| આણંદ. | ૧૨ | ૨ | ૦ | પાટડી. | ૧૧ | ૫૬ | ૦ |
| આમોદ. | ૧૨ | ૦ | ૩૦ | પાલનપુર. | ૧૧ | ૫૮ | ૩૦ |
| ઉના. | ૧૧ | ૫૩ | ૦ | પાનસર. | ૧૧ | ૫૮ | ૩૦ |
| ઉમરેઠ. | ૧૨ | ૧ | ૩૦ | પોરબંદર. | ૧૧ | ૪૮ | ૦ |

| | ક૦ | મી૦ | સે૦ | | ક૦ | મી૦ | સે૦ |
|---|---|---|---|---|---|---|---|
| ઓડ. | ૧૨ | ૧ | ૩૦ | પાલીતાણા. | ૧૧ | ૫૬ | ૦ |
| કપડવંજ. | ૧૨ | ૧ | ૦ | પાટણ. | ૧૨ | ૩ | ૦ |
| કરાંચી. | ૧૧ | ૩૭ | ૦ | પુના. | ૧૨ | ૪ | ૩૦ |
| કુંડલા. | ૧૧ | ૫૪ | ૩૦ | પંઢરપુર. | ૧૨ | ૧૦ | ૦ |
| ખેડા. | ૧૧ | ૫૯ | ૩૦ | પોરબંદર. | ૧૨ | ૦ | ૩૦ |
| ખંભાલિયા. | ૧૧ | ૪૮ | ૦ | બગસરા. | ૧૧ | ૫૩ | ૦ |
| ખંભાત. | ૧૧ | ૫૧ | ૩૦ | બોટાદ. | ૧૧ | ૫૫ | ૩૦ |
| ગોધરા. | ૧૨ | ૩ | ૩૦ | બાંટવા. | ૧૧ | ૪૯ | ૦ |
| ગોંડળ. | ૧૧ | ૫૨ | ૦ | બેલગામ. | ૧૨ | ૭ | ૦ |
| ઘોઘા. | ૧૧ | ૫૮ | ૦ | બારસી. | ૧૨ | ૧૨ | ૦ |
| ચકલાસી. | ૧૨ | ૦ | ૩૦ | ભરૂચ. | ૧૧ | ૫૭ | ૩૦ |
| જંબુસર. | ૧૨ | ૦ | ૧૫ | ભુજ. | ૧૧ | ૪૯ | ૦ |
| જુનાગઢ. | ૧૧ | ૪૮ | ૩૦ | ભાવનગર. | ૧૧ | ૫૭ | ૩૦ |
| જેતપુર. | ૧૧ | ૫૨ | ૦ | મહુધા. | ૧૨ | ૧ | ૦ |
| જોડીયા. | ૧૧ | ૫૦ | ૩૦ | મેહમદાવાદ. | ૧૨ | ૦ | ૦ |
| ડાકોર. | ૧૨ | ૧ | ૩૦ | માતર. | ૧૨ | ૦ | ૩૦ |
| ડીસા ટાઉન. | ૧૧ | ૫૭ | ૩૦ | માંડવી. | ૧૧ | ૪૭ | ૦ |
| તારાપુર. | ૧૧ | ૫૯ | ૩૦ | માંડલ. | ૧૧ | ૫૬ | ૩૦ |
| થાણા. | ૧૨ | ૧ | ૦ | મોરબી. | ૧૧ | ૫૨ | ૦ |
| ધોલકા. | ૧૧ | ૫૮ | ૩૦ | મહુવા. | ૧૧ | ૫૬ | ૦ |
| ધોલેરા. | ૧૧ | ૫૮ | ૦ | માંગરોલ. | ૧૨ | ૮ | ૦ |
| ધંધુકા. | ૧૧ | ૫૭ | ૦ | મુંદરા. | ૧૧ | ૪૮ | ૩૦ |
| ધ્રાંગધ્રા. | ૧૧ | ૫૫ | ૦ | મુલી. | ૧૧ | ૫૫ | ૦ |
| ધ્રોલ. | ૧૧ | ૫૧ | ૦ | માળવા. | ૧૨ | ૪ | ૦ |
| ધારવાડ. | ૧૨ | ૯ | ૦ | ચોલા. | ૧૨ | ૭ | ૦ |
| ધરમપુર. | ૧૨ | ૧ | ૩૦ | રાંદેર. | ૧૨ | ૦ | ૧૦ |
| ધુલીયા. | ૧૨ | ૮ | ૦ | રાજકોટ. | ૧૧ | ૫૨ | ૦ |
| ધોરાજી. | ૧૧ | ૫૧ | ૦ | રાધનપુર. | ૧૧ | ૫૫ | ૩૦ |
| નડીયાદ. | ૧૨ | ૦ | ૩૦ | રામપુર. | ૧૨ | ૨૭ | ૦ |
| રંગુન. | ૧ | ૩૦ | ૦ | માંડલે. | ૧ | ૩૩ | ૦ |

| | ક૦ | મી૦ | સે૦ | | ક૦ | મી૦ | સે૦ |
|---|---|---|---|---|---|---|---|
| લીમડી. | ૧૧ | ૫૬ | ૦ | લાહોર. | ૧૨ | ૬ | ૦ |
| લુણાવાડા. | ૧૨ | ૩ | ૩૦ | આગ્રા. | ૧૨ | ૨૧ | ૦ |
| વીરમગામ. | ૧૧ | ૫૭ | ૦ | અલાહબાદ. | ૧૨ | ૩૬ | ૩૦ |
| વલસાડ. | ૧૨ | ૦ | ૩૦ | સોલાપુર. | ૧૨ | ૨ | ૩૦ |
| વઢવાણ. | ૧૧ | ૫૫ | ૩૦ | સુરત. | ૧૨ | ૧૦ | ૩૦ |
| વેરાવલ. | ૧૧ | ૫૮ | ૩૦ | સાણંદ. | ૧૧ | ૫૮ | ૩૦ |
| વાડાસીનોર. | ૧૨ | ૨ | ૩૦ | સીધપુર. | ૧૧ | ૫૮ | ૩૦ |
| વિલાયત (સવારના) | ૭ | ૮ | ૦ | સતારા. | ૧૨ | ૫ | ૦ |
| વાંકાનેર. | ૧૧ | ૫૩ | ૦ | સકર. | ૧૧ | ૪૪ | ૦ |
| શીકારપુર. | ૧૧ | ૪૩ | ૩૦ | હૈદ્રાબાદ. | ૧૨ | ૩૦ | ૦ |
| જગન્નાથ. | ૧૨ | ૫૨ | ૦ | હુબલી. | ૧૨ | ૯ | ૩૦ |
| કાશી. | ૧૨ | ૪૧ | ૦ | મથુરા. | ૧૨ | ૨૦ | ૦ |
| હરદ્વાર. | ૧૨ | ૨૧ | ૩૦ | નાશક. | ૧૨ | ૪ | ૦ |
| રામેશ્વર. | ૧૨ | ૨૬ | ૦ | દીલ્હી. | ૧૨ | ૧૮ | ૦ |
| ગયા. | ૧૨ | ૪૯ | ૦ | મદ્રાસ. | ૧૨ | ૩૦ | ૦ |
| બદ્રીનારાયણ. | ૧૨ | ૨૭ | ૦ | કલકત્તા. | ૧ | ૨ | ૦ |

**ઉદાહરણ પહેલું**—મુંબાઇ ટાઇમ કરતાં મદ્રાસ ટાઇમ ૩૦ મિનિટ વધારે છે માટે જો તેનો મુંબાઇ ટાઇમ કરવો હોય તો મદ્રાસ ટાઇમ-માંથી ૩૦ મિનિટ બાદ કરવી.

**ઉદાહરણ બીજું**—કરાંચીનો લોકલ ટાઇમ મુંબાઇ ટાઇમ કરતાં ૨૩ મિનિટ ઓછો છે માટે તેમાં ૨૩ મિનિટ ઉમેરવાથી મુંબાઇ ટાઇમ થાય છે તેવીજ રીતે દરેક શહેરનો ટાઇમ જોઇ લેવો.

**મુંબાઇ સ્ટન્ડર્ડ, ટાઇમ (વખત)નો ફેરફાર નીચે મુજબ છે.**

મુંબાઈ ટાઇમ કરતાં સ્ટાન્ડર્ડ ટાઇમ ૩૯ મિનીટ વધારે છે માટે જો સ્ટાન્ડર્ડ ટાઇમ ઉપરથી મુંબાઇ ટાઇમ કરવો હોય તો સ્ટાન્ડર્ડમાંથી ૩૯ મિનીટ બાદ કરવી.

**કલાક ઉપરથી ઇષ્ટ ઘડી કરવી તે સૂર્યોદયથી કરવી કે દિનમાનથી.**

સૂર્ય ઊગવાના કલાક ઉપરથી કરીએ તો દરેક દેશમાં સરખો સૂર્યોદય થતો નથી. જેમકે કરાંચીના સૂર્યોદયમાં ને મુંબાઈના સૂર્યો-

३९ समये मीनलग्न वहमानायायस्यां शुभग्रह निरीक्षितकल्याणवतीवेलायां गौब्राह्मण प्रतिपालक लुहाणा ज्ञातौ शेठश्री अवटंका ठक्कर हिरजी लालजी लखपतिया ग्रहे अखंड सौभाग्यवती पति धर्मपरायण भार्या भचीबाइ तस्या दक्षिण कुक्षेपुत्र जन्म तस्याभिधानमव कहडाचक्रानुसारेण ज्येष्टा नक्षत्रस्य तृतीयचरणे जन्मतेन य काराक्षरे ईकारस्वरापरि जन्म नाम ॥ च वृश्चिक राश्युपरि नारायण–नरसिंह इति जन्मनाम प्रतिष्टीतम् मात्रपित्रो रुल्लापन्नेयथारुचि ॥

પારસીની જન્મપત્રી કરવી હોય તો શ્રીગણેશાય નમઃ તેના બદલે **अथश्री दादार अहुर्मज्द निमदद्दहोजो पारसीरोज ४ थे सहरेवर महा १० मोवेहे यजदेजर्दी सन्ने १२५२ इंग्रेजी तारीख १९ मी महा जून इस्वीसन् सन्ने १८८३ ।**

મુસલમાન કે વહોરાની જન્મપત્રીમાં શ્રીગણેશાયનમઃ ના લખતાં **अथश्री महमद पेगम्बरनिमदद्दहोजो मुसलमानि तारीख १३ मी महा साबान हिझरिसन्ने १३०० इंग्रेजी तारीक १९ मी महा जून इस्विसन् १८८३ ।**

**युरोपियननी जन्मपत्रिकामां** શ્રીગણેશાયને બદલે **अथश्री इशुखिस्तनी मददहोजो इंग्रेजी तारीख १९ मी महा जून इस्विसन् सन्ने १८८३ ।**

આટલું મથાળે વધારે લખીને ત્યાંથી સજયતિ સિંધુ નામના શ્લોકથી સરખુંજ લખવું.

---

૧—**गौब्राह्मणप्रतिपाकक—વાણીયા-क्षत्री** વીગેરેની જન્મપત્રીમાં તેમજ લખવું. પણ બ્રાહ્મણની જન્મપત્રી કરવી હોય તેમાં—**श्रीशंकरोपासिक वेद धर्मपरायण** કરવું. શ્રાવકની હોય તો—**जैनधर्म परायण** લખવું. પારસીની જન્મપત્રીમાં—**गौसागराग्नि भक्तिपरायण** લખવું. મુસલમાન હોય તો—**दिनधर्मपरायण,** ને યુરોપિયન હોય તો **खिस्तीधर्मपरायण** લખવું. અને દરેક કોમને માટે—**निजधर्मपरायण** કરીને લખી શકાય છે.

## ॥ ગુજરાતીમાં જન્મોત્રીનું મથાળુ લખવાની રીત ॥

શ્રીગણેશાયનમઃ જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે. તેમ જેના ચરણકમલનું સ્મરણ બધા વિઘ્નોને નાશ કરે છે. એવા હાથીના મુખ જેવા મોઢાવાળા ગણપતિ વિજય પામો ॥ ૧ ॥ અખંડ કલ્યાણ શ્રીમાન રાજા વિક્રમના રાજ્યની શરૂઆતથી ચાલુ થએલો સંવત્ **૧૯૩૯** ના વર્ષને વિષે શ્રીમાન્ રાજા શાલિવાહનનો કરેલો **શક–૧૮૦૫** **ઊત્તરાયણ**ના સૂર્યને વિષે ઊત્તર **ગોલ**માં મહાન આકાશના ચક્રમાં રહેલા સૂર્યથી થતી **ગ્રીષ્મ** રૂતુ વિષે રૂડા મહાન્ માંગલિક ફલને આપનાર :ઘણા ઊત્તમ શુભકારી **જેષ્ટ માસને શુદી** પક્ષે—૧૪. **ચૌદશ** ઘડી ૩૭-પલ ૩૪ ઊપરાંત **પુનમ** જન્મની તિથિ ને **મંગલવાર** છે. **અનુરાધા** ઘડી ૩-પલ ૩૧ ઉપર **જેષ્ટા** જન્મનું નક્ષત્ર છે. **સાધ્ય** ઘડી ૯-પલ ૫૯ ઊપર **શુભ** જન્મનો યોગ છે. ને જન્મનું કરણ **વિષ્ટિ** છે. એ પ્રમાણે પંચાગના શુદ્ધ દિવસે વૃશ્ચિક રાશિના **ચંદ્ર** છે. ને ચંદ્રની રાશિનો નવમાંશ ૮ મો આવ્યુ કર્ક-કુંભ નામની રાશિને તેનો સ્વામિ શનિ છે. ॥ **મૃગનીયોનિ** ॥ **રાક્ષસગણ** ॥ **બ્રાહ્મણનો વર્ણ** ॥ **મૃગવર્ગ** ॥ **અંત્યભાગચુંજા** ॥ **વારિહંસક** ॥ ને **પહેલી નાડી** શ્રી સર્પાકાર ચક્રમાં આવેલી છે, શ્રી સૂર્યના નક્ષત્રથી પુરૂષની આકૃતિમાં **હૃદય**માં ચંદ્રમાનું નક્ષત્ર રહેલું છે. એ પ્રમાણે મિથુન સંક્રાંતિના ગએલા અંશ ૫ કલા ૫૪ વિકલા ૫૧ વખતે શ્રી સૂર્યના અડધા બિંબના ઊગવાથી ઈષ્ટ **ઘટી** ૪૮ પલ ૩૯ વખતે મીન લગ્નમાં ગૌબ્રાહ્મણ પ્રતિપાલક **લવણા જ્ઞાતિ**ના શેઠશ્રી ૫ ( અટક ) ઠક્કર **હિરજી લાલજી લખપતિયા** ગ્રહે અખંડ સૌભાગ્યવતી પોતાના સ્વામીની આજ્ઞાને અનુસરીને ચાલનાર **ભચીબાઈ**ની જમણી કુક્ષે પુત્ર જન્મ તેનું નામ અવકહડા ચક્રના અનુક્રમથી જેષ્ટા નક્ષત્રના ત્રીજા ચરણમાં જન્મ છે. ય અક્ષર ને ઈ સ્વર ઊપર નામ છે.

અને વૃશ્ચિક રાશિ ઉપરથી નારાયણ-નરસિંહ એવાં જન્મ નામ આવે છે, તે ઉપરાંતનું કોઇ પણ નામ રાખવું, તે માતા પિતાની મરજીની વાત છે.

## ॥ જન્મ કુંડલી માંડવાની રીત ॥

પ્રથમ સૂર્યની રાશિને અંશ ઊપરથી લગ્નપત્રામાંથી લગ્નની રાશિને અંશ કાઢેલા છે તેને **લગ્ન** કહે છે લગ્નની રાશિનો અંક પૂર્ણાદિ સમજવો. તે આંકમાં એક ઊમેરી જે અંક આવે તેને બાર ખાનાની જન્મ કુંડલી પાડી તેના મથાળે મુકવો ને ત્યાં **લ** કરવો. તેને પહેલું ઘર કહે છે પછી લગ્નના અંકથી ડાબી તરફ કુંડલીમાં રાશિના અંકો મુકવા. તે અંક બાર થાય ત્યાર પછી એકથી શરૂ કરવા તેમાં જન્મ વખતે આકાશમાં જે રાશિમાં ગ્રહો રહેલા હોય તે રાશિના જન્મ કુંડલીમાં મુકવાને માટે પ્રથમ સૂર્યના રાશિ અંશ બતાવ્યા છે. તે ઊપર પૂર્ણાદિ રાશિ છે માટે તેમાં એક ઊમેરી જે અંક થાય તે અંકે **સૂ** કરવું જેથી સૂર્ય સમજાશે. તેવી રીતે દરેક ગ્રહના નામના આગળનો એકજ અક્ષર મુકવો, ને ચંદ્રમા જન્મ દિવસે પંચાંગમાં જે રાશિનો લખેલો હોય તેજ રાશિના અંકમાં મુકવો. પણ જન્મ દિવસે ચંદ્ર બદલાતો હોય તો જેટલી ઘડીએ બદલાય છે, તે ઘડી કરતાં જન્મની ઇષ્ટ ઘડી–ઓછી હોય તો બદલાએલી રાશિનો ન મુકતાં ગએલા દિવસની રાશિનો મુકવો. ને ઇષ્ટ ઘડી વધારે હોય તો બદલાએલી રાશિના આંકે મુકવો. બાકીના મંગલથી તે કેતુ સુધીના ગ્રહો જો પુનમ કે અમાસના સવારથી તે આઠનના સવાર સુધીમાં જન્મ હોય તો જન્મ દિવસના પહેલાં ગએલા ભાગપત્રાની કુંડલીમાં જે જે આંક આગળ ગ્રહો લખેલા હોય તેજ અંકના જન્મ કુંડલીમાં મુકવા પણ પુનમ કે અમાંસના સવારથી તે જન્મ દિવસની ઇષ્ટ ઘડી સુધીમાં જે ગ્રહો બદલાતા હોય તેને બદલાતી રાશિના મુકવા. જો વક્રી ગ્રહ રાશિ બદલતો હોય તો તેને પણ બદલાએલી રાશિએ મુકવો. તેમજ આઠમના સવારથી તે પુનમ કે અમાસના સવાર શુધીમાં જન્મ હોય તો તે પછીના આવતા ભાગપત્રાની કુંડલીમાં જે રાશિના મંગલથી કેતુ સુધીના ગ્રહો હોય તે તે રાશિના જન્મ કુંડલીમાં મુકવા, તેમાં પણ જન્મના દિવસથી તે પુનમ કે અમાસના સવાર સુધીમાં જે ગ્રહો બદલાતા હોય તેને ભાગપત્રાની કુંડલીમાંનો ન મુકતાં બદલાએલી રાશિ કરતાં એક રાશિ ઓછી કરીને મુકવો, જો વક્રી ગ્રહ બદલાતો હોય તો બદલાતી રાશિમાં એક રાશિ ઊમેરતાં જે રાશિ થાય તેમાં મુકવો. રાહુ તથા કેતુવક્રીજ સમજવા હમ્મેશાં રાહુની રાશિથી સાતમી રાશિમાં કેતુ આવે છે.

## ॥ રાશિ કુંડલીની રીત ॥

જન્મ વખતે જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિ, કુંડલીના પહેલા ખાંનામાં મુકવી. ને ત્યાં લ કરવો ને તેનાથી ડાબી બાંજુથી અનુક્રમે અંક મુકી દેવા. ને જન્મ કુંડલીમાં જે રાશિના દરેક ગ્રહો મુકેલા છે. તેજ રાશિના રાશિ કુંડલીમાં મુકવા. રાશિ કુંડલીનું લગ્ન ચંદ્રની રાશિ ઉપરથી મુકાય છે, માટે ચંદ્રમા લગ્નેજ આવે છે.

# પ્રકરણ ૯ મું.

## ॥ રાશ્યાદિની સમજ ॥



**રાશિ** અને **આદિ** એ બે શબ્દો મલીને રાસ્યાદિ થાય છે. તેનો અર્થ એવો છે કે જેમાં રાશિ પહેલી છે તેવાં રૂપો એટલે જ્યાં રાશ્યાદિ કહેવામાં આવે, ત્યાં **રાશિ, અંશ, કળા, વિકળા** સમજવું. પણ રાશિ કહ્યું હોય ત્યાં તો ફક્ત એકલી રાશિજ જાણવી. તેમજ અંશાદિ કહ્યું હોય તો **અંશ,** કળા, વિકળા એમ અંશથી ઉતરતાં દરેક ફલ તેને અંશાદિ કહે છે ને કલાદિ કહ્યું હોય તો **કળા** ને **વિકળા** તેમજ વિકલાદિ કહેવામાં આવે તો **વિકળા પ્રતિ વિકળા વિ-વિકળા** વિગેરે ઉત્તરોતર રૂપ એક પછી એક જાણવું, તેમજ રાસ્યાદિ રૂપ પણ કહી શકાય છે.

## ॥ વર્ષાદિ માસાદિ વિગેરેની સમજ ॥

જ્યાં વર્ષાદિ શબ્દ આવે ત્યાં **વર્ષ, માસ, દિવસ, ઘટી, પલ,** એમ જાણવું. જ્યાં માસાદિ આવે ત્યાં **માસ, દિવસ, ઘટી, પળ,** જાણ જ્યાં દિનાદિઆવે, ત્યાં **દિવસ, ઘટી,** પલ, જ્યાં ઘટચાદિ આવે, ત્યાં **ઘટી** તથા **પલ** અને જ્યાં પલાદિ આવે ત્યાં **પલ, વિપલ પ્રતિ વિપલ** એમ જાણવું.

## ॥ તિથ્યાદિની સમજ ॥

જ્યાં તિથ્યાદિ આવે ત્યાં **તિથિ, નક્ષત્ર, યોગ, કરણ** વિગેરે જાણવું.

## ॥ વારાદિની સમજ ॥

જ્યાં વારાદિ આવે ત્યાં **વાર, ઘટી, પલ, વિપલ,** વિગેરે જાણવું.

## ॥ સ્વજાતિ અને વિજાતિ ભેદ ॥

**स्व** અને **जाति** મલી સ્વજાતિ થાય છે. **स्व** પોતાની **जाति** જાત માટે જ્યાં **स्वजाति** આવે ત્યાં પોતાની જાત સમજવી. **वि** નહી, **जाति** જાત **विजाति** નહી જાત એટલે વગર જાતિનું, સ્વજાતિ એટલે એકજ જાતને મલતી આવતી દરેક રકમ જેમકે ૪ રાશિ ૮ અંશ ૧૨ કળા ને ૧૦ વિકળા એ બધું સ્વજાતિ ગણાય છે. કેમજે દશ વિકળા છેહી છે તે વિકળા વધતી વધતી ૬૦ થાય તો તેની ૧ કળાની જાત થાય છે. ને તેવી ૬૦ કળા થાય છે ત્યારે તેનો એક અંશ થાય છે. તેમજ ૩૦ અંશની ૧ રાશિ થાય છે. તેમજ રાશિના અંશ થાય છે. અંશની કલાઓ થાય છે. કલાની વિકલાઓ થાય છે. ને તેથીજ તે સ્વજાતિ કહેવાય છે, તે એક રકમને મલતા દરેક ભાગ છે. હવે વિજાતિને માટે ૪ રાશિ-૫ મણ ને ૩ રૂપીયા તે વિજાતિ કહેવાય છે. કારણ કે ગમે તેટલા રૂપીયા હોય તો એ કંઈ મણ સાથે સંબંધ આવે નહી તેમજ ગમે તેટલા મણથી રાશિ લાવવી હોય તો તેની રાશિ કદી થનાર નથી, માટે તે વિજાતિ એટલે રૂપિઆ ને મણની જાત જુદી છે. ને મણને રાશિની જાત જુદી છે. જેથી એવી રકમ હોય તેને વિજાતિ જાણવી. જ્યાં સાવયવ લેવું એમ કહેવામાં આવે ત્યાં **સ્વજાતિ**વાળાં ફળ લેવાં પણ **વિજાતિ**વાળા લેવાં નહી.

## ॥ સાવયવની સમજ ॥

**सावयव** એટલે **सह अवयव:** આ બે જુદે જુદાં સંસ્કૃત પદ છે. પદને સાથે જોડવાથી **सावयव** કહેવાય છે. **सह** સાથે **अवयव** ભાગ એટલે તેનો અર્થ ભાગ સાથે તેને **सावयव** કહે છે. જેમકે રાશિ અંશ કલા ને વિકલા એ ચાર જુદી જાતની રકમો છે. રાશિથી અંશ જુદા, અંશથી કલા જુદી, કલાથી, વિકલા જુદી માટે ચારે જુદાં જુદાં કહેવાય છે પણ તે રકમોને એકજ જગ્યાએ મુકવાથી તેને સાવયવ કહેવાય છે. જેમકે એક આંબાનું ઝાડ છે. તે સાવયન કહેવું હોય તો થડ ડાળાં પાનાં મૅાર નાના મરવા અને મોટી કેરીઓ બધું મળીને સાવયવ આંબો કહે-

વાય છે. ૪ રાશિ ૬ અંશ ૨૮ કલા ૫૨ વિકલા એ રાશિથી આરંભીને ચારે ફલ સાથે સાવયવ રાશિ કહેવાય છે, એટલે જ્યાં સાવયવ રાશિ લેવા કહી હોય ત્યાં રાશિના પાછલ અંશ કલા, વિકલા સાથે લેવાનું છે, તે સમજવું. જેમકે સાવયવ મણુ લેવાનો હોય તો મણુ ને તેનાથી ઊતરતું જે હોય તે શેર—નવટાંક—અધોલ દરેક વધતી મણુની પાછલની રકમો સહિતનો મણુ તેને સાવયવ મણુ કહે છે, તેમ રૂપિઆ પોતાના પાછળ આના પાઇ જે હોય તે સુદ્ધાંતને બોલવું હોય તો સાવયવ રૂપિઆ કહેવાય છે. જે રકમ સાવયવ લેવા કહી છે તેનાથી ઊતરતી રકમો સાથે તે લેવાથી સાવયવ કહેવાય છે. પણુ ઊતરતી ચીજો **સ્વજાતિ** લેવી **વિજાતિ** નહી.

## ॥ રૂપાત્મક ફળની સમજ ॥

રૂપાત્મક એટલે સાવયવ ગમે તે રકમને ૬૦ થી ભાગી ઉપર ચઢાવવી અથવા ૬૦ થી ગુણીને નીચે ઉતારવી તેને રૂપાત્મક કહે છે.

ગણીતમાં જ્યાં રાસ્યાદિકના ભાગાકાર કરવાના આવે ત્યાં રાશિને ૧૨ થી અંશને ૩૦ થી કળાદિને ૬૦ થી ભાગવામાં આવે છે; તેમજ ગુણાકાર કરતી વખતે પણુ રાશિને ૩૦ થી ગુણુવી. અંશને ૬૦ થી ગુણુવા, ને કળાદિને ૬૦ ગુણુવા પડે છે. તે રીતે રૂપાત્મકમાં થતું નથી. એમાં કેવળ જે રકમનાં રૂપાત્મક ફળ હોય તેને ગુણુવાં હોય તોપણુ દરેક ફળોને ૬૦ થીજ ગુણુવાં ને ભાગવાં, હોય ત્યારે પણુ ૬૦ થી ભાગીનેજ ઊપર ચડાવતા જવું તે દરેકને ૬૦ ઠેજ ભાગવાં એવી રીતે જેનું રૂપ બદલાતું નથી. તેને રૂપાત્મક ફળ કહે છે. એટલે કે તે દરેક રકમ પોતપોતાથી ૬૦ ગણી ઓછી કે વધારે સમજવી.

## ॥ રાશ્યાદિ રકમોની બાદબાકી કરવાની રીત ॥

એક રાશ્યાદિ રકમમાંથી બીજી રાસ્યાદિ રકમ બાદ કરતી વખતે જો પહેલી રકમની રાશિમાંથી બીજી રકમની રાશિ બાદ ન થતી હોય તો પહેલી રકમની રાશિમાં ૧૨ રાશિ ઉમેરતાં જેટલી રાશિ થાય, તેમાંથી બીજી રકમની રાશિ બાદ કરવી. ને જે રહે તે રાશિ પછી પહેલી રકમના અંશમાંથી બીજી રકમના અંશ બાદ કરવા જો ન જાય તો બાદ કરતાં રહેલા રાશિમાંથી એક રાશિ ઓછી કરવી, ને તે એક રાશિના ૩૦ અંશ પહેલી રકમના અંશમાં ઊમેરવા. તો જે અંશ થાય તેમાંથી બીજી રકમના અંશ બાદ કરતાં, જે રહે, તે અંશ, પછી પહેલી રકમની કળામાંથી

બીજી રકમની કળાઓ બાદ કરવી. જો ન જાય તો, બાદ કરતાં રહેલા અંશમાંથી એક અંશ ઓછો કરવો. ( પણ કદાચ બાદ કરતાં રહેલા અંશ ૦ આવ્યા હોય તો, રાશિમાંથી એક ઓછી કરી તેના ૩૦–અંશ–૦ માં ઊમેરીને, તેમાંથી પણ એક અંશ ઓછો કરી ) તેની ૬૦ કળાઓ પહેલી રકમની કળાઓમાં ઊમેરવી, તો જે કળાઓ થાય તેમાંથી બીજી રકમની કળાઓ બાદ કરતાં જે રહે તે કળા પછી પહેલી રકમની વિકળામાંથી બીજી રકમની વિકળા બાદ કરવી. જો ન જાય તો બાદ કરતાં રહેલી કળામાંથી એક કળા ઓછી કરીને તે એક કળાની ૬૦ વિકળા પહેલી રકમની વિકળામાં ઊમેરવી. તો જે થાય તેમાંથી બીજી રકમની વિકળાઓ બાદ કરવી. જે રહે તે વિકળા. એ રીતે બાદ કરતાં રહેલાં **રાશિ, અંશ, કળા, ને વિકળા, એ રાશિયાદિ બાદબાકી** થઇ જાણવી.

## ॥ ઉદાહરણ ॥

રાશ્યાદિ ૪ । ૩ । ૨૨ । ૫૪ । માંથી રાશ્યાદિ ૨ । ૧૨ । ૩૯ । ૫૧ । બાદ કરવા છે, તો પહેલી રકમની રાશિ ૨ બાદ કરતાં રાશિ ૨ રહી. પહેલી રકમના અંશ ૩ માંથી બીજી રકમના અંશ ૧૨ જતા નથી. માટે બાદ કરતાં રહેલી રાશિ ૨ માંથી એક રાશિ ઓછી કરી તો રાશિ ૧ રહી. અને પહેલી રકમના અંશ ૩ તે ઓછી કરેલી એક રાશિના ૩૦ અંશ ઊમેરતાં અંશ ૩૩ થયા, તેમાંથી બીજી રકમના અંશ ૧૨ બાદ કરતાં અંશ ૨૧ રહ્યા. પછી પહેલી રકમની કળા ૨૨ માંથી બીજી રકમની કળા ૩૯ બાદ થતી નથી. માટે બાદ કરતાં રહેલા અંશ–૨૧ માંથી એક અંશ ઓછો કર્યો, તો અંશ–૨૦ રહ્યા, ને એક અંશની ૬૦–કળા ને પહેલી રકમની કળા ૨૨ માં ઊમેરી, તો કળા ૮૨ થઇ, તેમાંથી બીજી રકમની કળાઓ ૩૯ બાદ કરી તો કળા ૪૩ રહી. પછી પહેલી રકમની વિકળા ૫૪ માંથી બીજી રકમની વિકળા ૫૧ બાદ કરતાં વિકળા ૩ રહી. એ રીતે બાદ કરતાં રહેલી **રાશિ–૧ અંશ–૨૦ કળા–૪૩ વિકળા–૩ એ રાશ્યાદિક બાદબાકી** થઇ.

| | રાશિ. | અંશ. | કળા. | વિકળા. |
|---|---|---|---|---|
| પહેલી રકમ રાશ્યાદિ.................. | ૪ | ૩ | ૨૨ | ૫૪ |
| બીજી રકમ રાશ્યાદિ.................. | ૨ | ૧૨ | ૩૯ | ૫૧ |
| બાદ કરતાં રહેલાં રાશ્યાદિ............ | ૧ | ૨૦ | ૪૩ | ૩ |

## ॥ સાવયવ રકમોનો ગુણાકાર કરવા માટે ગોમુત્રિકા દોરવાની રીત ॥

ગોમુત્રિકા એટલે જ્યોતિષની રીતીએ સાવયવ બે રકમોને પરસ્પર ગુણવા માટે કાઢવામાં આવતો કોઠો તે કોઠો સાવયવ રકમોના વિભાગ પ્રમાણે કાઢવો. તે એવી રીતે કે સાવયવ રકમના જેટલા વિભાગ હોય, તેનાથી એક ઓછી ઉભી લીટીઓ દોરવી, અને તે દોરેલી ઉભી લીટીઓમાં એકજ આડી લીટી દોરવી. તેને ગોમુત્રિકા કહે છે.

**દાખલો**—સાવયવ રકમના ૩ વિભાગ છે. જેથી ઊભી લીટીઓ બે અને આડી લીટી એક દોરવાથી **ગોમુત્રિકા** નીચે મુજબ થાય છે.

## ॥ સાવયવ બે રકમોને ગોમુત્રિકામા મુકવાના રીત ॥

ગોમુત્રિકા.

| | | |
|---|---|---|
| | | |

જ્યારે બેઊ રકમો રાશ્યાદિ હોય ત્યારે તે બેમાંથી ગમે તે એક રકમને ગોમુત્રિકાના ઉપર મુકવી. ને બીજીને ગોમુત્રિકાની ડાબી બાજુએ ગુણવા માટે મુકવી. તેવી રીતે બે રકમોમાંથી ગમે તે રકમ ગોમુત્રિકામાંથી ઉપર અને ગમે તે બાજુમાં મુકવી તોપણ ગુણાકારનું **રાશ્યાદિ** ફળ સરખુંજ આવે છે.

**દાખલો**—પહેલી સાવયવ રકમ શશ્યાદિ ૭ । ૮ । ૯ । ૧૦ । અને બીજી સાવયવ રકમ રાશ્યાદિ ૯ । ૬ । ૧૫ । ૨૮ । છે. એ બે રકમોનો ગુણાકાર કરવો છે. તે પહેલી રકમને ગોમુત્રિકાના ઊપર અને બીજીને ગોમુત્રિકાની બાજુમાં મુકવી. અથવા ઊલટી રીતે એટલે બીજીને ગોમુત્રિકાના ઊપર અને પહેલી ને ગોમુત્રિકાની ડાબી બાજુએ મુકવી. તે નીચેની ગોમુત્રિકામાં મુકેલી છે તે ઊપરથી સમજાશે.

| ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|
| ૯<br>૬<br>૧૫<br>૨૮ | | | |

| ૯ | ૬ | ૧૫ | ૨૮ |
|---|---|---|---|
| ૭<br>૮<br>૯<br>૧૦ | | | |

જ્યારે સાવયવ રકમો રાસ્યાદિ લઇને ગુણાકાર કરવામાં આવે ત્યારે ગુણાકાર ફળ પણ રાશ્યાદિ આવે છે.

જ્યારે એક રકમ રાસ્યાદિ ને બીજી રકમ અંશાદિ હોય તો ફળ અંશાદિ તેમજ એક રાસ્યાદિ ને બીજી કળાદિ હોય તો ફલ કળાદિ આવે છે.

જ્યારે બેઊ રકમો અંશાદિ હોય તો ફળ અંશાદિ આવે છે. ને એક અંશાદિ ને બીજી કળાદિ હોય તો ફળ કળાદિ આવે છે. તેમજ બીજી રકમ વિકળાદિ હોય તો ફળ **વિકળાદિ** આવે છે.

જ્યારે બે રકમો કળાદિ હોય ત્યારે ફળ પણ કળાદિ આવે છે, ને એક કળાદિ ને બીજી વિકળાદિ હોય તો પણ, ફળ વિકળાદિ આવે છે.

બેઊ રકમો સરખીજ હોય તો તે જે રૂપની હોય, તેજ રૂપનું ગુણાકાર ફળ પણ આવે છે. ને એક ઉતરતી હોય તો જે ઉતરતી રકમ છે તેજ રકમના પ્રમાણે ફળ આવે છે.

બન્ને રકમો રૂપાત્મક હોય તો ફળ પણ રૂપાત્મક જ આવે છે.

## ગોમુત્રિકાથી રાશ્યાદિ રકમોનો ગુણાકાર કરવાના રીત

પ્રથમ ગોમુત્રિકા ઉપરની બાજુ, અને ડાબી બાજુ એમ બે જગ્યાએ રાસ્યાદિ રકમો મુકવી. પછી ડાબી બાજુની રકમમાંની રાશિથી ઉપરની બાજુએ મુકેલાં રાશિ, અંશ, કલા, તથા વિકળા ને ગુણીને તે દરેકના નીચે મુકવાં, પછી ડાબી બાજુએ મુકેલી રકમમાંના અંશથી, ઉપર મુકેલાં રાશ્યાદિને ગુણીને તેને રાશિથી ગુણેલાંના નીચે મુકવાં. પછી ડાબી બાજુની રકમમાંની કળાથી ઉપરના મુકેલાં રાસ્યાદિને ગુણીને અંશથી ગુણેલાંના નીચે મુકવાં. પછી ડાબી બાજુની રકમમાંની વિકળાથી ઉપરનાં લખેલાં રાશ્યાદિને ગુણી કળાથી ગુણેલાંના નીચે મુકવાં.

### ઉદાહરણ

રાસ્યાદિ. ૯ । ૬ । ૧૫ । ૨૮ ને ગોમુત્રિકામાં ઉપર મુકયાં, ને ડાબી બાજુએ રાસ્યાદિ ૭ । ૮ । ૯ । ૧૦ । મુકયા પછી ડાબી બાજુની રાશિ સાતથી, ઉપર મુકેલી રાશિ, ૯ ને ગુણતાં, ૬૩ થયા તેને રાશિ ૯ ના નીચે મુકયા તેજ રાશિથી ઉપરના અંશ ૬ ને ગુણતાં ૪૨ થયા, તેને અંશના નિચે મુકયા, તથા વિકલા ૨૮ ને ૭ થી ગુણતાં ૧૦૫ થયા તેને કળાના નિચે મુકયા, તથા વિકલા ૨૮ ને ૭ થી ગુણતાં ૧૯૬ થયા તેને વિકળા નિચે મુકયા, પછી ડાબી બાજુની રકમના અંશ ૮ થી ઉપરની રાશ્યાદિને

ગુણતાં અનુક્રમે ૭૨–૪૮–૧૨૦–૨૨૪ થયા, તેને રાશિથી ગુણીને મુકેલી રકમોના નિચે મુક્યાં. પછી તેના નિચે ડાબી બાજુની રકમની કળા ૯ થી ઉપરના રાસ્યાદિને ગુણતાં અનુક્રમે ૮૧–૫૪–૧૩૫ ૨૫૨ થયા તે મુક્યા. પછી નીચે ડાબી બાજુની રકમની વિકળા ૧૦ થી ઉપરનાં રાશ્યાદિને ગુણતાં અનુક્રમે ૯૦ । ૬૦ । ૧૫૦ । ૨૮૦ । થયા તે મુક્યા. એ રીતે ગુણીને નિચેની ગોમુત્રિકામાં મુકેલા છે તે જોવાથી સમજાશે.

## ॥ ગોમુત્રિકાથી ગુણતાં થએલી રકમો ॥

| | ૯ | ૬ | ૧૫ | ૨૮ |
|---|---|---|---|---|
| ૭ | ૬૩ | ૪૨ | ૧૦૫ | ૧૯૬ |
| ૮ | ૭૨ | ૪૮ | ૧૨૦ | ૨૨૪ |
| ૯ | ૮૧ | ૫૪ | ૧૩૫ | ૨૫૨ |
| ૧૦ | ૯૦ | ૬૦ | ૧૫૦ | ૨૮૦ |

આ જે આડી ત્રાંસી લિટીઓ દોરેલી છે. તેમાં તે દરેક રકમો ઉમેરવાની છે તે નિચે લખ્યા પ્રમાણે છે.

## ઉપર પ્રમાણે ગુણેલાને પોતાના રૂપ પ્રમાણે ભાગી ભાગીને ચઢાવવાની રીત.

પહેલાં ઉપરની રકમની વિકળાને ડાબી બાજુની રકમની વિકળાથી ગુણતાં થએલા અંકને ૬૦ થી ભાગી શેષ ત્યાંજ રહેવા દેવી. અને લબ્ધિ આવે તેને ઉપરની વિકળાને ડાબી બાજુની કળાથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવી. તો જે થાય તેને ઉપરની કળાને ડાબી બાજુની વિકળાથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવું. તેને ૬૦ થી ભાગી શેષ તેજ જગ્યાએ રહેવા દેવી. ને લબ્ધિ આવે તે ઉપરની રકમની વિકળાને ડાબી બાજુની રકમના અંશથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવી. તો જે થાય તેને ઉપરની કળાને ડાબી બાજુની કળાથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવી. ઉપરના અંશને ડાબી બાજુની વિકળાથી ગુણેલા અંકમાં ઉમેરવું. ને તેમે ૬૦ થી ભાગી શેષ ત્યાંજ રહેવા દેવી. અને લબ્ધિ આવે તેને ઉપરની વિકલાને ડાબી બાજુની રાશિથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવી. તો જે થાય તેને ઉપરની કળા, ને ડાબી બાજુના અંશથી ગુણેલામાં ઉમેરવા ને તેને ઉપરના અંશને ડાબી બાજુની કળાથી, ગુણેલામાં ઉમેરવા, જે થાય તેને ઉપરની રાશિએ

ડાબી બાજુની વિકળાથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવા, ને જે થાય તેને ૬૦ થી ભાગી શેષ વિકળાને ત્યાંજ રહેવા દેવી. લબ્ધિ આવે તેને ઉપરની કળાને ડાબી બાજુની રાશિથી ગુણેલામાં ઉમેરવી ને તેને ઉપરના અંશને ડાબી બાજુના અંશથી ગુણેલામાં ઉમેરી તેને ઉપરની રાશિને ડાબી બાજુની કળાથી ગુણતાં થએલા અંકમાં ઉમેરી તેને ૬૦ થી ભાગી શેષ કળાને તેજ જગ્યાએ મુકવી. અને લબ્ધિ આવે તેને ઉપરના અંશને ડાબી બાજુની રાશિથી ગુણેલામાં ઉમેરવા, તો જે થાય તેને ઉપરની રાશિને ડાબી બાજુના અંશથી ગુણતાં થએલા અંકમાં ઉમેરવા ને તેને ૩૦ થી ભાગી શેષ અંશ રહે તેને ત્યાંજ મુકવા, અને લબ્ધિ આવે તેને ઉપરની રાશિને ડાબી બાજુની રાશિથી ગુણેલામાં ઉમેરવી, ને જે થાય તે રાશિ જાણવી. એ રાશિ, તેના નિચે શેષ રહેલા અંશ, તથા તેના નિચે શેષ રહેલી કળા. ને તેના નિચે શેષ રહેલી વિકળા, એ રીતે. ગોમુત્રકાથી રાશ્યાદિ ગુણાકાર ફળ થાય છે.

## ॥ ઉદાહરણ ॥

ઉપર ગોમુત્રિકાથી બન્ને રાસ્યાદિ રકમોને પરસ્પર ગુણેલા દરેક અંકો મુકેલા છે. તેમાંના ઉપલી રકમની વિકળા ૨૮, ને ડાબી બાજુની વિકળા ૧૦ થી ગુણતાં ૨૮૦ ને ૬૦ થી ભાગતાં શેષ ૪૦ રહી, તે ત્યાંજ મુકી અને લબ્ધિ ૪ ને ઉપરની વિકળા ૨૮ ને ડાબી બાજુની કળા ૯ થી ગુણેલા ૨૫૨ માં ઉમેરી તો ૨૫૬ થયા તેને ઉપરની કળા ૧૫ ને બાજુની વિકળા ૧૦ થી ગુણેલા, ૧૫૦ માં ઉમેરી તે ૪૦૬ થયા :તેને ૬૦ થી ભાગતાં શેષ ૪૬ રહી તેને ત્યાંજ રહેવા દીધી. ને લબ્ધિ ૬ આવી. તેને ઉપરની વિકળા ૨૮ ને બાજુના અંશ ૮ થી ગુણેલા ૨૨૪ માં ઉમેરતાં ૨૩૦ થયા. તેને ઉપરની કળા ૧૫ ને બાજુની કળા ૯ થી ગુણતાં થએલી રકમ ૧૩૫ માં ઉમેરી તો ૩૬૫ થયા. તેને ઉપરના અંશ ૬ ને બાજુની વિકળા ૧૦ થી ગુણેલા ૬૦ માં ઉમેરતાં ૪૨૫ થયા. તેને ૬૦ થી ભાગતાં શેષ ૫ રહી તેને ત્યાંજ મુકી અને લબ્ધિ ૭ આવી તેને ઉપરની વિકળા ૨૮ ને બાજુની રાશિ ૭ થી ગુણેલા ૧૯૬ માં ઉમેરતાં ૨૦૩ થયા. તેને ઉપરની કળા ૧૫ ને બાજુના અંશ ૮ થી ગુણેલા ૧૨૦ માં ઉમેરતાં, ૩૨૩ થયા તેને ઉપરના અંશ ૬ ને બાજુની કળા ૯ થી ગુણેલા ૫૪ માં ઉમેરતાં ૩૭૭ થયા, તેને ઉપરની રાશિ ૯ ને બાજુની વિકળા ૧૦ થી ગુણેલા ૯૦ માં ઉમેરતાં ૪૬૭ થયા. તેને ૬૦ થી ભાગતાં શેષ વિકળા ૪૭ રહી. તેને

તેજ જગ્યાએ મુકીને લબ્ધિ ૭ ને ઉપરની કળા ૧૫ ને બાજુની રાશિ ૭ થી ગુણેલા ૧૦૫ માં ઉમેરતાં ૧૧૨ થયા. તેને ઉપરના અંશ ૬ ને, બાજુના અંશ ૮ થી ગુણેલા ૪૮ માં ઉમેરતાં ૧૬૦ થયા. તેને ઉપરની રાશિ ૯ ને બાજુની કળા ૯ થી ગુણેલા ૮૧ માં ઉમેરતાં ૨૪૧ થયા, તેને ૬૦ થી ભાગતાં શેષ ૧ કળા રહી, તેને ત્યાંજ મુકી, લબ્ધિ ૪ ને ઉપરના અંશ ૬, ને બાજુની રાશિ ૭ થી ગુણતાં થએલા ૪૨ માં ઉમેરતાં ૪૬ થયા, તેને ઉપરની રાશિ ૯ ને બાજુના અંશ ૮ થી ગુણેલા ૭૨ માં ઉમેરતાં ૧૧૮ થયા. તે અંશ છે માટે તેને ૩૦ થી ભાગતા શેષ અંશ ૨૮ રહ્યા, ને લબ્ધિ ૩ રાશિ આવી. તેને ઉપરની રાશિ ૯ ને બાજુની રાશિ ૭ થી ગુણેલા ૬૩ માં ઉમેરતાં, રાશિઓ, ૬૬ થઇ તે રાશિ ૬૬ ને તેના નીચે શેષ રહેલા અંશ ૨૮ તથા શેષ કળા ૧ ને શેષ વિકળા ૪૭ મલીને રાશ્યાદિ ૬૬-૨૮-૧-૪૭ સાવયવ ગુણાકાર થયો. હવે રાશિ ૧૨ થી વધારે હોતી નથી. માટે તેને ૧૨ થી ભાગતાં શેષ રહેલી રાશિ જાણવી. જ્યારે બે રકમો રાશ્યાદિ હોય ત્યારે જે જગ્યાએ ગોમુત્રિકાની ઉપરની રાશિને બાજુના અંશથી ગુણેલી રકમને ભાગવાના આવે ત્યારે ૩૦ થી ભાગવા કારણ જે ત્યાં અંશ થાય છે. પણ જ્યારે અંશાદિ, કળાદિ વિગેરેથી તથા રૂપાત્મક રકમોનો ગુણાકાર એજ રીતે કરેલો હોય તો નિચેથી ભાગતી વખતે હમ્મેશાં ૬૦ કે-૬૦-કે ભાગીનેજ લબ્ધિ ઉપર ચડાવવી, તો જે ઓછા રૂપથી ગુણેલા હશે તેજ રૂપનો જવાબ આવશે.

## ॥ ગ્રહોની ગતિનો ખુલાસો ॥

દરેક ગ્રહો આકાશમાં એક દિવસમાં કેટલું ચાલે છે. ( એટલે ગ્રહો જે રાશિમાં હોય તે રાશિમાં દરરોજ કેટલો વધારો કે ઘટાડો કરે છે. ) તેને ગતિ કહે છે, તે દરેક ગ્રહોની મધ્યમ ગતિનું કોષ્ટક.

ગ્રહોની મધ્યમ ગતિનું કોષ્ટક

| ગ્રહ | સૂ. | ચં. | મં. | બુ | ગુ. | શુ. | શ. | રા. | કે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કળા | ૫૯ | ૭૯૦ | ૪૧ | ૫૯ | ૫ | ૫૯ | ૨ | ૩ | ૩ |
| વિ. | ૮ | ૩૫ | ૨૬ | ૮ | ૦ | ૮ | ૦ | ૧૧ | ૧૧ |

દાખલો-સૂર્ય દરરોજ ૫૯ કળા ને ૮ વિકળા ચાલે છે, એ પ્રમાણે કોષ્ટકમાં બતાવેલી ગ્રહોની મધ્યમ ગતિ હમ્મેશાં કાયમ રહેતી નથી. માટે તે ગતિ સ્પષ્ટ કરવાની રીત ગ્રહ લાઘવમાં બતાવી છે. તે હવે પછી આવશે. તેમાં પણ રાહુની ગતિ તો ઉપર બતાવેલી છે તે જ કાયમ રહેશે. પણ અત્રે તો ચાલકથી ગણીને ગ્રહો સ્પષ્ટ કરવા છે. માટે

પંચાંગમાં પુનમ તથા અમાસને દિવસે સવારના લખેલા ગ્રહોના નીચે લખેલી કળાદિ, ગતિઓમાંથી જે ગ્રહ કરવો હોય તેની ગતિ લેવી. કળા ૬૦ થી વધારે હોતી નથી, પણ ગતિમાં કળાઓ ૬૦ થી વધારે આવે. ને પંચાંગ બનાવનારાઓ તે કળાના અંશ ન કરતાં, કળા તથા વિકળા એ કૂળજ મુકે છે. માટે ગતિ ૬૦ થી વધારે હોય તો પણ તેના અંશ ન કરતાં જેટલી કળાદિ હોય તેટલીજ કળાદિથી બતાવેલી જગ્યાઓએ ગુણવું.

## ॥ માર્ગી તથા વક્રીની સમજ ॥

સૂર્યાદિ ગ્રહો જે રાશિના હોય તે રાશિમાં પોતાની કહેલી ગતિ પ્રમાણે દરરોજ વધારો કરે તો તેઓને માર્ગી જાણવા. ને તેમ ના કરતાં ગતિના પ્રમાણમાં દરરોજ ઘટતા જાય, તેને વક્રી જાણવા, તેમાં સૂર્ય ને ચંદ્ર હમ્મેશાં માર્ગીજ રહે છે. અને રાહુ કેતુ હમ્મેશાં વક્રીજ રહે છે.

## ॥ વક્રીનું ઉદાહરણ ॥

વૈશાખ વદી અમાસના ગ્રહોમાં બુધ વક્રી લખેલો છે, ને બુધની ગતિ કળાદિ ૫૦–૨૫ છે, માટે જ્યાં સુધી બુધ વક્રી રહેશે ત્યાં સુધી પોતાની ગતિના પ્રમાણમાં દરરોજ ઘટતો જશે તો અમાસના સવારમાં બુધ રાશ્યાદિ ૧ । ૨૪ । ૩૩ । ૪૩ । છે. તેમાંથી તેની ગતિ, ૫૦ કળા ને ૨૫ વિકળા, બાદ કરી તો જેષ્ટ સુદી ૧ ના દિવસના સવારનો બુધ રાશ્યાદિ ૧ । ૨૩ । ૪૩ । ૧૮ । થયો. જો માર્ગી હોત તો બુધમાં જેટલો ઘટાડો થયો તેટ-લોજ વધારો થાત.

## ચાલકનિ રીત.

ચાલક–અથવા–ચાલન એટલે એક જગ્યાએથી આગળ વધવું. અથવા પાછલ જવું, એનું નામ ચાલક છે. સ્પષ્ટ ગ્રહો કરવા માટે ચાલકની જરૂર છે. ચાલકના બે પ્રકાર છે, એક ધન ને બીજો રૂણ–પુનમ અથવા અમા-સના સવારથી તે આઠમના સવાર સુધી ધન ચાલક જાણવો, આઠમના સવારથી તે ૧૫ કે અમાસના સૂર્યોદય સુધી રૂણ ચાલક થાય છે, પંચાં-ગોમાં સુદીના ભાગ પત્રામાં ૧૫ ( પુનેમ ) ના દિવસે સૂર્યોદય વખતના સ્પષ્ટ ગ્રહો મુકેલા હોય છે, ને વદીના ભાગપત્રામાં અમાસના દિવસના સૂર્યોદય વખતના સ્પષ્ટ ગ્રહો મુકેલા હોય છે. માટે જે ભાગપત્રના ગ્રહો જન્મના દિવસની નજીકના હોય તે ઉપયોગમાં લેવા, જેમ કે જેઠ સુદી ૧૪ નો જન્મ છે, તો પુનમના ગ્રહો નજીક છે. માટે જે ભાગ પત્રુ નજીક હોય

ત્યાંથી ચાલક ગણુવો. ધન ચાલકમાં પુનમ કે અમાસના સવારથી, પડવાના સવારમાં ૧, બીજના સવારમાં બે એમ જન્મના દિવસ સુધી ગણુતાં જેટલા દિવસ થાય તે દિવસ તથા જન્મની ઇષ્ટઘટી–ને પલ એ ત્રણુ અંક ચાલકના જાણુવા, જેમ કે જેઠ સુદિ ૬ ને સોમવારને દિવસે ઇષ્ટઘટી ૪૨, ૧૭, વખતે જન્મ છે તો વૈશાખ વદી અમાસને મંગલવારના સવારથી, ૬ ઠના સવાર સુધી ગણુતાં ૬ થયા ને ઇષ્ટ ૪૨–૧૭ છે, જેથી ધન ચાલક, ૬–૪૨–૧૭, દિવસ, ઘટી ને પલ થયો પણુ જે ગ્રહ વક્રી હોય તેને માટે આ ચાલક રૂણુ થયો જાણુવો.

રૂણુ ચાલકને માટે—પુનમ કે અમાસના સવારથી, ૧૪ ના સવાર સુધી ૧ ને ચૌદશથી તે ૧૩ ના સવાર સુધી, ૨ તેમ જન્મના દિવસ સુધી ગણુતાં જેટલા આખા દિવસ થાય તેમાંથી જન્મની ઇષ્ટઘટીને પણુ બાદ કરતાં જે વધે તે ચાલક જાણુવો. જેમ કે જેઠ સુદી ૧૪ ને મંગળવારને દિવસે ઇષ્ટિઘટી ૪૮–૩૯ વખતે જન્મ છે. તો પુનમના સવારથી, ચૌદશના સવાર સુધી એક દિવસ થયો તેમાંથી જન્મનિ ઇષ્ટિઘટી બાદ કરવી છે તો એક દિવસની ૬૦ ઘટી કરી, ૬૦ માંથી ૪૮ જાય તો ૧૨ ઘટી રહી, તેમાંથી એક ઘટી લઇ તેની ૬૦ પલ કરી, તેમાંથી ૩૯ પલ બાદ કરી તો ૨૧ પલ રહી, માટે રૂણુ ચાલક ૦–૧૧–૨૧ દિવસ ઘટી ને પલ આવ્યો, પુનેમ કે અમાસને દિવસે જન્મ હોય તો દિવસ ૦ ને જે ઇષ્ટઘટી હોય તે ચાલકની ઘટી પલ-જાણુવી જે આવે તે ધન ચાલક સમજવો, જેમ કે પુનેમને દિવસે ઇષ્ટિ ઘટી ૫૨–૩૭ છે, તો ધન ચાલક ૦–૫૨–૩૭ થયો, ચાલક તિથિ ઉપર ગણુવાનો કહ્યો, પણુ તે વાર ઉપર ગણુવો સારો છે. કારણુ કે તિથિ વધ ઘટ થાય છે. તેમજ એક તિથિ ત્રણુ દિવસ સુધી પણુ પંચાંગમાં લખવામાં આવે છે. ને વાર તો એક દિવસનો એકજ છે, માટે પુનમ કે અમાસના વારના સવારથી તે જન્મના વારના સવાર સુધી ગણુવું સારૂં છે, જેમાં ફેર આવશેજ નહી, પણુ જે ગ્રહ વક્રી હોય તેને માટે આ ચાલક ધન થયો જાણુવો.

## ધન ચાલકમાં જન્મથી પહેલાં વક્રી કે માર્ગી થતા ગ્રહના બે ચાલકની રીત.

પ્રથમ બતાવ્યા પ્રમાણે જન્મ વખત સુધીનો આખો ધન ચાલક કરવો પછી ધન ચાલકમાં જન્મ થતા પહેલાં જે દિવસે જેટલી ઘટી પલ

વખતે, ગ્રહ વક્રી કે માર્ગી થતો હોય ત્યાં સુધીનોજ ધન ચાલકની માફક ચાલક કરવો. તે એક ચાલક અને તેને પ્રથમ કરેલા આખા ચાલકમાંથી બાદ કરવો, તો બીજો ચાલક થાય છે. એ રીતે વક્રી તથા માર્ગી ગ્રહના ધન ચાલકમાં બે ચાલક કરવા, એ પ્રમાણે વક્રી થતા ગ્રહના ચાલક કર્યા હોય તો પહેલો ચાલક ધન ને બીજો રૂણ જાણવો, ને જો માર્ગી થતા ગ્રહના કર્યા હોય તો પહેલો ચાલક રૂણ ને બીજો ચાલક ધન જાણવો.

॥ ઉદાહરણ ॥

શકે ૧૮૨૯ ના કાર્તિક વદી ૩ ને શનિવારે ઇષ્ટઘટી ૨૨–૩૨, વખતે જન્મ છે. તો ધન ચાલકની માફક જન્મ સુધીનો આખો ચાલક અંશાદિ ૪–૨૨–૩૨ થયો, પણ બીજને ગુરૂવારે ૪૫ ઘટી ને ૨૦ પલેમાર્ગી બુધ થાય છે. તો પુનમને મંગલવારથી માર્ગી થતા સુધીના વખતનો ચાલક, ૨–૪૫–૨૦ થયો તે પહેલો ચાલક રૂણ અને તેને આખા ચાલક ૪–૨૨–૩૨ માંથી બાદ કરતાં ૧–૩૭–૧૨ બીજો ચાલક ધન થયો.

**॥ રૂણ ચાલકમાં જન્મના વખત પછી અને પુનમ કે અમાસના દિવસની વચ્ચે વક્રીમાર્ગી થતા ગ્રહોના બે ચાલકની રીત ॥**

પ્રથમ બતાવ્યા પ્રમાણે જન્મ વખત સુધીનો આખો રૂણ ચાલક કરવો. પછી જન્મના વખત પછી અને પુનમ કે અમાસના દિવસની વચ્ચે ગ્રહ વક્રી કે માર્ગી જે દિવસે જેટલી ઘટી પલે થતો હોય ત્યાં સુધીનો પુનમ કે અમાસથી રૂણ ચાલકની માફક ચાલક કરવો. તે પહેલો ચાલક તેને આખા રૂણ ચાલકમાંથી બાદ કરતાં જે રહે તેને બીજો ચાલક જાણવો, એ પ્રમાણે જો વક્રી થતા ગ્રહના બે ચાલક કર્યા હોય તો પહેલો ચાલક ધન અને બીજો રૂણ જાણવો, ને જો માર્ગી થતા ગ્રહના કર્યા હોય તો પહેલો ચાલક રૂણ ને બીજો ધન જાણવો.

॥ ઉદાહરણ ॥

શકે ૧૮૨૯ ના કાર્તિક વદી ૯ ને શુક્રવારે ઇષ્ટઘટી ૩૨–૧૬ વખતે જન્મ છે તો અમાસના સવારથી જન્મ સુધીનો રૂણ ચાલક ૫–૨૭–૪૪ થયો, પણ ૧૩ ને મંગળવારે ૨૬ ઘટી, ૩૫ પલ વખતે વક્રી ગુરૂ થાય છે તો અમાસના સવારથી વક્રી ગુરૂ થતા સુધીનો ચાલક ૧–૩૩–૨૫, તે પહેલો ચાલક ધન થયો ને તેને આખા રૂણ ચાલકમાંથી બાદ કરતાં ૩ । ૫૪ । ૧૯ । બીજો ચાલક રૂણ થયો એ રીતે બે ચાલક કરવા.

## પ્રકરણ ૧૦ મું.

### ॥ સ્પષ્ટ ગ્રહો કરવા માટે ચાલકને ગતિથી ગુણવાની રીત ॥



પ્રથમ બતાવ્યા પ્રમાણે જન્મ વખત સુધીનો **ચાલક** કરવો. તે ચાલકનાં ત્રણ ફળને **ગોમુત્રિકામાં** ઉપરની બાજુ મુકવાં. ને જે **ગ્રહસ્પષ્ટ** કરવો હોય તેની ગતિને ગોમુત્રિકાની ડાબી બાજુએ મુકવી. પછી તે કળાદિ **ગતિથી** ચાલકનાં ત્રણે ફળને જુદે જુદાં ગુણવાં. જે અંકો **થાય** તે અંકોને તે ત્રણ ફળોના નીચેજ ગોમુત્રિકામાં મુકવા. પછી ચાલકના ત્રીજા ફળના નિચેની રકમ કે જે ગતિની વિકળાના ફળથી ચાલકના છેલ્લા ફળને ગુણતાં આવેલી છે. તે રકમને ૬૦ કે ભાગી શેષ ત્યાંજ રહેવા દેવી. ને લબ્ધિને ગતિની કળા વડે, ચાલકના ત્રીજા ફળને ગુણતાં થએલી રકમમાં ઊમેરવી, તો જે થાય તેને ચાલકના બીજા ફળને ગતિની વીકળાથી ગુણતાં થએલી રકમમાં ઉમેરી ૬૦ થી ભાગી શેષ ત્યાંજ રહેવા દેવી. ને લબ્ધિને ચાલકના બીજા ફળને ગતિની કળાથી ગુણતાં થએલી રકમમાં ઊમેરવી, તો જે થાય તેને ચાલકના પહેલા ફળને ગતિની વીકળાથી ગુણતાં થએલી રકમમાં ઉમેરી, ૬૦ થી ભાગતાં શેષ રહે તેને વિકળા જાણવી, ને લબ્ધિને ચાલકના પહેલા ફળને ગતિની કળાથી ગુણતાં આવેલી રકમમાં ઉમેરવી, તો તે **કળાઓ થાય છે. તે કળા** તથા તેના નીચે **શેષ રહેલી વિકળા** એમ બે ફળ આવશે. તેમાં જો કળા ૬૦ થી વધારે હોય તો, ૬૦ થી ભાગી **અંશ** કરવા, એવી રીતે આવેલો **અંશાદિ** ગુણાકાર થાય છે.

### ॥ ઉદાહરણ ॥

જન્મનો ચાલક ૦ । ૧૧ । ૨૧ । છે, તેને સૂર્યની ગતિ કલાદિ ૫૭ । ૧૧ થી ગુણવા, માટે, ચાલકને ગોમુત્રિકામાં ઉપરની બાજુ મુક્યો. ને ગતિને ગોમુત્રિકાની ડાબી બાજુએ મુકી છે. તે નીચેની **નં. ૧ ની ગોમુત્રિકામાં** જોવાથી જણાશે.

ગોમુત્રિકા નં. ૧.

| ૦ | ૧૧ | ૨૧ |
|---|---|---|
| ૫૭ | | |
| ૧ | | |

પછી ગતિની કળા ૫૭ થી ચાલકના પહેલા ફળ ૦ ને ગુણતાં ૦ થયા, તેને ૫૭ ની જગ્યાએ મુક્યા. ને ચાલકના બીજા ફળ ૧૧ ને ૫૭ થી ગુણતાં ૬૨૭ થયા, તેને ૧૧ ના નીચે મુક્યા. પછી ચાલકના ત્રીજા ફળ ૨૧ ને ૫૭ થી ગુણતાં ૧૧૯૭ થયા તેન ૨૧ ના નિચે મુક્યા. પછી ચાલકના પહેલા ફળ ૦ ને ગતિની વિકળા ૧ થી ગુણતાં ૦ થયું તેને એકની જગ્યાએ મુકયું. ને ચાલકના બીજા ફળ ૧૧ ને વિકળા ૧ થી ગુણતાં ૧૧ થયા તેને ૧૧ ના નિચે કલાથી ગુણેલા અંકના નીચે મુક્યા.

ગોમુત્રિકા નં. ૨.

| ૦ | ૧૧ | ૨૧ |
|---|---|---|
| ૦ | ૬૨૭ | ૧૧૯૭ |
| ૦ | ૧૧ | ૨૧ |

ગોમુત્રિકા નં. ૩.

| ૦ | ૧૧ | ૨૧ |
|---|---|---|
| ૦ | ૬૨૭ | ૧૧૯૭ |
| ૧૦ | ૨૦ | ૦ |
| —કળા. | —— | —— |
| ૧૦ | ૬૪૭ | ૧૧૯૭ |
| ૦ | ૧૧ | |
| ૬૪૭ | ૧૧૯૭ | |
| ૬૦ ) ૬૪૭ ( ૧૦લબ્ધિ | ૬૦)૧૨૦૮(૨૦લબ્ધિ | ૬૦ ) ૨૧ ( ૦ લબ્ધિ |
| ૬૦ | ૧૨૦ | ૦૦ |
| ૪૭ શેષ. | ૦૦૦૮ શેષ. | ૨૧ શેષ. |

પછી ચાલકના ત્રીજા ફળ ૨૧ ને ૧ થી ગુણતાં ૨૧ થયા તેને ૨૧ ના નીચે કળાથી ગુણી મુકેલા અંકના નિચે મુક્યા. એ રીતે ગુણીને મુકેલા અંકો નં. ૨ ની ગોમુત્રિકામાં જોવાથી સમજાશે.

પછી ચાલકના ત્રીજા ફળના નિચેની રકમ કે જે ગતિની વિકળા ૧ થી ચાલકના ત્રીજા ફળને ગુણતાં ૨૧ થયા છે તેને ૬૦ થી ભાગતાં શેષ ૨૧ રહી તેને ત્યાંજ મુકી અને લબ્ધિ ૦ આવી, તેને ગતિની કળા ૫૭ વડે

ચાલકના ત્રીજા ફળને ગુણતાં **થએલી રકમ ૧૧૯૭ માં ઊમેરતાં ૧૧૯૭** થયા. તેને ચાલકના બીજા ફળ **૧૧** ને ગતિની વિકળા **૧** થી ગુણતાં **થએલી** રકમ **૧૧** માં ઊમેર્યા તો **૧૨૦૮** થયા, તેને **૬૦** થી ભાગતાં શેષ ૮ રહી તેને ત્યાંજ રહેવા દીધી. ને લબ્ધિ ૨૦ આવી તેને ચાલકના બીજા ફળ **૧૧** ને ગતિની કળા **૫૭** થી ગુણતાં થયેલા ૬૨૭ માં ઉમે-રતાં ૬૪૭ થયા. તેને ચાલકના પહેલા ફલ ૦ ને ગતિની વિકળા ૧ થી ગુણતાં થએલા ૦ માં ઉમેરતાં ૬૪૭ થયા તેને ૬૦ થી ભાગતાં શેષ ૪૭ વિકળા રહી તેને ત્યાંજ મુકી ને લબ્ધિ ૧૦ આવી તેને ચાલકના પહેલા ફળ ૦ ને ગતિની કળા ૫૭ થી ગુણતાં થએલા ૦ માં ઉમેરતાં **૧૦** કળા થઇ. તે કળા ૧૦ અને તેના નીચે રહેલી શેષ વિકળા ૪૭ **મલીને** કળાદિ ૧૦ । ૪૭ ચાલકને ગતિથી ગુણેલું ફળ થયું જાણવું. તે **નં. ૩ ની ગોમુત્રિકામાં** જોવાથી જણાશે.

## ॥ બીજી રીતે ચાલકને ગતિથી ગુણવાની રીત ॥

ઉપરની બાજુ ગોમુત્રિકામાં **ચાલકનાં ફળ** મુકવાં. પછી ગોમુત્રિ-કાની ડાબી બાજુએ **ગતિનાં ફળ** મુકવાં. પછી ગતિની કળાથી ચાલ-કના પહેલા ફળને ગુણતાં જે થાય તેને તેજ ફળના નીચે મુકવું. પછી ગતિની કળાથી ચાલકના બીજા ફળને ગુણતાં જે થાય તેને તે બીજા ફળના નિચે મુકવું. પછી ચાલકના ત્રીજા ફળને ગતિની કળાથી ગુણતાં જે થાય તેને ત્રીજા ફળના નિચે મુકવું. પછી ગતિની વિકળાથી ચાલકના પહેલા ફળને ગુણતાં જે થાય, તેને ચાલકના બીજા ફળની નીચે મુકેલા અંકની નીચે મુકવુ. પછી તેજ વિકળાથી ચાલકના બીજા ફળને ગુણીને ચાલકના ત્રીજા ફળના નીચે મુકેલી રકમના નીચે મુકવું. પછી ગતિની વિકળાથી ચાલકના ત્રીજા ફળને ગુણતાં જે થાય તેને ત્રીજા ફળથી પણ આગળ જમણી બાજુએ મુકવું. પછી તે ગુણેલી રકમોના નિચે આડી લીટી દોરી ચાલક શિવાયની ગુણેલી રકમોનો સરવાળો કરવો, પછી જમણી બાજુના પહેલા અંકને ૬૦ થી ભાગતાં જે શેષ રહે તેને ત્યાંજ રહેવા દેવી. અને લબ્ધિ આવે તેને ચાલકના ત્રીજા ફળના નિચે મુકેલા સરવાળામાં ઊમેરવી, તો જે થાય તેને ૬૦ થી ભાગતાં જે શેષ રહે, તેને તેજ જગ્યાએ મુકીને, લબ્ધિને ચાલકના બીજા ફળના નીચેના સરવાળામાં ઉમેરવી. તો જે થાય તેને ૬૦ થી ભાગતાં જે શેષ વિકળા રહે તેને ત્યાંજ મુકવી, અને લબ્ધિને ચાલકના પહેલા ફળના નીચેના સરવાળામાં ઉમેરતાં જે થાય તે

કળા જાણવી. તે કળાને ચાલકના બીજા ફળના નીચે શેષ રહેલી **વિકળા** તે **બે ફળ ગુણાકાર** થયો તેમ જાણવું. કળા ૬૦ થી વધારે હોય તો **અંશ** કરવા.

## ॥ કલ્પિત ઉદાહરણ ॥

ચાલક ૨-૨૦-૨૫ છે, તેને ગતિ કળાદિ ૩-૧૧ થી ગુણવા. માટે ચાલકને ગોમુત્રિકામાં ઊપરની બાજુએ મુક્યો. ને ગતિને ડાબી બાજુએ મુકી, પછી ગતિની કળા ૩ થી ચાલકના પહેલા ફળ ૨ ને ગુણતાં ૬ થયા તેને ચાલકના પહેલા ફળ નીચે મુક્યા. ને તેજ કળા ૩ થી ચાલકના બીજા ફળ ૨૦ ને ગુણતાં ૬૦ થયા, તેને બીજા ફળના નિચે મુક્યા. પછી ચાલકના ત્રીજા ફળ ૨૫ ને કળા ૩ થી ગુણતાં ૭૫ થયા, તેને ત્રીજા ફળના નિચે મુક્યા. પછી ગતિની વિકળાથી ચાલકના પહેલા ફળ ૨ ને ગુણતાં ૨૨ થયા તેને ચાલકના બીજા ફળના નિચે મુકેલા અંક નીચે મુક્યા, પછી ગતિની વિકળાથી ચાલકના બીજા ફળ ૨૦ ને ગુણતાં ૨૨૦ થયા. તેને ચાલકના ત્રિજા ફળના નિચે મુકેલા અંકના નીચે મુક્યા. પછી તેજ વિકળા ૧૧ થી ચાલકના ત્રીજા ફળ ૨૫ ને ગુણતાં ૨૭૫ થયા. તેને ચાલકના ત્રીજા ફળ પછીથી જમણી બાજુએ જુદા મુક્યા. એ રીતે કરેલી ગોમુત્રિકામાં જોવાથી જણાશે.

ગોમુત્રિકા.

| ૨ | ૨૦ | ૨૫ | |
|---|---|---|---|
| ૬ | ૬૦<br>૨૨ | ૭૫<br>૨૨૦ | ૨૭૫ |
| ૬<br>૧<br>───<br>૭<br>કળા. | ૮૨<br>૪<br>───<br>૬૦) ૮૬ (૧ લબ્ધિ<br>૬૦<br>───<br>૨૬ શેષ.<br>વિકળા. | ૨૯૫<br>૪<br>───<br>૬૦) ૨૯૯ (૪ લબ્ધિ<br>૨૪૦<br>───<br>૫૯ શેષ. | ૬૦)૨૭૫(૪લબ્ધિ<br>૨૪૦<br>───<br>૩૫ શેષ. |

પછી તે ગુણેલી રકમોનો અનુક્રમે સરવાળો ૬-૮૨-૨૯૫-૨૭૫ થયો. તેમાંના ૨૭૫-ને ૬૦ થી ભાગતાં શેષ ૩૫ રહી તેને ત્યાંજ રહેવા દીધી. ને લબ્ધિ ૪ આવી તેને ૨૯૫ માં ઉમેરતાં ૨૯૯ થયા તેને ૬૦ થી

ભાગતાં શેષ ૫૯ રહી તેને ત્યાંજ રહેવા દઇ લબ્ધિ ૪ ને ૮૨ માં ઉમેરતાં ૮૬ થયા તેને ૬૦ થી ભાગતાં શેષ **૨૬–વિકળા** થઇ તેને ત્યાંજ રહેવા દઇ લબ્ધિ ૧ ને ૬ માં ઉમેરતાં **કળા** ૭ થઇ **તે કળા ૭ ને વિકળા ૨૬ ગુણાકાર ફળ** થયું.

## ॥ ચંદ્ર શિવાયના સ્પષ્ટ ગ્રહો કરવાની રીત ॥

પ્રથમ બતાવ્યા પ્રમાણે ચાલક કરી તેને ગોમુત્રિકામાં ઉપરની બાજુ મુકવો. જો **ધન ચાલાક** હોય તો જન્મના પહેલાં ગએલી **પુનમ કે અમાસના** સવારના જે સ્પષ્ટ ગ્રહો પંચાંગમાં મુકેલા છે. તેમાંથી ને **રૂણુ ચાલાક** હોય તો **જન્મ** પછી આવનારી પુનમ કે અમાસના સવારના જે સ્પષ્ટ ગ્રહો પંચાંગમાં મુકેલા છે. તેમાંથી જે ગ્રહ સ્પષ્ટ કરવાનો છે. તેની **ગતિ** લઇને ગોમુત્રિકામાં ડાબી બાજુએ મુકવી, ને તે કળાદિ ગતિથી ચાલકનાં ત્રણ ફળોને ગુણતાં જે કળાદિ આવે, તેમાં જો કળા ૬૦ થી વધારે હોય તો તેને ૬૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તે **અંશ** જાણવા. ને શેષ કળા, એ રીતે અંશ, કળા, ને વિકળા આવે તેને જો ધન ચાલક હોય તો જન્મથી પહેલાં પુનમ કે અમાસના સવારના પંચાંગમાં મુકેલા સ્પષ્ટ ગ્રહમાંથી જે ગ્રહની ગતિથી ચાલકને ગુણેલો હોય તે ગ્રહનાં રાશ્યાદિમાં ઊમેરવાં ને રૂણ ચાલક હોય તો, જન્મ પછીથી આવનારી પુનમ કે અમાસના પંચાંગમાં મુકેલા સ્પષ્ટગ્રહમાંથી જે ગ્રહની ગતિથી ચાલકને ગુણેલો છે તે ગ્રહનાં **રાશ્યાદિમાંથી અંશાદિ બાદ કરવાં.** તો તે **ગ્રહ સ્પષ્ટ** થાય છે, એ રીતે ચંદ્ર[1] શિવાયના દરેક ગ્રહો કરવા.

પણ **ધન** ચાલકમાં જન્મના પહેલાં જે ગ્રહ પુનમ કે અમાસના દિવસે **વક્રી** હોય ને જન્મ વખત પછી **માર્ગી** થતો હોય તેનાં રાશ્યાદિમાંથી ઉપર પ્રમાણે લાવેલાં **અંશાદિ** બાદ કરવાં. ને **રૂણુ** ચાલકમાં જે ગ્રહ જન્મના વખત પહેલાં **વક્રી** થતો હોય ને જન્મ પછીની આવતી અમાસ કે પુનમ પછી **માર્ગી** થતો હોય તો તેનાં રાશ્યાદિમાં આવેલાં અંશાદિ ફળ ઉમેરવાં. જેથી તે **ગ્રહ સ્પષ્ટ** રાશ્યાદિ થાય છે. **રાહુ** હમ્મેશાં **વક્રી** છે. માટે તેને પણ તેવી રીતેજ કરવું. તો જે રાશ્યાદિ **સ્પષ્ટ રાહુ** થાય તેની રાશિમાં **૭ રાશિ** ઉમેરવાથી કેતુનાં રાશ્યાદિ થાય છે.

---

૧ ચંદ્ર સ્પષ્ટ કરવાની રીત હવે પછી આવશે.

## ॥ સ્પષ્ટ સૂર્યનું ઉદાહરણ ॥

શાકે ૧૮૦૫ ના જેઠ સુદી ૧૪ ને મંગળવારે ઈષ્ટ ઘટી ૪૮ પલ ૩૯ વખતે જન્મ છે. તેનો રૂણુ ચાલક ૦ । ૧૧ । ૨૧ થયો છે. ને તે વખતનો સૂર્ય કરવો છે. તો તે ચાલક ને ગોમુત્રિકામાં ઊપરની બાજુ મુકયો. અને ચાલક રૂણુ છે. માટે જન્મ પછીથી આવતી ૧૫ ને બુધવારના સવારના સ્પષ્ટ ગ્રહમાં સૂર્યની ગતિ કલાદિ ૫૭–૧ ને ગોમુત્રિકામાં ડાબી બાજુએ મુકીને પ્રથમ બતાવ્યા પ્રમાણે ગુણતાં કલાદિ ફ્લ ૧૦–૪૭ આવ્યાં. તેને ચાલક રૂણુ છે માટે પુનેમના સવારના સ્પષ્ટ સૂર્ય રાસ્યાદિ ૨–૬–૫–૩૮ માંથી બાદ કર્યા. તો રાસ્યાદિ ૨–૫–૫૪–૫૧ જન્મ વખતનો સ્પષ્ટ સૂર્ય થયો. એ રીતે દરેક ગ્રહો કરવા. અહીં રૂણુ ચાલક છે. માટે ચાલકને રાહુની ગતિ કળાદિ ૩–૧૧ થી ગુણુતાં જે કળાદિ આવે. તેને પુનેમના સહવારના રાહુમાં ઉમેરવાથી રાહુ સ્પષ્ટ થાય છે. એ રીતે તૈયાર કરેલા ચંદ્ર શિવાયના દરેક ગ્રહો જન્મોત્રીના ગણિતના ખરડામાં મુકેલા છે. તે જોવાથી સમજાશે. ખરડો જન્મોત્રીના ગણિતની રીત પુરી થએથી મુકેલો છે.

## ॥ ધન ચાલકમાં જન્મ પહેલાં વક્રી થતા ગ્રહના બે ચાલકને માટે જુદે જુદી ગતિ લેવાની રીત ॥

ધન ચાલકમાં પ્રથમ બતાવ્યા પ્રમાણે વક્રી ગ્રહના પહેલા ચાલક ધનને માટે જન્મથી પ્રહેલાના ભાગપત્રામાં મુકેલી કે વક્રી થનાર ગ્રહની ગતિ લેવી. ને તેનાથી પહેલા ચાલકને ગુણી જે ફ્લ આવે. તે ગતિ લીધેલા વક્રી ગ્રહમાં ઉમેરવાથી જે થાય તેને જુદુ મુકી. ને બીજા ચાલક રૂણુને જન્મ પછીના આવતા ભાગપત્રામાંથી તેજ ગ્રહની ગતિવડે ગુણુતાં જે આવે તેને ઉપર જુદું મુકાવ્યું છે, તેમાંથી બાદ કરવું. જેથી વક્રી થએલો ગ્રહ જન્મ વખત સુધીનો સ્પષ્ટ શશ્યાદિ થશે.

## ॥ ધન ચાલકમાં જન્મ પહેલાં માર્ગી થતા ગ્રહના બે ચાલકને માટે જુદે જુદી ગતિ લેવાની રીત ॥

ધન ચાલકમાં માર્ગી થતા ગ્રહની પહેલા ચાલક રૂણુ માટે ગએલા ભાગપત્રાની ગતિ લઈ તેનાથી ગુણુતાં જે આવે તેને તેજ માર્ગી થતા ગએલા ભાગપત્રામાંના ગ્રહમાંથી બાદ કરતાં જે રહે તેને જુદુ મુકવું. ને બીજા ચાલક ધનને જન્મ પછીથી આવતા ભાગપત્રાંની ગતિથી ગુણુતાં

જે આવે તે જુદાં મુકેલાં રાશ્યાદિમાં ઉમેરવું, જેથી માર્ગી થતો ગ્રહ જન્મ વખતનો સ્પષ્ટ રાશ્યાદિ થશે.

## ॥ રૂણ ચાલકમાં જન્મ પછી વક્રી થતા ગ્રહના બે ચાલકોને માટે જુદે જુદી ગતિ લેવાની રીત ॥

રૂણ ચાલકમાં વક્રી થતા ગ્રહના પ્રથમ બતાવ્યા પ્રમાણેના, બે ચાલકોમાંથી પહેલા ચાલક ધનને જન્મ પછીના આવતા ભાગપત્રામાં મુકેલી તેજ ગ્રહની ગતિથી ગુણતાં જે આવે તેને તેજ ભાગપત્રાના તેજ ગ્રહમાં ઉમેરતાં જે થાય તેને જુદાં મુકવાં. ને બીજા ચાલક રૂણને જન્મથી પહેલાં ગએલા ભાગપત્રામાં મુકેલી તેજ ગ્રહની ગતિથી ગુણતાં જે આવે તેને જુદાં મુકેલાંમાંથી બાદ કરતાં જે રાશ્યાદિ થાય તે જન્મ વખતનો તે વક્રી ગ્રહ સ્પષ્ટ થયો જાણવો.

## ॥ રૂણ ચાલકમાં જન્મ પછીથી માર્ગી થતા ગ્રહના બે ચાલકને માટે જુદે જુદી ગતિ લેવાની રીત ॥

[1]રૂણ ચાલકમાં માર્ગી થતા ગ્રહના પહેલા ચાલક રૂણને જન્મ પછીના ભાગપત્રામાં મુકેલી તેજ ગ્રહની ગતિથી ગુણતાં જે આવે તેને તેજ ભાગપત્રામાં મુકેલાં તેજ ગ્રહનાં રાશ્યાદિમાંથી બાદ કરતાં જે રહે તેને જુદાં મુકવાં. પછી બીજા ચાલક ધનને જન્મથી પહેલાં ગએલા ભાગપત્રામાં તેજ ગ્રહની ગતિથી ગણુતાં જે આવે તેને જુદાં મુકેલાંમાં ઉમેરતાં જે થાય તે જન્મ વખતનો થતો માર્ગી ગ્રહ સ્પષ્ટ રાશ્યાદિ જાણવો.

## ॥ ધન ચાલકમાં જન્મ પહેલાં ને પુનેમના સવાર પછી વક્રી થતા બુધનું કલ્પિત ઉદાહરણ ॥

શાકે ૧૮૦૫ ના વૈશાખ વદી ૫ ને રવિવારે ઇષ્ટ ઘટી ૪૦–૧૦– વખતે જન્મ છે. તેનો ધન ચાલક ૫ । ૪૦ । ૧૦ । થયો. તે આખો ચાલક થયો, ને ત્રીજને શુકરવારે ઘટી ૫૯–૩૬–વખતે બુધ વક્રી થાય છે, જેથી પુનમના સવારથી બુધ વક્રી થતા સુધીનો ચાલક કરતાં ૩–૫૯–૩૬ પહેલો ચાલક ધન થયો, ને તેને આખા ચાલક ૫–૪૦–૧૦ માંથી બાદ કરતાં બુધનો બીજો ચાલક ૧–૪૦–૩૪ રૂણ થયો. એ રીતે બુધના બે ચાલક થયા. તેમાંના પહેલા ચાલક ૩–૫૯–૩૬ ને સુદી

---

૧ વક્રી તથા માર્ગી થતા ગ્રહોના બે ચાલકો કરવાની રીત–આ ગ્રંથના ૯૨ મે પાને છે.

પુનમના સવારના ગ્રહોમાંના બુધની ગતિ કળાદિ ૪૨-૨૦ થી ગુણતાં અંશાદિ ૨-૪૯-૩-આવ્યા. તેને બુધનો પહેલો ચાલક ધન હોવાથી પુનમના સવારનો બુધ રાશ્યાદિ ૧ । ૨૮ । ૫ । ૫૩ । માં ઉમેરવાથી રાશ્યાદિ—૨ । ૦ । ૫૪ । ૫૬—વક્રી થતા વખત સુધીનો **બુધ થયો.** તેને જુદો મુક્યો. પછી બીજા ચાલક—૧ । ૪૦ । ૩૪ । ને ગોમુત્રિકામાં મુકીને અમાસના દિવસના ગ્રહોમાંના બુધની ગતિ-કળાદિ ૫૦-૨૫ થી ગુણતાં અંશાદિ ૧-૧૦-૫૭—આવ્યા. તે બુધનો બીજો ચાલક રૂણ હોવાથી જુદાં મુકેલાં રાશ્યાદિ ૨-૦-૫૪-૫૬ માંથી બાદ કરતાં રાશ્યાદિ **સ્પષ્ટ બુધ** ૧-૨૯-૪૩-૫૯ થયો.

## ॥ સ્પષ્ટ ગ્રહને માટે ખુલાસો ॥

સૂર્ય વક્રી થતોજ નથી. અને ચંદ્ર નક્ષત્ર ઉપરથી બીજી રીતે કરવામાં આવે છે, માટે સૂર્ય ચંદ્ર તો વક્રી થતાજ નથી. રાહુ કેતુ હમેશાં વક્રીજ છે, માટે તેને તો ધન ચાલકે ઉમેરવાને બદલે બાદ કરવાનું, ને રૂણ ચાલકમાં બાદને બદલે ઉમેરવાનું નક્કીજ છે, પણ મંગળથી શની સુધીના ગ્રહોમાં જે ગ્રહ વક્રી થઈ ધન ચાલકમાં જન્મથી પહેલાં ને રૂણ ચાલકમાં જન્મથી પછી રાશિ બદલતો હોય. તે વખતે કોઇ વખત બે ચાલક કરીને ગણવા છતાં પણ કદાચ રાશિ બદલાઇ જવાથી ગ્રહ ખોટો આવે છે. માટે તેવે વખતે ગ્રહ લાઘવની રીતે તે ગ્રહને સ્પષ્ટ કરી લેવો.

## ॥ જન્મપત્રિકામાં ગ્રહોની ગતિ મુકવાની રીત ॥

જે ગતિઓ વડે ગ્રહો સ્પષ્ટ કરવામાં આવેલા હોય, તેજ ગતિઓ દરેક ગ્રહોના નીચે મુકી દેવી. ને જે ગ્રહ જન્મ વખતે વક્રી હોય તેની ગતિના નીચે व લખવો.



## પ્રકરણ ૧૧ મું.

### તિથ્યાદિના સર્વક્ષ તથા સ્પષ્ટ ચંદ્ર કરવા બાબત.

### ॥ તિથિ-નક્ષત્ર-યોગ-કરણના સર્વક્ષની રીત ॥



ખી તિથિની ઘટીને **સર્વર્ક્ષ** કહે છે. એટલે તિથ જ્યારથી બેસે તે જ્યારે ઉતરે ત્યાં સુધીના વખત ને સર્વર્ક્ષ કહે છે. તેમજ જે નક્ષત્રનું સર્વર્ક્ષ કરવું હોય તે નક્ષત્ર જે વખતે બેઠું હોય, ને તે જે વખતે ઉતરે તેની વચલી, ઘટી પલને **નક્ષત્ર સર્વર્ક્ષ** કહે છે. આનો અર્થ એવો છે, કે નક્ષત્ર આટલી ઘટી પલનું છે, એક યોગના બેસવાના વખતથી તે બીજા યોગની શરૂઆતના વખત સુધીની જે ઘટી પલ તેને યોગ **સર્વર્ક્ષ** કહે છે. તેમજ કરણ બેસવાથી, ઉતરતા સધીની ઘટીને કરણનું **સર્વર્ક્ષ** કહે છે. તિથિ, યોગ ને કરણનું સર્વક્ષ તો કદાચજ કામમાં આવે છે. પણ નક્ષત્રના સર્વર્ક્ષની ઘણી જરૂર પડે છે. ચંદ્રમા તેના ઉપરથીજ થાય છે: માટે તે બતાવીએ છીએ.

### ॥ નક્ષત્રના સર્વર્ક્ષની રીત ॥

જે નક્ષત્રનું સર્વર્ક્ષ કરવું છે, તેના પહેલું નક્ષત્ર જેટલી ઘટી પળે ઉતરતું હોય તેટલી ઘટી પળ, ૬૦ ઘટીમાંથી બાદ કરવી. ને જે રહે, તેમાં જે નક્ષત્રનું સર્વર્ક્ષ કરવું છે, તેની ઘટી પળ પંચાંગમાં બતાવેલી હોય છે. તે ઉમેરી દેવાથી, નક્ષત્ર આખું કેટલી ઘટીનું એટલે નક્ષત્રનું સર્વર્ક્ષ કેટલું છે તે જણાશે.

દાખલો—શાકે ૧૮૦૫ ના જેઠ સુદી ૧૫ ને દિવસે જયેષ્ટા નક્ષત્ર છે, તો તેનું સર્વર્ક્ષ કેટલું છે તે જોવા માટે, જયેષ્ટાના પહેલું નક્ષત્ર અનુરાધા ૧૪ ને દિવસે ઘટી ૩ ને પલ ૧૨ છે, તેને ૬૦ માંથી બાદ કરતાં ઘટી ૫૬-૪૯ રહી, તેમાં પુનેમના દિવસની જ્યેષ્ટાની ઘટી ૭ ને ૨૩ ઉમેરી તો જયેષ્ટાનું સર્વર્ક્ષ ઘટી ૬૪ ને ૧૨ થયું.

### ॥ સ્પષ્ટ ચંદ્ર કરવાની રીત ॥

**श्लोक—खांगा हतं यातभमान मिष्ट न[illegible]त्रयातेन युतं द्विनिघ्नं ॥**
**नंदैरवाप्तं फलमंशकादि त्रिंशद्विभक्तं भवमादि रिंदुः ॥१॥**

**अन्वयः–यातभमानं खांगाहतं–इष्टनक्षत्रयातेनयुतं (कार्यं) द्विनिघ्नं नंदैः अवाप्तं अंशकादि फलं त्रिंशत् विभक्तं भवनादिः इंदुः (स्यात्)॥ १॥**

**यातभमानं** ગયેલાં નક્ષત્રની સંખ્યાને, **खांगाहतं** (ख–०–अंग–६, आहत ગણવું) ૬૦ વડે ગુણવી, **इष्टनक्षत्र** જન્મ સમયે ચાલુ નક્ષત્ર, **यातेनयुतं** ગતેષ્ટ નક્ષત્ર વડે યુક્ત, **कार्यं** કરવું, **द्विनिघ्नं** બેયે ગણુવા. **नंदैः** નવ વડે. **अवाप्त** પ્રાપ્ત થએલા, **तत्** તે, **अंशकादिफलं** અંશાદિક ફલને. **त्रिंशत्** ત્રીશવડે, **विभक्तं** ભાગ્યું એવું, **भवनादि** રાસ્યાદિક, **इंदुः स्यात्** ચંદ્રમા હોય.

**ભાવાર્થ**—અશ્વિનીથી આરંભીને અભિજીત્ શિવાય જન્મના નક્ષત્ર પહેલાં જેટલાં નક્ષત્ર ગયાં છે, તેને ૬૦ થી ગુણુવા, એટલે ગત નક્ષત્રની ઘટીઓ થશે, તેમાં જે નક્ષત્રમાં જન્મ હોય, તે નક્ષત્રની જેટલી ઘટી પળ જન્મ વખતે ગયેલી હોય તે ( એટલે જન્મના નક્ષત્રનું સ્પષ્ટ ગતેષ્ટ[1])ઉમેરવી. તો જે ઘટયાદિ થાય, તેને બમુણા કરવા. બમણા કરતાં પળ ૬૦ થી વધારે હોય તો ૬૦ કે ભાગી લબ્ધિ ઘટીમાં ચડાવવી, ને ઘટીવાર ફળને ૯ થી ભાગવા, લબ્ધિ આવે તે **અંશ**, શેષને ૬૦ થી ગુણી પળો હોય તો અંદર ઉમેરવી તો જે થાય તેને ૯ થી ભાગવા, તો લબ્ધિ **કળા** આવશે. શેષ રહે તેને ૬૦ થી ગુણીને ૯ થી ભાગવા, તો લબ્ધિ **વિકળા** આવશે. શેષનું કામ નહી, તે અંશાદિ ત્રણ ફલ થયાં, તેમાં પહેલું ફળ અંશનું, ૩૦ થી વધારે હોય તો ૩૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તે **રાશિ**ને શેષ રહે તે **અંશ** જાણવા; કદાચ ૩૦ થી ઓછા અંશ હોય ને રાશિ ના આવે તો તેની જગ્યાએ ૦ ( મીંડું ) મુકવું. જેથી રાસ્યાદિ **સ્પષ્ટચંદ્ર** થાય છે.

**॥ સ્પષ્ટચંદ્ર કરવાનો ઉપલા શ્લોકને મળતોજ શ્લોક, ને ચંદ્રની ગતિની રીત ॥**

**खषड्घ्नं भयातं भभोगोद्धृतंतत् खतर्कघ्नधिष्ण्येषु युक्तं द्विनिघ्नं॥**
**नवाप्तं शशीभाग पूर्वस्तु भुक्तिः खखाभ्राष्टवेदा भभोगेनभक्ताः॥१॥**

**अन्वयः–भयातंखषड्घ्नं तत् धिष्ण्ये खतर्कघ्नं भभोगोद्धृतं युक्तं द्विनिघ्नं नवाप्तं भागपूर्वः शशी स्यात् तु खखाभ्राष्टवेदा भभोगेन भक्ताः भुक्तिः स्यात् ॥ १ ॥**

---
[1] સ્પષ્ટ ગતેષ્ટની રીત હવે પછીથી આવશે.

**અન્વયાર્થ**—( **भ** નક્ષત્ર **यातं** ગત **खषड्** ૬૦, **भयातं खषड्घ्नं** ગએલા નક્ષત્રોને ૬૦ થી ગણુવાં, **तत्धिष्ण्येषु** તે જન્મ વખતના નક્ષત્રના ગતેષ્ટને વિશે, **खतर्क** ૬૦ વડે **घ्नं** ગણુવું, **भभोगोध्धृतं** નક્ષત્રના સર્વર્ક્ષ વડે ભાગવું, **युक्तं** જે આવે તે યુક્ત કરવું, **द्विनिघ्नं** બમણા કરવા, **नवाप्तं** નવ વડે પ્રાપ્ત જે તે ( લબ્ધિ ) **भागपूर्व** અંશપુર્વક ( અંશાદિ ) **शशी** ચંદ્ર **स्यात्** હોય, **तु** પુનઃ ( પછી ) **ख** ૦ **ख** ૦ **अभ्र** ૦ **अष्ट** ૮ **वेद** ૪ ) **खखाभ्राष्टवेदा** ૪૮૦૦૦ ( અડતાલીહજાર)ને, **भभोगेन** જન્મના નક્ષત્રના સર્વક્ષ વડે કરીને, **भक्ताः** ભાગે લેવા. ( ને આવેલી ) **भुक्तिः** તે ચંદ્રગતિ, **स्यात्** હોય.

**ભાવાર્થ**—ગએલાં નક્ષત્રને ૬૦ ગુણીને ઘટીઓ કરવી, કેમ જે નક્ષત્રની ઘટી ૬૦ છે, પછી જે ચાલું નક્ષત્રનું સાધારણ **ગતેષ્ઠ** પહેલું આવેલું છે, તેને ૬૦ થી ગણુવા, એને ચાલુ નક્ષત્રના **સર્વર્ક્ષે** ભાગવા, એટલે **સ્પષ્ઠ ગતેષ્ટ** નક્ષત્ર થાય. તે ગતેષ્ટને ગએલાં નક્ષત્રોની ઘટીઓમાં ઉમેરવું અને બમણા કરીને, નવે ભાગી અંશાદિ ત્રણ ફળ ઉપરના પહેલા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે લાવવાં, ને અંશ ત્રીશથી વધારે હોય તો ૩૦ વડે ભાગી, રાશિ લાવવાથી રાસ્યાદિ **સ્પષ્ટચંદ્ર** થાય છે.

## ॥ ગતિની રીત ॥

જે નક્ષત્રમાં જન્મ છે. તેના સર્વર્ક્ષથી ૪૮૦૦૦ ને ભાગતાં કળાદિ બે ફળ આવે તે ચંદ્રમાની **સ્પષ્ટગતિ** જાણવી, કદાચ ચંદ્રની ગતિ ન કરવી હોયતો સાધારણ ગતિ કળાદિ ૭૯૦–૩૫ હમ્મેશાં કેટલાક જોશીઓ ચંદ્રના નીચે લખે છે તે પ્રમાણે લખવું. અથવા તો ઉપરની રીતે ગતિ વરતીને મુકવી તે વધારે સારૂં છે,

## ॥ ચંદ્ર કરવાની રીત ॥

જે નક્ષત્રમાં જન્મ થયો હોય, તે **અગત** અથવા ચાલુ નક્ષત્ર કહેવાય છે, જન્મ થયા પહેલાં, ( ચાલુ નક્ષત્રના પહેલાં ) જેટલાં નક્ષત્ર ગયાં હોય તેટલાં **ગતનક્ષત્ર** કહેવાય છે. ચાલુ ( જન્મનું ) નક્ષત્ર જન્મ વખતે જેટલું ગયું હોય તેને **ગતેષ્ટ** કહે છે. ગતેષ્ટ કાઢવાની રીત એવી છે, કે જે જન્મના નક્ષત્રની ઘટી ઇષ્ટ ઘટી કરતાં વધારે હોય તો, આગલે દિવસે જે નક્ષત્ર હોય તેની જેટલી ઘટી પળ હોય તેને ૬૦ માંથી બાદ કરવી, ને તેમ કરતાં જે ઘટી પળ વધે તેમાં **ઈષ્ટઘટી** જોડવી. તો જે થાય તે ગતેષ્ઠ સમજવું.

**ઉદાહરણ**—જેઠ સુદી ૨ ને ગુરૂવારે, ઇષ્ટ ૬ ને ૩૫ વખતે જન્મ છે. તો તે દિવસે આર્દ્રા નક્ષત્રની ઘટી ૧૫–૫૦ છે જે ઇષ્ટ ઘટી કરતાં વધારે છે. તેથી આર્દ્રા નક્ષત્રમાં જન્મ થયો તેમ ધારવું, જો કદાચ આર્દ્રાની ઘટી; ઇષ્ટ ઘટી ૬ ને ૩૫ કરતાં ઓછી હોત તો આર્દ્રા ઉતરી ગયું છે. ને તે પછીનું નક્ષત્ર પુનર્વસુ છે. માટે પુનર્વસુમાં જન્મ થયો છે, તેમ થાત, પણ તેમ નથી. જેથી આર્દ્રા જન્મનું નક્ષત્ર છે. હવે ઉપરની રીત મુજબ આગલા નક્ષત્રની એટલે ૧ ને બુધવારે નક્ષત્ર મૃગશીર્ષ છે, તેની ઘટી ૧૭ ને ૬ છે, તેને ૬૦ માંથી બાદ કરી તો ૪૨–૫૪ થઇ, આટલી ઘટીપળ જન્મનું નક્ષત્ર આગલે દિવસે ભોગવાયું, તેમાં ઇષ્ટ ૬–૩૫ ઉમેરી તો ૪૯–૨૯ થઈ. એટલી ઘટીપળ જન્મનું નક્ષત્ર જન્મ થતા સુધી ગયું તે ગતેષ્ટ થયું

## ॥ ગતેષ્ટની બીજી રીત ॥

જ્યારે ઇષ્ટ ઘટી કરતાં જન્મના દિવસે જે નક્ષત્ર હોય, તેની ઘટીપળ ઓછી હોય તો પછીના નક્ષત્રમાં જન્મ થયો જાણવો, તેને માટે એવી રીત છે કે જન્મના દિવસના નક્ષત્રની ઘટી પળ ઇષ્ટઘટીમાંથી બાદ કરતાં જે વધે તે ગતેષ્ટ કહેવાય. (જન્મનું નક્ષત્ર જન્મ થતા સુધીમાં તેટલું ગયું તેમ ધારવું.)

**ઉદાહરણ**—જેઠ સુદી ૨ ને ગુરૂવારે ઇષ્ટઘટી ૩૩–૪૦ વખતે જન્મ છે. તો તે દિવસે આર્દ્રા નક્ષત્રની ઘટી, ૧૫–૫૦ છે. તે ઇષ્ટ કરતાં ઓછી છે. માટે ઇષ્ટમાંથી બાદ કરી તો ૧૭–૫૦ તે ગતેષ્ટ થયું. એટલે પુનર્વસુ નક્ષત્ર જન્મ વખત સુધી ૧૭ ઘટીને ૫૦ પળ ગયું છે, તેમ જાણવું.

## ॥ વૃદ્ધિ ને ક્ષય નક્ષત્રોની સમજ ॥

જ્યારે એક નક્ષત્ર ત્રણ દિવસ ભોગવાતું હોય, ત્યારે તેને **વૃદ્ધિ** નક્ષત્ર કહે છે, ને જ્યારે એક દિવસમાં ત્રણ નક્ષત્ર ભોગવાતાં હોય, ત્યારે તેમાંના વચલા નક્ષત્રને **ક્ષય** નક્ષત્ર કહે છે. કારણ કે તે નક્ષત્ર એકજ દિવસમાં ઉદય થઇને તેજ દિવસે અસ્ત થાય છે. માટે **ક્ષય** કહેવાય છે.

**વૃદ્ધિ નક્ષત્રનું ઉદાહરણ**—જેઠ સુદી ૧૨ ને રવિવારે વિશાખા નક્ષત્ર ઘટયાદિ, ૫૮–૩૫ છે. ને તે પછી અનુરાધા બેસે છે તે, તેજ દિવસે એટલે બારસને દિવસે ઘટયાદિ ૧–૨૫ સુધી રહે છે, તે પછી અનુરાધા ૧૩ ને સોમવારે ૬૦ ઘટી આખો દિવસ છે, ને ૧૪ ને મંગળવારે ઘટયાદિ ૩–૩૧ સુધી અનુરાધા છે, માટે તે અનુરાધા નક્ષત્ર ત્રણ દિવસ

ભોગવાયું જેથી વૃદ્ધિ થયું. તેનું સર્વર્ક્ષ એટલે આખુ નક્ષત્ર કેટલી ઘટીનું થયું, તે જાણવા માટે ૧૨ ને રવિવારનું વિશાખા ૫૮ ઘટી ૩૫ પલ છે, તેને ૬૦ માંથી બાદ કરતાં ઘટયાદિ ૧-૨૫ થયા. તેમાં સોમવારની ૬૦ ઘટી ઉમેરી તો, ઘટયાદિ ૬૧-૨૫ થયું. ને મંગળવારે પણ ઘટયાદિ ૩-૩૧ છે, તે ઉમેરતાં ઘટયાદિ ૬૪-૫૬ અનુરાધાનું **સર્વર્ક્ષ** થયું.

**ક્ષય નક્ષત્રનું ઉદાહરણ**—ક્ષયનું જેઠ વદી ૭ ને બુધવારે પૂર્વાભાદ્રપદ લખ્યું છે, ને તે દિવસે નક્ષત્રની ઘટી, પળો, બે વખત લખી છે. એક દિવસમાંબે વખત લખવાથી જાણવું કે, નક્ષત્રનો ક્ષય છે, તે કેમ થયો તો. ઉપર જે ઘટયાદિ છે, તે પૂર્વા ભાદ્રપદની સમજવી, કારણ કે, તે દિવસે જે નક્ષત્ર લખ્યું છે, તે સૂર્યોદય વખતનું હોય છે, માટે તે દિવસે ઘટી ૨ ને પલ ૧૩ લખી છે, તે પૂર્વા ભાદ્રપદની છે, ને તે પછીની તે ઉત્તરા ભાદ્રપદની જાણવી. હવે પૂર્વા ભાદ્રપદની ઘટી ૨ પળ ૧૩ પછીથી ઉત્તરા શરૂ થાય તે, તેજ દિવસે ક્યારે ઉતરે તો, પૂર્વા ભાદ્રપદની ઘટી, સૂર્યોદયથી ૨-૧૩ છે, ને તે પછી ઉત્તરા ૫૬-૭ છે, માટે ૫૬-૭ ને ઘટી ૨-૧૩ માં ઉમેરતાં. ૫૮-૨૦ થયા. તે તેટલી ઘટયાદિએ સૂર્યોદયથી ઉત્તરા ભાદ્રપદ નક્ષત્ર ઉતરી રહે છે. માટે તે ક્ષય થયું. તેનું સર્વર્ક્ષ તો તે દિવસે જે લખેલું છે. તેજ (એટલે ઘટી ૫૬-૭) જાણવું, કારણ કે પહેલા નક્ષત્રની ઘટી પછી અમુક ઘટી રહેશે એમ પંચાંગમાં લખાય છે, માટે જે પંચાંગની ઘટી તેજ-એટલે ઉત્તરાની તે દિવસે ઘટયાદિ ૫૬-૭ છે તેજ તેનું **સર્વર્ક્ષ** સમજવું.

## ॥ વૃદ્ધિ ને ક્ષયના ગતેષ્ટની રીત ॥

વૃદ્ધિમાં તો આગળ બે રીત, ગતેષ્ટની બતાવી તેજ લાગુ પડે છે, પણ ક્ષયને માટે નીચે મુજબ છે.

ક્ષય હોય તે દિવસે ત્રણ નક્ષત્ર ભોગવાય છે, માટે ત્રણેનાં ગતેષ્ટ બતાવીએ છીએ.

પહેલું નક્ષત્ર કે જે, તે દિવસે લખેલું હોય છે, તે અને તેની ઘટયાદિ પણ છે પહેલી એટલે ઉપર લખેલી હોય તેજ જાણવી, તે ઘટયાદિ કરતાં ઇષ્ટ ઓછી હોય તો આગલ બતાવ્યા પ્રમાણે આગલના દિવસના નક્ષત્રની ઘટયાદિને ૬૦ માંથી બાદ કરી, ઇષ્ટ ઉમેરવી. તે ગતેષ્ટ, ને સર્વર્ક્ષ પણ આગળ મુજબ જાણવું, ને ઇષ્ટ તેથી વધારે હોય, તે ક્યાં સુધી કે, તે દિવસની બે નક્ષત્રની લખેલી ઘટયાદિનું ઐક્ય કરતાં જે ઘટયાદિ થાય, ત્યાં સુધીની ઇષ્ટ હોય તો,

ઇષ્ટમાંથી ઉપર લખેલી ઘટયાદિ બાદ કરવી, ને જે આવે તે **ગતેષ્ટ** થાય. ને તે દિવસે લખેલું નક્ષત્ર ગત નક્ષત્ર થાય, ને તેના પછીનું જન્મનું થાય, તેનું **સર્વર્ક્ષ**, તે દિવસના નક્ષત્રની ઘટીના નીચે બીજી ઘટયાદિ લખી છે, તેજ તેનું સર્વર્ક્ષ જાણવું, હવે નક્ષત્રોની બેઉ ઘટયાદિના યોગથી પણ ઇષ્ટ વધારે હોય તો. ઇષ્ટમાંથી બેઉનો યોગ બાદ કરતાં વધે તે ત્રીજા નક્ષત્રનું ગતેષ્ટ થાય છે ને તેનું સર્વર્ક્ષ બેઉના યોગની ઘટયાદિને ૬૦ માંથી બાદ કરી બીજે દિવસે તે ત્રીજું નક્ષત્ર જેટલી ઘટયાદિ હોય તે ઉમેરવાથી જે ઘટયાદિ થાય તે ત્રીજાનું **સર્વર્ક્ષ** જાણવું.

ઉદાહરણ—જેઠ વદી ૭ ને બુધવારે ક્ષય નક્ષત્ર છે, તો તે દિવસે પહેલું નક્ષત્ર જે તે દિવસે લખ્યું છે, તેજ એટલે પૂર્વા ભાદ્રપદ જાણવું. ને પહેલી લખેલી ઘટયાદિ ૨–૧૩ તે પૂર્વા ભાદ્રપદની જાણવી. હવે તેજ દિવસે ઇષ્ટ ૨–૪ જન્મ છે તો જન્મનું નક્ષત્ર પૂર્વા ભાદ્રપદ થયું, તેનું ગતેષ્ટ કેટલું તો મંગળવારે શતભિષા ઘટયાદિ ૫–૪૦ છે, તેને ૬૦ થી બાદ કરતાં ૫૪–૨૦ રહ્યા તેમાં ઇષ્ટ ઉમેરી તો ૫૬–૨૪ થયું. તે **ગતેષ્ટને** શતભિષાની ઘટયાદિ ૫–૪૦ ને ૬૦ માંથી બાદ કરતાં ૫૪–૨૦ રહ્યા તેમાં પૂર્વા ભાદ્રપદની ઘટી ૨–૧૩ ઉમેરતાં ૫૬–૩૩ થયું તે પૂર્વા ભાદ્ર પદનું **સર્વર્ક્ષ** જાણવું. તેજ દિવસે એટલે ૭ ને બુધવારે ઇષ્ટ ૧૨–૨૦ જન્મ છે. તો જન્મનું નક્ષત્ર ઉત્તરાભાદ્રપદ થયું. હવે ઇષ્ટ ૧૨–૨૦ માંથી પૂર્વાભાદ્રપદની ઘટયાદિ ૨–૧૩ બાદ કરી તો ૧૦–૭ રહ્યા તે ઉત્તરાનું **ગતેષ્ટ** થયું, ને તેનું **સર્વર્ક્ષ** જે બીજી ઘટયાદિ પંચાંગમાં ૫૬–૭ છે તેજ જાણવું, ને બીજું નક્ષત્ર તે થયું તેજ **ક્ષય** જાણવું.

ત્રીજું તેજ દિવસે ઇષ્ટ ૫૯–૫ જન્મ છે, તો જન્મ ત્રીજા નક્ષત્રમાં એટલે રેવતીમાં થયો, તેનું ગતેષ્ટ કેટલું? તો ઉપરનાં બે નક્ષત્રોની ઘટયાદિના યોગ ઘટયાદિ ૫૮–૨૦ ને ઇષ્ટ ૫૯–૫ માંથી બાદ કરતાં ૦–૪૫ વધ્યા. તે રેવતીનું **ગતેષ્ટ** ને રેવતીનું સર્વર્ક્ષ કેટલું? તો બેઉનો યોગ ૫૮–૨૦ ને ૬૦ માંથી બાદ કરતાં ૧–૪૦ રહ્યા, તેને બીજા દિવસની એટલે ૮ ને ગુરૂવારે રેવતીની ઘટી ૫૪–૧૮માં ઊમેરતાં ૫૫–૫૮ થયા તે **સર્વર્ક્ષ** જાણવું.

## ॥ ગત નક્ષત્ર કેમ જાણવું તેની રીત ॥

જન્મના નક્ષત્રના પહેલું જે નક્ષત્ર તે ગત **નક્ષત્ર** કહેવાય અશ્વિનીથી ગણતાં જન્મના નક્ષત્રના પહેલા નક્ષત્ર સુધીનાં જેટલાં નક્ષત્ર થાય તેટલાં **ગત નક્ષત્રો** થાય છે. દાખલો–રોહિણિ નક્ષત્રમાં જન્મ છે, તો તેના પહેલું કૃતિકા છે તે ગત થયું. ને અશ્વિનીથી ગણતાં ગત સુધીનાં ૩ થયાં તે ૩ ગત નક્ષત્ર થયાં.

## ॥ ગત નક્ષત્ર ને ગતેષ્ટ ઉપરથી ચંદ્ર સ્પષ્ટ કરવાની રીત ॥

ગત નક્ષત્રની ઘડીઓ કરવા માટે જેટલાં ગત નક્ષત્રો હોય તેને ૬૦ થી ગુણવાં તો જે ઘડીઓ થાય તેને બમણી કરવી, ને ગતેષ્ટની ઘટયાદિને બમણી કરવી. બમણી કરતાં પલ ૬૦ થી વધારે હોય તો ૬૦ થી ભાગી લબ્ધિને ઘડીમાં ઉમેરવી, પછી તેને ગતનક્ષત્રોની બમણી કરેલી ઘડીઓમાં ઉમેરી દેવી ને પલને બાજુપર રાખવી. પછી ઉમેરેલી ઘડીઓને ૯ થી ભાગવી. લબ્ધ આવે તેને અંશ સમજી રહેવા દેવાને શેષને ૬૦ થી ગુણી આગલની ગતેષ્ટમાંની પળો છે તે ઉમેરી દઇ ફરી ૯થી ભાગવી લબ્ધને **કલા** ધારવી ને શેષ વધે તેને ૬૦ થી ગુણી ૯ વડે ભાગવાથી, લબ્ધ આવે તેને **વિકલા** ધારવી ને શેષનું કંઇ કામ નથી. હવે અંશની રકમ જે પહેલી લબ્ધિ આવી છે. તે ૩૦ થી વધારે હોય તો તેને ૩૦ થી ભાગતાં જે લબ્ધ આવે તે **રાશિ,** ને શેષ વધે તે **અંશ,** ને બાકીની બે લબ્ધિઓ તે **કલા—વિકલા** સમજવી, તે અંશ ૩૦ ની અંદર હોય તો રાશિ પુરણ-(૦)આવે, તે રાશ્યાદિ **ચંદ્રમા** સમજવો. તે સ્થુલ (મધ્યમ) (સાધારણ) ગણતરીથી સ્પષ્ટ ચંદ્ર થયો તેમ જાણવું. સુક્ષ્મ (ઝીણી) ગણતરીથી નહી, કારણ કે નક્ષત્ર ૬૦ ઘડીનુંજ લેખીનેજ ગતનક્ષત્રને ૬૦ ગુણીએ છીએ. ત્યારે જે નક્ષત્રમાં જન્મ હોય છે, તે કેટલી ઘડીનું છે—એટલે તેનું સર્વર્ક્ષ કેટલું છે તે જોઈએ તો કોઇ ૫૬ નું તો કોઇ ૬૪ કે ૬૬ ઘડીનું નક્ષત્ર માલુમ પડશે, માટે તે ઉપરથી ગતેષ્ટ કરીએ છીએ. તે ગતેષ્ટ સ્થૂલ આવે છે. માટે સુક્ષ્મ રીતે ગતેષ્ટ કરીને ચંદ્રમા કરીએ તો **સ્પષ્ટ ચંદ્ર** થશે.

## ॥ સ્થૂલ ગતેષ્ટને સુક્ષ્મ રીતે સ્પષ્ટ કરવાની રીત ॥

આગળ બતાવ્યા પ્રમાણે જન્મના વખત સુધીનું ગતેષ્ટ ને નક્ષત્રનું સર્વર્ક્ષ કાઢવું. પછી ગતેષ્ટને નક્ષત્રની ૬૦ ઘડીના પ્રમાણમાં લાવવા માટે નક્ષત્રના સર્વર્ક્ષ સાથે ત્રીરાશિનો હીસાબ કરવાનો છે. તે એવી રીતે કે અમુક સર્વર્ક્ષ જ્યારે ૬૦–ઘટી આવે તો આણેલા ગતેષ્ટે કેટલી ઘટી આવે એવી ત્રિરાશિ કરીને ગતેષ્ટ લાવવું, પછી બતાવેલી રીતે ચંદ્રમા કરવાથી વધારે સ્પષ્ટ થશે. કેમજે ચંદ્રમા ઉપરથી દશાઓ કરવામાં આવે છે, માટે ચંદ્રમામાં ફરક પડે તો દશાઓમાં દિવસાદિનો ફરક પડે છે, માટે ચંદ્રમા સ્પષ્ટજ કરવો. જો સર્વર્ક્ષ ૬૬ ઘટીનું હશે તો ૬૬ ઘટીએ ૬૦ ઘટી તો લાવેલા ગતેષ્ટે કેટલી ઘટી તેનો હિસાબ કરીશું તો ગતેષ્ટમાં ઘટાડો થશે, ને ૫૬ ઘટીનું સર્વર્ક્ષ હશે તો ૫૬ ઘટીએ ૬૦ ઘટી તો લાવેલા ગતેષ્ટ કરતાં વધારે ઘટી આવશે તે **સ્પષ્ટ ગતેષ્ટ** થયું.

## ॥ પંચધા મૈત્રિ કરવાની રીત ॥

જે ગ્રહની પંચધામૈત્રિ કરવી હોય, તે ગ્રહ જન્મ કુંડલીમાં જે ભાવમાં બેઠો હોય, તે ભાવથી ૨ । ૩ । ૪ । ૧૦ । ૧૧ । ૧૨ આ સ્થાનોમાં રહેલા ગ્રહો તે ગ્રહના **મિત્ર** અને ૧ । ૫ । ૬ । ૭ । ૮ । ૯ । આ સ્થાનોમાં રહેલા ગ્રહો **શત્રુ** સમજવા. એ પ્રમાણે જે ગ્રહના જેટલા ગ્રહો મિત્ર આવે તે ગ્રહો તે ગ્રહની નિસર્ગ મૈત્રિમાં મિત્ર હોય તો તેને **પંચધા મૈત્રિમાં અધિમિત્રમાં,** સમ હોય તો **મિત્રમાં,** અને શત્રુ હોય તો પંચધા મૈત્રિના **સમના** કોઠામાં મુકવા. ને જે ગ્રહના જેટલા ગ્રહો ઊપર પ્રમાણે શત્રુ આવેલા હોય, તે ગ્રહો જેની પંચધા મૈત્રિ કરવી છે તેની નિસર્ગ મૈત્રિમાં **મિત્ર** હોય તો **સમમાં,** સમ હોય તો **શત્રુમાં અને શત્રુ** હોય તો તેને પંચધા મૈત્રિના **અધિશત્રુના કોઠામાં** મુકવા. એ રીતે દરેક ગ્રહોનું કરવાથી **પંચધા મૈત્રિ** થાય છે.

**ઊદાહરણ**—સૂર્ય જન્મકુંડલીમાં ચોથા ભાવે છે. તેનાથી **પહેલા સ્થાનમાં ગુરૂ** એને **છઠ્ઠામાં ચંદ્ર** છે. માટે તે બે ગ્રહો **સૂર્યના સ્થાન શત્રુ થયા** તેમજ સૂર્ય થકી ૧૧ મે સ્થાને **મંગલ** ને બારમે સ્થાને **બુધ, શુક્ર, શનિ** છે. માટે તે ગ્રહો સૂર્યના **સ્થાનમિત્ર** થયા તો એવી રીતે જોતાં સૂર્યથી ગુરૂ **શત્રુ** સ્થાનમાં છે. અને નિસર્ગ મૈત્રિના કોઠામાં સૂર્યની મૈત્રિમાં, ગુરૂ **મિત્ર** છે. તો શત્રુ અને **મિત્ર** થવાથી તેને પંચધા મૈત્રિના કોઠામાં સૂર્યની મૈત્રિમાં **સમમાં** મુકવો. તેમજ ઊપર પ્રમાણે સૂર્યનો મંગલ સ્થાન મિત્ર છે. ને સૂર્યની નિસર્ગ મૈત્રિમાં તે મિત્ર છે, તો બે જગ્યાએ મિત્ર થવાથી તેને સૂર્યની પંચધા મૈત્રિમાં **અધિમિત્રમાં** મુકવો. એ રીતે તૈયાર કરેલી પંચધા મૈત્રિ ગણિતના ખરડામાં છે.

## ॥ દૃષ્ટિ કરવાની રીત. ॥

જે ગ્રહ તથા ભાવ ઊપર દૃષ્ટિ કરવી હોય, તે ગ્રહ તથા ભાવ દેખાનાર એટલે દૃશ્ય કહેવાય છે. અને જે ગ્રહ દૃષ્ટિ કરે છે તે ગ્રહ જોનાર એટલે દૃષ્ટા કહેવાય છે.

દૃશ્ય ગ્રહ અથવા દૃશ્ય ભાવમાંથી દૃષ્ટાગ્રહ બાદ કરવો. બાદ કરતાં જે રાશ્યાદિ રહે તેમાંની રાશિ ૧ હોય તો તેના અંશાદિનું અર્દ્ધ કરવાથી, ૨ હોય તો તેના અંશાદિમાં ૧૫ અંશ જોડવાથી, ૩ હોય તો તેના અંશાદિને ૩૦ અંશમાંથી બાદ કરતાં જે રહે તેનું અર્દ્ધ કરી તેમાં ૩૦ ઊમેરવાથી, ૪ હોય તો તેના અંશાદિને ૩૦ અંશમાંથી બાદ કરવાથી, ૫ હોય

તો તેના અંશાદિને બમણા કરવાથી, અને ૬ । ૭ । ૮ । ૯ હોય તો તે રાસ્યાદિને ૧૦ રાશિમાંથી બાદ કરતાં જે રાસ્યાદિ રહે તેના અંશાદિ કરી તેનું અર્દ્ધ કરવાથી દૃષ્ટિ થાય છે, પણ જો ૧૦ । ૧૧ । ૧૨ । ૦ રાશિ હોય તો તેની દૃષ્ટિ ૦ । ૦ । ૦ । જાણવી, એટલે કે જે ગ્રહ અથવા જે ભાવમાંથી જે ગ્રહ બાદ કરવામાં આવે તે ગ્રહ અથવા તે ભાવ ઉપર બાદ કરેલા ગ્રહની દૃષ્ટિ જાણવી,

ઉપર પ્રમાણે દરેક ગ્રહોની દૃષ્ટિ કરવી. પણ મંગળ ગુરૂ અને શનિ એ ત્રણ ગ્રહો વિશેષ દૃષ્ટિથી જુવે છે. માટે તેની આવેલી દૃષ્ટિમાં વધારો કરવો પડે છે, તે નીચે મુજબ છે.

## ॥ મંગળની વિશેષ દૃષ્ટિ કરવાની રીત. ॥

દૃશ્યમાંથી દૃષ્ટાગ્રહ મંગળ બાદ કરતાં જે રાસ્યાદિ રહે, તેમાંની રાશિ જ્યારે ૨ । ૬ । ૩ । ૭ હોય ત્યારે મંગળની વિશેષ દૃષ્ટિ થાય છે. તે એવી રીતે કે જો ૨ કે ૬ રાશિ હોય, તો તેના અંશાદિનું અર્દ્ધ કરીને ઉપર પ્રમાણે કરેલી મંગળની દૃષ્ટિમાં જોડવાથી, અને જો ૩ કે ૭ રાશિ હોય તો તેના અંશાદિને ૩૦ અંશમાંથી બાદ કરતાં જે રહે તેનું અર્દ્ધ કરીને જોડવાથી મંગળની સ્પષ્ટ દૃષ્ટિ થાય છે. પણ બાકીની રાશિયોમાં તો ઉપરની રીતે કરેલીજ દૃષ્ટિ કાયમ રાખવી.

## ॥ ગુરૂની વિશેષ દૃષ્ટિ કરવાની રીત. ॥

દૃશ્યમાંથી દૃષ્ટાગ્રહ ગુરૂ બાદ કરતાં જે રાસ્યાદિ રહે તેમાંની રાશિ જ્યારે ૩ । ૭ । ૪ । ૮ હોય ત્યારે ગુરૂની વિશેષ દૃષ્ટિ થાય છે. તે એવી રીતે કે જ્યારે ૩ । ૭ રાશિ હોય ત્યારે તેના અંશાદિને ઉપર પ્રમાણે કરેલી ગુરૂની દૃષ્ટિમાં ઉમેરવાં. અને જો ૪ । ૮ રાશિ હોય તો તેના અંશાદિને ૩૦ અંશમાંથી બાદ કરતાં જે રહે તે ઉમેરવાથી ગુરૂની સ્પષ્ટ દૃષ્ટિ થાય છે. ને બાકીની રાશિઓમાં તો ઉપર પ્રમાણે કરેલીજ દૃષ્ટિ કાયમ રાખવી.

## ॥ શનિની વિશેષ દૃષ્ટિ કરવાની રીત. ॥

દૃશ્યમાંથી દૃષ્ટાગ્રહ શનિ બાદ કરતાં જે રાસ્યાદિ રહે તેમાંની રાશિ જ્યારે ૧।૮।૨।૯ હોય, ત્યારે શનિની વિશેષ દૃષ્ટિ જાણવી. તે એવી રીતે કે ૧ કે ૮ રાશિ હોય તો તેના અંશાદિને ૩ થી ગુણી ૨ થી ભાગતાં જે આવે તે ઉપર પ્રમાણે કરેલી શનિની દૃષ્ટિમાં જોડવા, અને જો ૨ કે ૯ રાશિ હોય તો તેના અંશાદિને ૩૦ અંશમાંથી બાદ કરતાં જે રહે તેને ૩ થી ગુણી ૨ થી ભાગતાં જે આવે તે ઉમેરવાથી શનિની સ્પષ્ટ દૃષ્ટિ થાય છે. બાકીની રાશિઓમાં તો ઉપર પ્રમાણેજ કરેલી દૃષ્ટિ કાયમ રાખવી.

**ઉદાહરણ**—સૂર્ય ઉપર ચંદ્રની દષ્ટિ કરવી છે. તો દશ્ય ગ્રહ **સૂર્ય** થયો, ને દૃષ્ટા ગ્રહ **ચંદ્ર** થયો. માટે સૂર્ય રાસ્યાદિ ૨ । ૫ । ૫૪ । ૫૧ માંથી ચંદ્ર રાશ્યાદિ ૭ । ૨૬ । ૫ । ૨૦ બાદ કર્યો, તો રાશ્યાદિ ૬ । ૯ । ૪૯ । ૩૧ રહ્યા. તેમાંની રાશિ ૬ છે માટે તેના રાસ્યાદિ ૬ । ૯ । ૪૯ । ૩૧ ને ૧૦ રાશિમાંથી બાદ કર્યા તો રાશ્યાદિ ૩ । ૨૦ । ૧૦ । ૨૯ રહ્યા. તેના અંશાદિ કર્યા તો ૧૧૦ । ૧૦ । ૨૯ । થયા. તેનું અર્દ્ધ કર્યું તો ૫૫ । ૫ । ૧૪ સૂર્યના ઉપર ચંદ્રની દૃષ્ટિ થઈ. એ રીતે દરેક ગ્રહો તથા ભાવોની દૃષ્ટિ કરવી.

**॥ મંગળની વિશેષ દૃષ્ટિનું ઉદાહરણ ॥**

ચંદ્ર ઉપરની મંગળની દૃષ્ટિ કરવી છે તો **દ્રશ્યચંદ્ર** અને **દૃષ્ટ્રામંગળ** થયો. માટે ચંદ્ર રાશ્યાદિ ૭ । ૨૬ । ૫ । ૨૦ । માંથી મંગળ રાસ્યાદિ ૦ । ૨૩ । ૧૧ । ૩ બાદ કર્યો તો રાશ્યાદિ ૭ । ૨ । ૫૪ । ૧૭ રહ્યા. તેમાંની રાશિ ૭ છે માટે તેના **રાશ્યાદિ** ૭ । ૨ । ૫૪ । ૧૭ ને ૧૦ રાશિમાંથી બાદ કર્યા તો રાશ્યાદિ ૨ । ૨૭ । ૫ । ૪૩ રહ્યા તેના અંશાદિ કર્યા તો ૮૭ । ૫ । ૪૩ થયા. તેનું **અર્દ્ધ** કર્યું તો ૪૩ । ૩૨ । ૫૧ ચંદ્ર ઉપર મંગળની દૃષ્ટિ થઇ. પણ ચંદ્રમાંથી મંગળ બાદ કરતાં રાશિ ૭ રહી છે. માટે મંગળની વિશેષ દૃષ્ટિ કરવા માટે રહેલા રાશ્યાદિના અંશાદિ ૨।૫૪।૧૭ ને ૩૦ અંશમાંથી બાદ કર્યા તો ૨૭।૫।૪૩ રહ્યા. તેનું અર્દ્ધ કર્યું તો ૧૩।૩૨।૫૧ થયું. તેને ઉપર પ્રમાણે કરેલી મંગળની દૃષ્ટિ ૪૩।૩૨।૫૧ માં ઉમેર્યું તો ૫૭ । ૪૨ । ચંદ્ર ઉપર મંગળની **વિશેષ દૃષ્ટિ** થઈ.

**ગુરૂની વિશેષ દૃષ્ટિનું** ઉદાહરણ—ભાવોપરિ દૃષ્ટિમાં બારમા ભાવ ઊપર ગુરૂની દ્રષ્ટિ કરાવી છે, તો ૧૨ મો ભાવ **દ્રશ્ય** અને ગુરૂ **દ્રષ્ટ્રા** થયો. માટે બારમા ભાવ રાસ્યાદિ ૧૦ । ૧૭ । ૫૪ । ૧૩ માંથી ગુરૂ રાસ્યાદિ ૨ । ૧૮ । ૪૧ । ૩૨ બાદ કર્યા તો રાશ્યાદિ ૭ । ૨૯ । ૧૨ । ૪૧ રહ્યા. તેમાંની રાશિ ૭ છે માટે તેનાં રાશ્યાદિને ૧૦ રાશિમાંથી બાદ કર્યા તો રાસ્યાદિ ૨ । ૦ । ૪૭ । ૧૯ રહ્યા તેના અંશાદિ કર્યા તો ૬૦-૪૭-૧૯ થયા, તેનું અર્દ્ધું કર્યું તો ૩૦ । ૨૩ । ૩૯ થયું. તેટલી **બારમા ભાવ** ઊપર ગુરૂની દ્રષ્ટિ થઇ પણ બારમા ભાવમાંથી ગુરૂ બાદ કરતાં રાશિ ૭ વધી હતી માટે ગુરૂની વિશેષ દ્રષ્ટિ થઇ તેથી તે બાદ કરતાં રહેલા અંશાદિ ૦ । ૪૭ । ૧૯ । ને ઊપર કરેલી દ્રષ્ટિ ૩૦ । ૨૩ । ૩૯ માં ઊમેર્યાં તો ૩૧ । ૧૦ । ૫૮ **બારમા ભાવ** ઊપર ગુરૂની **સ્પષ્ટ દ્રષ્ટિ** થઇ.

**શનિની વિશેષ દ્રષ્ટિનું ઊદાહરણ**—ભાવોપરિ દ્રષ્ટિમાં પાંચમા ભાવ ઊપર શનિની દ્રષ્ટિ કરવી છે તો પાંચમો ભાવ દ્રશ્ય ને શનિ દ્રષ્ટ્રા

થયો. માટે પાંચમો ભાવ રાશ્યાદિ ૩ । ૧૬ । ૪૧ । ૩૫ માંથી સ્પષ્ટ શનિ રાસ્યાદિ ૧ । ૧૨ । ૬ । ૪૦ બાદ કર્યો તો રાસ્યાદિ । ૨ । ૪ । ૩૪ । ૫૫ રહ્યા. તેની રાશિ ૨ છે. માટે તેના અંશાદિમાં ૧૫ અંશ ઉમેર્યા તો ૧૯–૩૪–૫૫ પાંચમા ભાવ ઉપર શનિની દ્રષ્ટિ થઈ. પણ પાંચમા ભાવમાંથી શનિ બાદ કરતાં રાશિ ૨ રહી છે. માટે શનિની **વિશેષદ્રષ્ટિ** છે. જેથી બાદ કરતાં રહેલા અંશાદિ ૪ । ૩૪ । ૫૫ । ને ૩૦ અંશમાંથી બાદ કર્યા, તો ૨૫ । ૨૫ । ૫ રહ્યા. તેને ૩ થી ગુણતાં ૭૬ । ૧૫। ૧૫ થયા. તેને ૨ થી ભાગ્યા તો ૩૮–૭–૩૭ થયા. તેને ઉપર કરેલી શનિની દ્રષ્ટિ–૧૯ । ૩૪ । ૫૫ માં ઉમેરવાની ૫૭ । ૪૨ । ૩૨ **પાંચમા ભાવ** ઉપર શનિની સ્પષ્ટ દ્રષ્ટિ થઇ.

દ્રષ્ટિના ચાર પ્રકાર છે. દરેક ગ્રહો અથવા દરેકભાવ ઉપર સૂર્યાદિગ્રહોની ઉપર પ્રમાણે કરેલી દ્રષ્ટિ ૦ । ૧૫ । ૦ । ૦ ની નજીક હોય તેની **એક ચરણ** ( ૫। ૦। ) દ્રષ્ટિ જાણવી. જેની ૦।૩૦।૦। ૦ ની નજીકમાં હોય તેની **બે ચરણ** ( અડધી ૦॥ ) દ્રષ્ટિ જાણવી. જેની ૦–૪૫–૦–૦ ની નજીક હોય તેની **ત્રણ ચરણ** ( પુણી–૦॥। ) દ્રષ્ટિ ને જેની ૧ । ૦ । ૦ ની નજીક હોય તેની **સંપુર્ણ ચારચરણ** ( આખી ૧ ) દ્રષ્ટિ જાણવી.

## ॥ નિત્યકારક ચક્ર કરવાની રીત ॥

દરેકની જન્મપત્રિકામાં નિત્યકારક ગ્રહો સરખાંજ રહે છે તે નિચે મુજબ છે.

| ॥ નિત્યકારક ચક્ર ॥ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. |
| પિતૃકારક. | માતૃકારક. | ભ્રાતૃકારક. | મિત્રકારક. | પુત્રકારક. | સ્ત્રીકારક. | આયુષ્કારક. | જ્ઞાતિકારક. |

## ॥ અનિત્યકારક ચક્રની રીત ॥

સુર્યથી શનિ સુધીના ગ્રહોના અંશોમાંથી જે ગ્રહના અંશો સર્વેથી વધારે હોય તેને આત્મકારક જાણવો, તેનાથી ઓછા અંશવાળો ગ્રહ, અમાત્યકારક, તેનાથી ઓછા અંશવાળો, ભ્રાતૃકારક, તેનાથી ઓછા અંશ વાળો માતૃકારક, તેનાથી ઓછો પુત્રકારક, તેથી ઓછો જ્ઞાતિકારક, અને તેનાથી ઓછા અંશવાળો ( એટલે સૌથી ઓછા અંશ જેના છે, તે

ગ્રહ ) સ્ત્રીકારક જાણવો, અહીં રાહુને ગમે તેટલા અંશ છતાં હમ્મેશાં સર્વકારક અથવા અંત્યકારક જાણવો.

## ॥ જન્મકુંડલી ઉપરથી બાપ, મા, ભાઈ વિગેરેની જુદી જુદી કુંડલીઓ કરવાની રીત ॥

**अर्कात् दशमं पितुर्भवनम् (સૂર્યથી દશમું બાપનું ઘર કરવાની રીત**—જન્મકુંડલીમાં સૂર્ય, જે રાશિમાં બેઠો હોય, તે રાશિથી, દશમી રાશિને લગ્નમાં મુકી તેનાથી અનુક્રમે રાશિઓ મુકતા જવી, પછી–તેમાં જન્મ કુંડલીમાંના ગ્રહો જે જે રાશિના હોય, તે તે રાશિના તે કુંડલીમાં મુકવાથી સૂર્યથી દશમું બાપનું ઘર થાય છે.

**चंद्राच्चतुर्थं मातृभवनम् ( ચંદ્રથી ચોથું માનું ઘર ) કરવાની રીત**—જન્મકુંડલીમાં ચંદ્ર, જે રાશિનો હોય તે રાશિથી ચોથી રાશિને, કુંડલીના લગ્નમાં મુકી તેનાથી અનુક્રમે રાશિઓ મુકવી, પછી તેમાં જન્મકુંડલીમાં દરેક ગ્રહો, જે રાશિઓમાં છે તેજ રાશિઓમાં મુકવાથી, ચંદ્રથી, ચોથું માનું ઘર તેની કુંડલી થાય છે.

**भौमात् तृतीयं सहजं ( મંગલથી ત્રિજું ભાઇ બેનનું ઘર ) કરવાની રીત**—જન્મકુંડલીમાં જે રાશિમાં મંગલ હોય તે રાશિથી ત્રીજી રાશિને લગ્ને મુકીને અનુક્રમે દરેક રાશિઓ મુકવી. પછી જન્મકુંડલીમાં જે રાશિઓમાં ગ્રહો છે, તેજ રાશિઓમાં મુકવાથી **ભૌમાત્ તૃતીયં સહજં** થાયછે.

**बुधाच्चतुर्थे मित्र भवनम् ( બુધથી ચોથું મિત્રનું ઘર ) કરવાની રીત**—જન્મકુંડલીમાં બુધ જે રાશિનો હોય તે રાશિ થકી–ચોથી રાશિનું લગ્ન મુકીને, જન્મકુંડલીના ગ્રહો પુરવાથી **બુધાચ્ચતુર્થે મિત્ર ભવનમ્** થાય છે.

**गुरोः पंचमं पुत्र भवनम् ( ગુરૂથી પાંચમું પુત્રનું ઘર ) કરવાની રીત**—જન્મકુંડલીમાં જે રાશિનો ગુરૂ હોય તે રાશિથી, પાંચમી રાશિનું લગ્ન મુકી જન્મનાજ ગ્રહો પુરવાથી **ગુરોઃ પંચમં પુત્રભવનમ્ થાય છે.**

**शुक्रात् सप्तमं कलत्रम ( શુક્રથી સાતમું સ્ત્રીનું ઘર ) કરવાની રીત**—જન્મકુંડલીમાં જે રાશિનો શુક્ર હોય તેનાથી સાતમી રાશિનું લગ્ન મુકી તેમાં જન્મનાજ ગ્રહો પુરવાથી શુક્રથી સાતમું સ્ત્રીનું ઘર થાય છે.

**शने रष्टमं आयुः ( શનીથી આઠમું આવરદાનું ઘર) કરવાની રીત**—જન્મકુંડલીમાં શનિ જે રાશિનો હોય તે રાશિથી આઠમી રાશિનું લગ્ન મુકી, તેમાં જન્મનાજ ગ્રહો પુરવાથી શનિથી આઠમું આવરદાનું ઘર થાય છે.

**સપ્તક વર્ગની સમજ**—ગૃહ (જન્મકુંડલી), હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ અને ત્રિશાંશ એ સાતે વર્ગ (કુંડળીયો) ને સપ્તકવર્ગ કહે છે.

## ॥ સપ્તક વર્ગ બળ કરવાની રીત ॥

સપ્તકવર્ગ બે પ્રકારે થાય છે. એક તો સૂર્યાદિ દરેક ગ્રહો મથાળે લખી તે કોષ્ટકની જમણી બાજુએ ગૃહાદિ સાતે વર્ગ લખવા. પછી સૂર્યાદિ ગ્રહો જે જે વર્ગમાં જે જે રાશિના હોય તે તે વર્ગમાં તે તે રાશિઓ તે તે ગ્રહોની નીચે લખવી. પછી તેની નીચે તે તે રાશિયોના સ્વામી ગ્રહોને લખવા, તથા તેની નીચે તે સ્વામી ગ્રહો સૂર્યાદિ ગ્રહોની પંચધા મૈત્રીમાં અધિમિત્રાદિ જેવા હોય તે અથવા વર્ગમાં સૂર્યાદિ ગ્રહો સ્વગૃહી હોય તો તેવા લખવા. પછી તેના નીચે સ્વગૃહી હોય તો ૦ । ૩૦ । ૦ । ૦ અધિમિત્ર હોય તો ૦। ૨૨। ૩૦। ૦ મિત્ર હોય તો ૦।૧૫।૦।૦ સમ હોય તો ૦।૭।૩૦।૦ શત્રુ હોય તો ૦।૩।૪૫।૦ અને અધિશત્રુ હોય તો ૦।૧।૫૨।૩૦ બળ મૂકવું તો તે સપ્તકવર્ગ બળ ચક્ર થાય છે.

**બીજી રીત**—ઉપર બતાવ્યા પ્રમાણે તો એકજ ચક્રમાં સાતે ગ્રહોનું બળ આવી જાય છે. પણ તે થકી **બીજી રીત** એવી છે કે દરેક ગ્રહનું સપ્તકવર્ગ બળ જુદે જુદું કરવું એટલે કે સૂર્ય સપ્તકવર્ગ, ચંદ્ર સપ્તકવર્ગ તેમજ મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ સપ્તકવર્ગ કરવા તે એવી રીતે કે સૂર્ય સપ્તકવર્ગ કરવા હોય તો સાતે વર્ગ મથાળે લખવા પછી સાતે વર્ગમાં સૂર્ય જે જે રાશિનો હોય તે તે રાશિઓ, તે પછી તે રાશિઓના સ્વામીઓ, તે પછી તે સ્વામિયો સૂર્યના અધિમિત્રાદિ જેવા હોય તે અથવા સૂર્ય તે વર્ગોમાં સ્વગૃહી હોય તો તે લખી તેના નીચે ઉપર બતાવ્યા પ્રમાણે સ્વગૃહાદિકનું બળ લખવું. સ્વગૃહાદિનું બળ નીચેના કોઠામાં સ્પષ્ટ રીતે જણાવેલું છે.

॥ સપ્તકવર્ગ બળ કોષ્ટક ॥

| સ્વગ્રહી | અધિમિત્ર | મિત્ર. | સમ. | શત્રુ. | અધી શત્રુ. |
|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૦ | ૨૨ | ૧૫ | ૭ | ૩ | ૧ |
| ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૪૫ | ૫૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૦ |

### ॥ સપ્તકવર્ગ બલૈક્ય કરવાની રીત ॥

ઉપરની રીતે આવેલા દરેક ગ્રહોના સાતે વર્ગના બળનું ઐક્ય કરવું તો તે દરેક ગ્રહોનું સપ્તકવર્ગ બલૈક્ય થાય છે.

**પહેલી રીતનું ઉદાહરણ**—સૂર્ય જન્મકુંડલીમાં મિથુન રાશિનો છે. માટે સપ્તકવર્ગ ચક્રના ગ્રહવર્ગના ખાનામાં સૂર્યના નીચે રાશિ ૩ મૂકી પછી

તે રાશિનો સ્વામી બુધ છે માટે **બુ.** લખ્યો, તે બુધ, સૂર્યની પંચધામૈત્રીમાં મિત્ર છે, માટે **મિ.** લખી મિત્રનું સપ્તકવર્ગ બળ ૦ા૧૫ા૦ા૦ લખ્યું. તેમજ હોરામાં સૂર્ય સિંહ રાશિનો છે, માટે હોરા વર્ગમાં સૂર્યના નીચે રાશિ ૫ મૂકીને તેનો સ્વામી સૂર્ય હોવાથી તેમાં **સૂ.** લખ્યું, ને તે સૂર્ય હોરામાં સિંહ રાશિનો એટલે પોતાનીજ રાશિનો છે, માટે ત્યાં **સ્વ** લખ્યો. તથા તેની નીચે સ્વગૃહીનું બળ ૦ા૩૦ા૦ા૦ લખ્યું એ રીતે સૂર્યના સાતે વર્ગનું તેમજ બીજા ગ્રહોના સાતે વર્ગનું સપ્તકર્વર્ગ બળ કરવું.

**બીજી રીતનું ઉદાહરણ**—સૂર્યના સપ્તકવર્ગ કરવા માટે મથાળે ગ્રહાદિ સાતવર્ગ લખ્યા પછી સૂર્ય જન્મકુંડલીમાં મિથુન રાશિનો છે. ને તેનો સ્વામી બુધ છે. ને તે બુધ સૂર્યનો મિત્ર છે. ને મિત્રનું બળ ૦ા૧૫ા૦ા૦ા છે માટે સૂર્ય સપ્તકવર્ગમાં ગૃહના ખાતામાં ૩ **બુ. મિ.** ૦ા૧૫ા૦ા૦ એમ લખ્યું પછી એજ રીતે સૂર્ય સપ્તકવર્ગમાં હોરા નીચે ૫ **સૂ. સ્વ.** ૦ા૩૦ા૦ા૦ લખ્યું. એ રીતે સૂર્ય સપ્તકવર્ગમાં દ્રેષ્કાણથી તે ત્રિંશાંશ સુધીનું બળ લખવાથી સૂર્ય સપ્તકવર્ગ બળ થાય છે એ પ્રમાણે દરેક ગ્રહોનું સપ્તકવર્ગ બળ કરવું.

### ॥ સપ્તકવર્ગ બલૈક્યનું ઉદાહરણ ॥

સૂર્યના ગૃહાદિ સાતવર્ગના બળનુ ઐકય કર્યું તો સૂર્યનું સપ્તકવર્ગ બલૈક્ય ૨ા૭ા૩૦ા૦ા થયું એ રીતે દરેક ગ્રહોનું સપ્તકવર્ગ બલૈક્ય કરવું. ઉપરની બન્ને રીતોથી બતાવેલા સપ્તકવર્ગના બળનો કોષ્ટકો તૈયાર કરી જન્મોત્રીના ગણિતના ખરડામાં મુકેલા છે.

**દશવર્ગી બળની સમજ**—ગૃહ (જન્મકુંડલી) હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ, ત્રિંશાંશ, દશાંશ, **બાર ખાનાનું ષોડશાંશ** ને **બાર ખાનાનું ષષ્ટયાંશ** એ દશવર્ગ, ( કુંડલીઓ ) ને **દશવર્ગી** કહે છે. એ દશે વર્ગનું બળ કાઢવાથી **દશવર્ગી બળ** થાય છે. ને તે ઉપરથી ગ્રહોના પારિજાતાદિ ભેદ (બળ) જોઇ શકાય છે. માટે દશવર્ગી બળ કરવાની જરૂર છે.

### ॥ દશવર્ગી બળ કરવાની રીત ॥

જેવી રીતે જન્મોત્રીના ગણિતમાં દશવર્ગી બળનો કોઠો દોરેલો છે. તેવીજ રીતે દોરી તેમાં ઉપરની બાજુ **સૂર્યાદિ** ગ્રહોને ડાબી બાજુના પહેલા ખાનાઓમાં **દશવર્ગનાં** નામ લખવાં. પછી સૂર્યાદિ ગ્રહો ઉપર બતાવેલા દશે વર્ગમાંના જે જે વર્ગમાં જે જે રાશિના હોય તે તે વર્ગમાં તે તે ગ્રહોના નિચે તે તે **રાશિઓ** મુકવી. પછી તેના નિચે તે તે રાશિઓના **સ્વામી ગ્રહો** લખવા, તથા તેની નીચે તે સ્વામી ગ્રહો ઉપર લખેલા **સૂર્યાદિગ્રહો**-

ની પંચધામૈત્રિમાં અધિમિત્રાદિ જેવા હોય તેવા લખવા. પણ તે સૂર્યાદિ ગ્રહોમાંના જે જે ગ્રહો જે જે વર્ગમાં **સ્વગ્રહી** કે **ઉચ્ચના** હોય તે તે વર્ગમાં તે તે ગ્રહોના નિચે **સ્વ.** કે ૩. લખવું અને ત્યાં સ્વામિઓ ઉપરથી આવેલાં અધિમિત્રાદિ લખવાં નહી. એ રીતે દશેવર્ગનું કરવું. પછી જે જે વર્ગમાં જે જે ગ્રહો સ્વગ્રહી, ઉચ્ચ કે અધિમિત્રની રાશિના છે તે તે વર્ગમાં તે તે ગ્રહોના નિચે ૧ બળ મુગવું પછી તે સૂર્યાદિ ગ્રહોના દશે વર્ગના મળેલા બળોનું ઐક્ય કરી દરેક ગ્રહોના નિચે મુકવું.

**ઉદાહરણ**—સૂર્ય-જન્મકુંડલીમાં મિથુન રાશિનો છે, માટે દશવર્ગી બલના ગ્રહ વર્ગના ખાનામાં સૂર્યના નિચે, રાશિ ૩ લખી પછી તેના નિચે તે રાશિનો સ્વામિ બુધ છે. માટે **બુ.** લખ્યું. પછી તેના નિચે તે બુધ સૂર્યની પંચધામૈત્રિમાં મિત્ર છે, માટે **મિ.** લખી, એજ રીતે હોરામાં સૂર્ય સિંહ રાશિનો છે. ને તેનો સ્વામિ સૂર્ય છે. એટલે હોરામાં સૂર્ય પોતાની રાશિનો થયો, માટે હોરા વર્ગમાં સૂર્યના નિચે ૫ **સૂ. સ્વ.** (સ્વગ્રહી) લખ્યું છે. એવી રીતે સૂર્યના દશે વર્ગનું તથા બીજા ગ્રહોના પણ દશવર્ગનું લખવું. પછી તેના જે જે વર્ગમાં જે જે ગ્રહો સ્વગૃહી–ઉચ્ચ કે અધિમિત્રના લખ્યા હોય ત્યાં ૧ બળ મુકવું. માટે હોરામાં સૂર્ય સ્વગ્રહી છે, તેથી તેનું ૧ બળ મુકયું. એવી રીતે દરેક જગ્યાએ મુકવું. એવી રીતે સૂર્યને હોરા નવમાંશ અને દ્વાદશાંશ એટલી જગ્યાએ એક એક બળ મલ્યું છે તેનું ઐકય કર્યું તો સૂર્યનું દશવર્ગી બળ ૩ થયું.

## ॥ દશવર્ગી બળ ઉપરથી ગ્રહોના પારિજાતાદિ ભેદ જાણવાની રીત ॥

સૂર્યાદિ ગ્રહોમાંના એક એક ગ્રહને વધારેમાં વધારે દશવર્ગી બળ ૧૦ મળે છે. તે બળ ઉપરથી પારીજાતાદિ ભેદ નિકળે છે, તેનો કોઠો નિચે મુજબછે.

| બલ | ॥ પારિજાતાદિ ભેદો ॥ |
|---|---|
| ૧ | નિર્બળી. |
| ૨ | પારિજાતાંશ. |
| ૩ | ઉત્તમાંશ. |
| ૪ | ગોપુરાંશ. |
| ૫ | સિંહાસનાંશ. |
| ૬ | પારાવતાંશ. |
| ૭ | દેવલોકાંશ. |
| ૮ | બ્રહ્મલોકાંશ કે અમરલોકાંશ. |
| ૯ | ઐરાવતાંશ અથવા શક્રવાહન. |
| ૧૦ | વૈશેષિકાંશ અથવા શ્રીધામ. |

**ઉદાહરણ**—ઉપર પ્રમાણે કરેલા દશવર્ગી બળમાં સૂર્યને ૩ બળ મળ્યું છે. માટે સૂર્ય ઉત્તમાંશ વર્ગ બળ પામ્યો એમ જાણવું. એ રીતે કરેલાં દશવર્ગી બળને પારિજાતાદિ ભેદ ગણીતના ખરડામાં મૂકેલાં છે.

**પારિજાતાદિ ભેદનો ખુલાસો**-પારિજાતાદિ ભેદને

માટે દશવર્ગી બળમાં બળ મુકવા માટે ઘણા આચાર્યોના જુદે જુદા મતો તે. તે નિચે મુજબ છે. કોઈ સ્વગ્રહી અધિમિત્ર અને મિત્રનું બળ લેવા કહે છે, તો કોઈ મૂલત્રિકોણ ઉચ્ચ ને સ્વગ્રહીનું, તો કેટલાક સ્વગ્રહી ઉચ્ચ ને અધિમિત્રનું તો કોઇ વર્ગોત્તમી ઉચ્ચ અને કેન્દ્ર, ત્રિકોણમાં રહેલા ગ્રહોનું અને કોઇ સ્વગ્રહી ઉચ્ચ તથા વર્ગોત્તમીનું બળ લેવા કહે છે. એમ જુદે જુદા મત છે. તેમાં હાલ ચાલુ વખતમાં ઘણા વિદ્વાનો જે રીતે દશવર્ગી બલ કાઢે છે. તેજ રીત અમોએ આ ગ્રંથમાં દાખલ કરેલી છે.

# પ્રકરણ ૧૬ મું.

## ॥ અષ્ટકવર્ગ, આરૂઢલગ્ન, અવસ્થાઓ તથા અપ્રકાશ ગ્રહો બાબત ॥

### સૂર્યાદિ અષ્ટક વર્ગના કોઠાઓ.

**અષ્ટકવર્ગની સમજ**—સૂર્યથી અનુક્રમે લગ્ન સુધીના આઠ વર્ગને અષ્ટકવર્ગ કહે છે. તેમાં પહેલો સૂર્યાષ્ટક વર્ગ, બીજો ચંદ્રાષ્ટક વર્ગ, ત્રીજો ભૌ-માષ્ટકવર્ગ, ચોથો બુધાષ્ટક વર્ગ પાંચમો ગુર્વષ્ટવર્ગ, છઠ્ઠો શુક્રાષ્ટ-કવર્ગ, સાતમો શનૈશ્ચરાષ્ટકવર્ગ, અને આઠમો લગ્નાષ્ટકવર્ગ છે તેના કોઠાઓ નીચે લખેલા છે.

| અથ સૂર્ય અષ્ટક વર્ગ ૪૮ | | | | | | | | ચંદ્રાષ્ટક વર્ગ ૪૯ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | લ | ચં | મં | બુ | ગુ | શુ | શ | લ | સૂ |
| ૧ | ૩ | ૧ | ૩ | ૫ | ૬ | ૧ | ૩ | ૧ | ૨ | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૨ | ૬ | ૨ | ૫ | ૬ | ૭ | ૨ | ૪ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૬ |
| ૪ | ૧૦ | ૪ | ૬ | ૯ | ૧૨ | ૪ | ૬ | ૬ | ૫ | ૪ | ૭ | ૫ | ૬ | ૧૦ | ૭ |
| ૭ | ૧૧ | ૭ | ૯ | ૧૧ | ૦ | ૭ | ૧૦ | ૭ | ૬ | ૫ | ૮ | ૭ | ૧૧ | ૧૧ | ૮ |
| ૮ | ૦ | ૮ | ૧૦ | ૦ | ૦ | ૮ | ૧૧ | ૧૦ | ૯ | ૭ | ૧૦ | ૯ | ૦ | ૦ | ૧૦ |
| ૯ | ૦ | ૯ | ૧૧ | ૦ | ૦ | ૯ | ૧૨ | ૧૧ | ૧૦ | ૮ | ૧૧ | ૧૦ | ૦ | ૦ | ૧૧ |
| ૧૦ | ૦ | ૧૦ | ૧૨ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૧૧ | ૧૦ | ૧૨ | ૧૧ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| ભોમાષ્ટક વર્ગ ૩૯ | | | | | | | | બુધાષ્ટક વગ ૫૪ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મં | બુ | ગુ | શુ | શ | લ | સૂ | ચં | બુ | ગુ | શુ | શ | લ | સૂ | ચં | મં |
| ૧ | ૩ | ૬ | ૬ | ૧ | ૧ | ૩ | ૩ | ૧ | ૬ | ૧ | ૧ | ૧ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૧૦ | ૮ | ૪ | ૩ | ૫ | ૬ | ૩ | ૮ | ૨ | ૨ | ૨ | ૬ | ૫ | ૨ |
| ૪ | ૬ | ૧૧ | ૧૧ | ૭ | ૬ | ૬ | ૧૧ | ૫ | ૧૧ | ૩ | ૪ | ૪ | ૯ | ૬ | ૪ |
| ૭ | ૧૧ | ૧૨ | ૧૨ | ૮ | ૧૦ | ૧૦ | ૦ | ૬ | ૧૨ | ૪ | ૭ | ૬ | ૧૧ | ૮ | ૭ |
| ૮ | ૦ | ૦ | ૦ | ૯ | ૧૧ | ૧૧ | ૦ | ૯ | ૦ | ૫ | ૮ | ૯ | ૧૨ | ૧૦ | ૮ |
| ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૮ | ૯ | ૧૧ | ૦ | ૧૧ | ૯ |
| ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૯ | ૧૦ | ૧૨ | ૦ | ૦ | ૧૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૨ | ૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ |

| ગુર્વષ્ટક વગ ૫૬ | | | | | | | | શુક્રાષ્ટક વર્ગ ૫૨ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુ | શુ | શ | લ | સૂ | ચં | મં | બુ | શુ | શ | લ | સૂ | ચં | મં | બુ | ગુ |
| ૧ | ૨ | ૩ | ૧ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૩ | ૧ | ૮ | ૧ | ૩ | ૩ | ૫ |
| ૨ | ૫ | ૫ | ૨ | ૨ | ૫ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ | ૧૧ | ૨ | ૫ | ૫ | ૮ |
| ૩ | ૬ | ૬ | ૪ | ૩ | ૭ | ૪ | ૪ | ૩ | ૫ | ૩ | ૧૨ | ૩ | ૬ | ૬ | ૯ |
| ૪ | ૯ | ૧૨ | ૫ | ૪ | ૯ | ૭ | ૫ | ૪ | ૮ | ૪ | ૦ | ૪ | ૯ | ૯ | ૧૦ |
| ૭ | ૧૦ | ૦ | ૬ | ૭ | ૧૧ | ૮ | ૬ | ૫ | ૯ | ૫ | ૭ | ૫ | ૧૧ | ૧૧ | ૧૧ |
| ૮ | ૧૧ | ૦ | ૭ | ૮ | ૦ | ૧૦ | ૯ | ૮ | ૧૦ | ૮ | ૦ | ૮ | ૧૨ | ૦ | ૦ |
| ૧૦ | ૦ | ૦ | ૯ | ૯ | ૦ | ૧૧ | ૧૦ | ૯ | ૧૧ | ૯ | ૦ | ૯ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | ૦ | ૦ | ૧૦ | ૧૦ | ૦ | ૦ | ૧૧ | ૧૦ | ૦ | ૧૧ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૨ | ૦ | ૦ | ૦ |

| શનૈશ્ચરાષ્ટક વર્ગ ૩૯ | | | | | | | | લગ્નાષ્ટક વર્ગ ૪૩ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શ | લ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | લ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
| ૩ | ૩ | ૧ | ૩ | ૩ | ૬ | ૫ | ૬ | ૩ | ૨ | ૧ | ૧ | ૨ | ૧ | ૬ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૬ | ૫ | ૮ | ૬ | ૧૧ | ૬ | ૩ | ૩ | ૩ | ૪ | ૨ | ૭ | ૫ |
| ૬ | ૬ | ૪ | ૧૧ | ૬ | ૯ | ૧૧ | ૧૨ | ૭ | ૪ | ૫ | ૫ | ૭ | ૪ | ૧૧ | ૭ |
| ૧૧ | ૯ | ૭ | ૦ | ૧૦ | ૧૦ | ૧૨ | ૦ | ૯ | ૭ | ૭ | ૯ | ૮ | ૫ | ૧૨ | ૧૨ |
| ૦ | ૧૦ | ૮ | ૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૧૨ | ૮ | ૮ | ૧૧ | ૧૨ | ૮ | ૦ | ૦ |
| ૦ | ૧૧ | ૧૦ | ૦ | ૧૨ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૯ | ૧૨ | ૦ | ૧૨ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

ઉપરના કોઠાઓ સૂર્યાષ્ટકવર્ગથી લગ્નાષ્ટકવર્ગ સુધીના છે. તેમાં દરેકના કોઠામાં દરેક ગ્રહની રેખાના અંકો મૂકેલા છે.

**દાખલો**—સૂર્યાષ્ટકવર્ગના કોઠામાં સૂર્યથી લગ્ન સુધીના ગ્રહો છે. અને તે દરેક ગ્રહોના નીચે આંકડાઓ મૂકેલા છે. જેમ કે સૂર્યાષ્ટકવર્ગમાં સૂર્યના અંક ૧।૨।૪।૭।૮।૯।૧૦।૧૧ છે, તે પછી સૂર્યાષ્ટકવર્ગમાંજ ચંદ્રના અંક ૩।૬।૧૦।૧૧ છે. એમ સૂર્યાષ્ટકવર્ગમાં મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ અને લગ્ન સુધીના અંકો મૂકેલા છે. તે અંકોને રેખાના અંકો કહે છે. એ રેખાના અંકોની અંક સંખ્યા સૂર્યાષ્ટકવર્ગમાં સૂર્યની ૮ ચંદ્રની ૪ મંગળની ૮ બુધની ૭ ગુરૂની ૪ શુક્રની ૩ શનિની ૮ અને લગ્નની ૬ મળી ૪૮ થાય છે. તેને રેખાના અંક કહે છે. એ પ્રમાણે સૂર્યની રેખાના અંક ૪૮ ચંદ્રાષ્ટક વર્ગની રેખાના અંક ૪૯ મંગળના ૩૯ બુધના ૫૪ ગુરૂના ૫૬ શુક્રના ૫૨ શનિના ૩૯ અને લગ્નના અષ્ટકવર્ગની રેખાના અંક ૪૩ થાય છે. એ રેખાના અંકો સૂર્યથી લગ્ન સુધીના અષ્ટકવર્ગના બધા મળી ૩૮૦ થાય છે.

## ॥ જન્મપત્રિકામાં અષ્ટકવર્ગના કોઠા પૂરવાની રીત ॥

અષ્ટકવર્ગના કોઠાના ખાનાં કેમ પાડવાં તે જન્મપત્રિકાના ગણિતમાં અષ્ટકવર્ગના કોષ્ટક જોવાથી જણાશે.

## ॥ કોષ્ટકોમાં રાશિઓ લખવાની રીત ॥

પહેલાં મથાળે જે ગ્રહ કે લગ્નના અષ્ટકવર્ગ કરવા હોય તેનું નામ લખવું. અને કોષ્ટકના પહેલા ખાનામાં રાશિનો रा. લખવો પછી रा. ની જમણી બાજુના બાર ખાનાઓમાં જન્મલગ્નની રાશિના અંકથી અનુક્રમે રાશિઓના અંક મૂકવા.

**કોષ્ટકોમાં ગ્રહ પૂરવાની રીત**—હવે રાશિનો रा. લખેલો છે. તેના નીચેના ખાનામાં જે ગ્રહનો અષ્ટકવર્ગ કરવો છે, તે ગ્રહનો પહેલો અક્ષર લખવો, અને તે પછીના દરેક આવતા અનુક્રમથી ગ્રહોના અક્ષરો નીચેના ખાનામાં લખવા. તે શનિ પછી હમેશાં લગ્ન લખવું. ને પછી સૂર્ય, ચંદ્ર મંગળ એ અનુક્રમે લખતા જવું. જો સૂર્યાષ્ટકવર્ગ હોય તો સૂર્યથી છેલ્લું લગ્ન આવે ચંદ્રાષ્ટકવર્ગ હોય તો છેલ્લાં લગ્ન, સૂર્ય, મંગળના અષ્ટકવર્ગમાં છેલ્લો ચંદ્ર, એ પ્રમાણે દરેકના અષ્ટકવર્ગમાં જેના અષ્ટકવર્ગ કરવા છે. તે ગ્રહ પહેલો રાશિના નીચે મૂકીને પછી તેનાથી આરંભીને દરેક ગ્રહો લખવા તેમ કરતાં રાશિ અને ગ્રહ પૂરાશે તે પછી તેના નીચે ઐક્ય એટલે ऐ સરવાળા માટે લખવો. ને તેનાં નીચે ફળ મૂકવા માટે फ લખવો. વધારે ખુલાસો જન્મ-પત્રિકાના ગણિતમાં મૂકેલા અષ્ટકવર્ગ જોવાથી સમજાશે.

**કોષ્ટકમાં રેખાઓ મૂકવાની રીત**—જન્મકુંડલીમાં ગ્રહો કે લગ્ન જે રાશિમાં હોય તે રાશિ થકી તે ગ્રહ કે લગ્નના રેખાંકો પ્રમાણેની રાશિઓનાં ખાનામાં રેખાઓ મૂકવી. પણ જે ગ્રહના અષ્ટકવર્ગ કરવા હોય, તેજ ગ્રહના અષ્ટકવર્ગમાંથી દરેક ગ્રહના રેખાંકો લેવા.

**દાખલો**—સૂર્યના અષ્ટકવર્ગના કોષ્ટકમાં સૂર્યની રેખાઓ મૂકવી છે, અને સૂર્યાષ્ટકવર્ગના કોઠામાં સૂર્યના નીચે રેખાના અંકો ૧।૨।૪।૭।૮।૯।૧૦।૧૧ લખેલા છે. માટે સૂર્યની રાશિથી તે અંકો પ્રમાણેની રાશિઓમાં રેખાઓ મૂકવી, અહિં સૂર્ય મિથુન રાશિનો હોવાથી મિથુન, કર્ક, કન્યા, ધન, મકર, કુંભ, મીન અને મેષ એ રાશિઓની નીચે સૂર્યના ખાનામા રેખાઓ (।) મૂકી બાકીની રાશિઓ નીચે શુન્ય (૦) મૂકી તેવીજ રીતે સૂર્યાષ્ટકવર્ગના કોઠામાં ચંદ્રના નીચે રેખાંકો ૩।૬।૧૦।૧૧ છે અને જન્મકુંડળીમાં ચંદ્ર વૃશ્ચિક રાશિનો છે માટે સૂર્યાષ્ટકવર્ગના ચંદ્રના ખાનામાં મકર મેષ, સિંહ અને

કન્યા રાશિઓની નીચે રેખાઓ મૂકી, એ પ્રમાણે દરેક ગ્રહોના અંક પ્રમાણેની રાશિઓમાં રેખાઓ મૂકવી.

**સરવાળો કરવાની રીત**—દરેક ગ્રહ તથા લગનના અષ્ટકવર્ગમાં જન્મ લગ્નની રાશિથી આરંભીને મૂકેલી રાશિઓમાં જે રાશિના નીચે જેટલી રેખાઓ આવી હોય તેનો સરવાળો કરી તેજ રાશિના નીચે પે વાળા ખાનામાં મૂકવો.

**ફળ લખવાની રીત**—ઉપર પ્રમાણે સરવાળો કરતાં જે રાશિની રેખાનો સરવાળો ૦।૧।૨ આવે તેના નીચે નેષ્ટનો **ને**. લખવો ૩।૪।૫ આવે તેના નીચે મધ્યમનો **મ** લખવો ૬।૭।૮ આવે તેના નીચે શ્રેષ્ટનો **શ્રે** લખવો.

**દાખલો**—સૂર્યાષ્ટકવર્ગમાં મીન રાશિના નીચે ૩ રેખાઓ આવેલી છે. તેનો સરવાળો ૩ **પે** ખાનામાં લખ્યો અને તેના નીચે **ફ** ના ખાનામાં **મ** લખ્યો.

**રેખૈક્ય ચક્ર કરવાની રીત**—સૂર્યથી લગ્ન સુધીના આઠે અષ્ટકવર્ગમાં જન્મલગ્નની રાશિનો જે આંક છે તે પહેલો ભાવ સમજવો. તે દરેક અષ્ટકવર્ગમાં પહેલા ભાવની રેખાનું ઐક્ય સૂર્યથી લગ્ન સુધીના આઠે અષ્ટકવર્ગમાંથી શોધી કાઢી તેનો સરવાળો કરવો. તેજ પ્રમાણે બારે ભાવોના આઠે અષ્ટકવર્ગોના અનુક્રમે જુદે જુદા ઐક્યનો સરવાળાઓ કરવા. પછી રેખૈક્ય ચક્રમાં પહેલા ભાવનો સરવાળો લગ્નમાં બીજા ભાવનો બીજામાં તેમજ દરેક ભાવમાં આવેલો સરવાળો જુદે જુદો લખી જવો. પછી દરેક ભાવમાં સરવાળાની સંખ્યા જેટલીજ રેખાઓ મૂકવી. કેટલાકો રેખાઓ મૂકતાજ નથી અથવા ગમે તેટલી મૂકે છે.

**ઉદાહરણ**—સૂર્યના અષ્ટકવર્ગમાં પહેલા ભાવની રેખાનું ઐક્ય ૩ ચંદ્રના અષ્ટકવર્ગમાં રેખાઐક્ય ૫ ભૌમાષ્ટકમાં ૫ બુધાષ્ટકમાં ૫ ગુર્વષ્ટકમાં ૬ શુક્રાષ્ટકમાં ૭ શનિના અષ્ટકવર્ગમાં ૫ અને લગ્નાષ્ટકવર્ગમાં રેખા ઐક્ય ૪ છે. તે દરેક ઐક્યનો સરવાળો કર્યો તો ૪૦ થયો તેને રેખૈક્ય ચક્રના પહેલા ભાવમાં મૂક્યો.

## ॥ રેખૈક્ય ચક્ર ઉપરથી ત્રયાવસ્થા કરવાની રીત ॥

અવસ્થાઓ ત્રણ છે તેમાં પહેલી **આદ્ય** બીજી **મધ્ય** અને ત્રીજી **અંત્ય** છે, પહેલીમાં રેખૈક્યચક્રના ચારે કેંદ્રસ્થાન એટલે ૧।૪।૭।૧૦ ભાવોમાં આવેલા સરવાળાની સંખ્યાનો યોગ કરીને લખવો. બીજીમાં ચાર પણફરસ્થાન એટલે ૨।૫।૮।૧૧ ભાવોમાં આવેલા સરવાળાની સંખ્યાનો યોગ કરીને લખવો. ત્રીજીમાં આપોક્લિમ-સ્થાન ૩।૬।૯।૧૨ ભાવોમાં આવેલા સરવાળા-

ની સંખ્યાનો યોગ કરીને લખવો. પછી તે દરેક અવસ્થામાં જેટલો જેટલો યોગ આવેલો છે તેટલી તેટલી રેખાઓ મૂકવી. અથવા તો તે ખાનામાં જેટલી માય તેટલી મૂકવી. તે ત્રણે અવસ્થામાં આવેલા યોગનો સરવાળો કરીએ તો ૩૮૦ થવો જોઇએ.

**ઉદાહરણ**—રેખૈક્યચક્રના પહેલા ભાવનો સરવાળો ૪૦ ચોથા ભાવનો ૨૫ સાતમાનો ૩૪ અને દશમાનો ૨૯ એ ચાર સરવાળાનો યોગ કર્યો તો ૧૨૮ થયો, તે પહેલી એટલે **આદ્ય અવસ્થાના** ખાનામાં મૂક્યો, એજ રીતે બીજા પાંચમા, આઠમા તથા અગ્યારમા ભાવના સરવાળાનો યોગ કર્યો તો ૧૩૪ થયો. તેને બીજી **મધ્ય અવસ્થાના** ખાનામાં મૂકયો. તેમજ ત્રીજા છઠ્ઠા નવમા અને બારમા ભાવમાં મૂકેલા સરવાળાનો યોગ કરતાં ૧૧૮ થયો તેને ત્રીજી **અંત્ય અવસ્થાના** ખાનામાં મૂક્યો. પછી એ દરેક અવસ્થાના યોગનો સરવાળો કર્યો તો ૩૮૦ થયે તે બરાબર છે.

**આરૂઢ કુંડલીની સમજ**—જન્મલગ્નથી અનુક્રમે ભાવારૂઢ થાય છે. પહેલા ભાવનું એટલે **લગ્નનું આરૂઢ** (લગ્નારૂઢ) બીજા ભાવનું–એટલે **ધનારૂઢ** એ પ્રમાણે બારે ભાવનાં જુદે જુદાં આરૂઢ થાય છે. તે આરૂઢોનાં નામ પહેલા ભાવથી અનુક્રમે નિચે મુજબ છે.

**ભાવારૂઢનાં નામો.**

| ભાવ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આરૂઢોનાં નામ. | લગ્નારૂઢ. | ધનારૂઢ. | સહજારૂઢ. | સુખારૂઢ. | પુત્રારૂઢ. | માતુલારૂઢ. | જાયારૂઢ. | નિધાનરૂઢ. | ભાગ્યારૂઢ. | કર્મારૂઢ. | લાભારૂઢ. | વ્યયારૂઢ. |

**॥ આરૂઢ કુંડલી કરવાની રીત ॥** જન્મકુંડલી પરથી જે ભાવનું આરૂઢ કરવું હોય તે ભાવમાં જે રાશી છે. તે રાશિનો સ્વામિ જે ભાવમાં બેઠો હોય ત્યાં સુધી આરૂઢ કરવાના ભાવથી ગણતાં જેટલી ભાવ સંખ્યા થાય તેટલી સંખ્યા આરૂઢ કરવાના ભાવનો સ્વામી જે રાશિમાં બેઠો હોય તે રાશિમાં ઉમેરતાં જે રાશિ આવે તે રાશિમાં તે ભાવનું આરૂઢ મુકવું. પણ **લગ્નારૂઢ** જે રાશિમાં આવે તેજ રાશિ આરૂઢ કુંડલીના લગ્ને મુકી તેનાથી દરેક ભાવોમાં અનુક્રમે રાશિઓ મુકવી. ને લગ્નમાં લગ્નારૂઢ લખવું. પછી જે રાશિમાં જે ભાવનું આરૂઢ આવે તે રાશિમાં તે ભાવનું આરૂઢ મુકવું.

**ઉદાહરણ**—જન્મકુંડલીના લગ્નમાં મીનરાશિ છે. તેનો સ્વામી ગુરૂ છે. તે ગુરૂ ચોથા ભાવમાં છે, જેથી લગ્નથી ગણતાં ભાવની સંખ્યા ચોથા

ભાવ સુધીની ૪ થઇ ને ચોથા ભાવે મિથુન રાશિ છે. જેથી મિથુનથી ૪ થી રાશિ કન્યા થઈ માટે આરૂઢ કુંડલીના લગ્નમાં ૬ રાશિ મુકીને તેનાથી દરેક રાશિઓ મુકી લગ્નારૂઢ લગ્નમાં મુકવું.

॥ અવસ્થા કોષ્ટક ॥

| વિષમ અંશો. | અવસ્થા. | |
|---|---|---|
| ૬ | બાલા | ૩૦ |
| ૧૨ | કુમારા | ૨૪ |
| ૧૮ | યુવા | ૧૮ |
| ૨૪ | વૃદ્ધા | ૧૨ |
| ૩૦ | મૃતા | ૬ |
| | અવસ્થા. | અંશો સમ- |

## ॥ બાલાદિ અવસ્થા કરવાની રીત ॥

ગ્રહોની બાલાદિ ૫ અવસ્થા છે, તે જે ગ્રહ વિષમ રાશિનો હોય તેના અંશો ૬ અંશની અંદર હોય, તો તે ગ્રહની **બાલા** ( બાલક ) અવસ્થા ૬ થી ૧૨ અંશમાં હોય તો તેની **કુમાર** ( છોકરવાદ ) અવસ્થા ૧૨ થી ૧૮ અંશ સુધીમાં હોય તો તેની **યુવા** ( જુવાન ) અવસ્થા ને ૧૮ થી ૨૪ અંશ સુધીમાં હોય તો તેની **વૃદ્ધા** ( ઘરડો ) અવસ્થા ને ૨૪ થી ૩૦ અંશ સુધીમાં હોય તેની **મૃતા** ( મરેલા સરખી ) અવસ્થા જાણવી.

જે ગ્રહ સમરાશિનો હોય, તેના અંશો ૬ ની અંદર હોય તો **મૃતા**, ૬ થી ૧૨ માં હોય તો **વૃદ્ધા**, ૧૨ થી ૧૮ માં **યુવા**, ૧૮ થી ૨૪ માં **કુમારા**, ને ૨૪ થી ૩૦ અંશ સુધીમાં હોય તેની **બાલાઅવસ્થા** જાણવી.

**ઉદાહરણ**—રા૨૫,દિ રાપાપજાપ૧ા છે. તેની રાશિ મિથુન વિષમ છે, ને તેના અંશાદિ ૬ અંશની અંદર છે. માટે તેની બાલા ( બાલક ) અવસ્થા જાણવી.

## ॥ ગર્વિતાદિ ભાવ કરવાની રીત ॥

॥ ગર્વીતાદિ ભાવનાં નામ ॥

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | અંક |
|---|---|---|---|---|---|---|
| ગર્વિત | મુદિત | લજ્જિત | ક્ષુધિત | તૃષિત | ક્ષોભિત | નામ. |

ગર્વિતાદિ ભાવ ૬ પ્રકારે છે તે નિચે મુજબ છે. જે ગ્રહ મૂલત્રિકોણ કે ઉચ્ચરાશિનો હોય તેને ગર્વિત જાણવો.

મિત્રની રાશિમાં રહેલો અથવા ગુરૂ સાથે બેઠેલો ગ્રહ મુદિત (હર્ષિત) જાણવો. તેમજ પાંચમા ભાવમાં રહેલા ગ્રહની સાથે તેનો મિત્ર ગ્રહ બેઠો હોય કે સંપૂર્ણ દૃષ્ટિથી જોતો હોય તો પણ તે ગ્રહને મુદિત ( હર્ષિત ) જાણવો.

રાહુ, મંગલ, શનિ, ને સૂર્યની સાંથે જે જે ગ્રહો હોય તે તે લજ્જિત જાણવા.

જે ગ્રહને પાપગ્રહ અથવા શત્રુગ્રહ અથવા સૂર્ય જોતો હોય તેને **ક્ષોભિત** જાણવો.

જે ગ્રહની સાથે શનિ અથવા શત્રુગ્રહ રહ્યો હોય કે જોતો હોય કે શત્રુગ્રહની રાશિમાં હોય તે ગ્રહ **ક્ષુધાપિડીત** ( ક્ષુધિત ) જાણવો.

જે ગ્રહની સાથે પાપગ્રહ કે શત્રુગ્રહો હોય અથવા તેને જોતા હોય ને તેને શુભ ગ્રહ જોતા ન હોય એવો ગ્રહ ચોથે બેઠેલો હોય તો તેને **તૃષિત** જાણવો.

### ॥ દરેક ગ્રહો ક્યા ક્યા નક્ષત્ર ઉપર છે તે જાણવાની રીત ॥

**नवघ्नंतनुवेदाप्तंशेषंस्यात् तारकातनुः ॥**

સ્પષ્ટ ગ્રહનાં રાશ્યાદિને ૯ થી ગુણતાં જે થાય, તેને ૪ થી ભાગતાં જે લબ્ધિ આવે, તેટલાં ગત નક્ષત્ર જાણવાં. ને તે પછીના નક્ષત્ર ઉપર ગ્રહ છે તેમ જાણવું.

**ઉદાહરણ**—સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૫૪।૫૧–છે તેને ૯ થી ગુણતાં રાસ્યાદિ ૧૯।૨૩।૧૩।૩૯। થયા. તેની રાશિ ૧૯ ને ૪ થી ભાગતાં લબ્ધિ ૪ આવી તેથી ૪ થું રોહિણી નક્ષત્રગત થયું. અને મૃગશિર્ષ નક્ષત્ર ઉપર સૂર્ય છે એમ જાણવું. કેમજે ૪ થા પછીનું અશ્વિનીથી ગણતાં પાંચમું નક્ષત્ર મૃગશિર્ષ છે તેથી.

### ॥ શયનાદિ અવસ્થા કરવાની રીત ॥

**શયનાદિ ૧૨ અવસ્થાઓનાં નામનો કોઠો.**

| સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અવસ્થાઓ | શયન | ઉપવેશન | નેત્રપાણિ | પ્રકાશન | ગમન | આગમન | સભા | આગમ | ભોજન | નૃત્યલિપ્સા | કૌતુક | નિદ્રા |

**ગ્રહની સંખ્યા.**

| ગ્રહ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | રા |
|---|---|---|---|---|---|---|---|---|
| સંખ્યા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

જે ગ્રહની અવસ્થા કરવી હોય તે ગ્રહ જે નક્ષત્ર ઉપર હોય તે નક્ષત્રની અશ્વિની નક્ષત્રથી ગણતાં જેટલી સંખ્યા થાય. તે સંખ્યાને જે ગ્રહની અવસ્થા કરવી છે, તે ગ્રહની સંખ્યાથી ગુણતાં જે થાય, તેને તેજ ગ્રહના અંશથી ગુણી તેમાં ઇષ્ટ ઘટીની ઘટીને પળોમાંની ઘટીનો અંક તેમજ અશ્વિનિ નક્ષત્રથી જન્મ નક્ષત્ર સુધી ગણતાં જેટલી નક્ષત્ર સંખ્યા-

થાય, તેનો અંક અને જન્મ કુંડલીના લગ્નમાં જે રાશિ હોય તેની સં-ખ્યાનો અંક ઉમેરતાં જે સંખ્યા થાય તેને ૧૨ થી ભાગતાં જે શેષ અંક રહે તેપ્રમાણે ઉપરના કોઠામાંથી અવસ્થા જાણવી.

ઉદાહરણ—સૂર્ય મૃગશિર્ષ નક્ષત્ર ઉપર છે. એટલે અશ્વિનીથી ગણતાં તે નક્ષત્ર ૫ મું છે. તેને સૂર્યની ગ્રહ સંખ્યા ૧ થી ગુણતાં ૫ થાય. તેને સૂર્યના અંશ ૫ થી ગુણતાં ૨૫ થયા. તેમાં ઘટયાદિ ઇષ્ટ ઘટીમાંનો ઘટીનો અંક ૪૮ ઉમેર્યો, તો ૭૩ થયા. તેમાં જન્મનું નક્ષત્ર જ્યેષ્ટા અશ્વિનિથી ગણતાં ૧૮ મું છે. માટે ૧૮ ઉમેર્યા તો ૯૧ થયા. તેમાં જન્મનું લગ્ન મીન છે. માટે ૧૨ ઉમેર્યા તો ૧૦૩ થયા. તેને ૧૨ થી ભાગતાં શેષ ૭ રહી માટે શેષના અંકોમાં ૭ ના અંક નીચે **સભા** છે. જેથી સૂર્ય સભા અવસ્થાનો છે.

## ॥ ગ્રહોની દ્રષ્ટિ આદિ અવસ્થા કરવાની રીત ॥

ઉપર પ્રમાણે જે ગ્રહની જે શેષથી શયનાદિ અવસ્થા લીધી છે. તેજ શેષ સંખ્યાને તેટલીજ સંખ્યાથી ગુણતાં જે થાય તેમાં જેની જન્મ પત્રિકા કરવી હોય તેના ચાલુ નામનો પહેલ્લો અક્ષર નિચેના કોષ્ટકમાં જે ભાગમાં હોય તે ભાગનો અંક ઉમેરવો. ને જે સંખ્યા થાય તેને ૧૨ થી ભાગતાં જે શેષ રહે તેમાં નીચેના કોષ્ટકમાંથી તેજ ગ્રહનો ક્ષેપક ઉમે-રવો. ને જે થાય, તેને ૩ થી ભાગતાં શેષ ૧ રહે તો દ્રષ્ટિ ને ૨ રહે તો **ચેષ્ટા** ને ૩ એટલે ૦ રહે તો તે ગ્રહની **વિચેષ્ટા અવસ્થા** જાણવી. **આ પ્રમાણે દ્દષ્ટિ, ચેષ્ટા ને વિચેષ્ટા આદિ અવસ્થાઓ થાય છે.**

ચાલુ નામના પહેલા અક્ષર ઉપરથી ભાગ જોવાનો કોઠો.

| ભાગ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| અક્ષરો. | અ<br>ક<br>છ<br>ડ<br>ધ<br>ભ<br>વ | ઇ<br>ખ<br>જ<br>ઢ<br>ન<br>મ<br>શ | ઉ<br>ગ<br>ઝ<br>ત<br>પ<br>ય<br>ષ | એ<br>ઘ<br>ટ<br>થ<br>ફ<br>ર<br>સ | ઓ<br>ચ<br>ઠ<br>દ<br>બ<br>લ<br>હ |

ગ્રહોના ક્ષેપકો.

| સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | રા | ગ્રહ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૨ | ૨ | ૩ | ૫ | ૩ | ૩ | ૪ | ક્ષેપકના અંકો |

ઉદાહરણ—ઉપર પ્રમાણે શયનાદિ અવસ્થા માટે સૂર્યની શેષ ૪ છે માટે ચારને ચારથી ગુણતાં ૧૬ થયા, તેમાં ચાલુ નામ જેઠાનંદ છે તેનો પહેલોજ અક્ષર બીજા ભાગમાં છે. માટે ૨ ઉમેર્યા તો ૧૮ થયા. તેને ૧૨ થી ભાગતાં શેષ ૬ રહી તેમાં

સૂર્યનો ક્ષેપક ૫ ઉમેર્યો તો ૧૧ થયા. તેને ૩ થી ભાગતાં શેષ ૨ રહી. તેથી સૂર્ય **ચેષ્ટા અવસ્થાનો** થયો. એવી રીતે રાહુ સુધીના ગ્રહોની કરવી.

**અપ્રકાશ ગ્રહોની સમજ**—૧ ધુમ, ૨ વ્યતિપાત, ૩ પરિવેષ, ૪ ઇંદ્રચાપ, ૫ ધ્વજ, એ પાંચ ગ્રહોને અપ્રકાશ ગ્રહો કહે છે.

**અપ્રકાશ ગ્રહો કરવાની રીત**—સ્પષ્ટ સૂર્યનાં રાસ્યાદિમાં રાસ્યાદિ ૪–૧૩–૦–૦ ઉમેરતાં જે રાશ્યાદિક થાય, તે રાશ્યાદિ **ધુમગ્રહ** જાણવો. તે ધુમગ્રહનાં રાસ્યાદિને ૧૨ રાશિમાંથી બાદ કરતાં જે રાસ્યાદિ રહે. તે **વ્યતિપાત ગ્રહનાં** રાશ્યાદિ થાય છે, વ્યતિપાત ગ્રહનાં રાશ્યાદિકમાં ૬ રાશિ જોડવાથી **પરધી** અથવા **પરિવેષ ગ્રહનાં** રાસ્યાદિ થાય છે. પરધી અથવા પરિવેશનાં રાશ્યાદિ ને ૧૨ રાશિમાંથી બાદ કરતાં રાસ્યાદિ **ઇંદ્રચાપ** ( ઇન્દ્ર ધનુષ ) ગ્રહ રાશ્યાદિ થાય છે. ઇંદ્ર ધનુષનાં રાસ્યાદિમાં ૧૭ અંશ જોડવાથી **શિખી** ( કેતુ–અથવા ધ્વજ ) થાય છે. હવે તેમાં એક રાશિ ઉમેરીએ તો સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ થાય છે. તેમાં સૂર્ય મળતો આવે તો ધુમાદિ ગ્રહ ખરા થયા છે તેમ જાણવા.

**ઉદાહરણ**—સ્પષ્ટ સૂર્ય રાસ્યાદિ ૨–૫–૫૪–૫૧ છે. તેનાં રાશ્યાદિમાં રાસ્યાદિ ૪–૧૩–૦–૦ ઉમેર્યા તો રાશ્યાદિ ૬–૧૮–૫૪–૫૧ **ધુમગ્રહ** થયો. તેને ૧૨ રાશિમાંથી બાદ કરતાં રાસ્યાદિ ૫–૧૧–૫–૯ **વ્યતિપાતગ્રહ** થયો. તેમાં ૬ રાશિ ઊમેરી તો રાસ્યાદિ ૧૧–૧૧–૫–૯ **પરિવેષ** તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યો તો રાશ્યાદિ ૦–૧૮–૫૪–૫૧ **ઈંદ્ર ધનુષ** ગ્રહ થયો. તેમાં ૧૭ અંશ ઉમેરવાથી રાશ્યાદિ ૧–૫–૫૪–૫૧ **ધ્વજ** ગ્રહ થયો. તેમાં ૧ રાશિ ઉમેરી તો **સ્પષ્ટ સૂર્ય** રાશ્યાદિ ૨–૫–૫૪–૫૧ થવાથી અપ્રકાશ ગ્રહો ખરા છે તેમ જાણવું.

## પ્રકરણ ૧૭ મું.

**ગુલકાદિ ગ્રહો, પ્રાણપદ, ષડ્ભચક્ર, દિમાદિભેદ, સર્વતોભદ્ર, સંક્રાંતિ, ગોચરચક્ર, ઉચ્ચરશ્મિ, મધ્યમાયુઃ, સ્પષ્ટાયુઃ, રશ્મિ, નાડી, યમદંષ્ટ્રા સૂર્ય તથા ચંદ્ર અને અર્દ્ધચંદ્ર કાલાનલ બાબત.**

સૂર્યથી કેતુ સુધી નવ ગ્રહો છે ને ધુમાદિગ્રહો તે અપ્રકાશક ગ્રહો છે ને તે શિવાયના ગુલિક ( માન્દિ ) યમકંટક, મૃત્યુ, કાલ, અને અર્ધપ્રહર એ ઉપગ્રહો છે.

## ॥ ગુલિકાદિ ઉપગ્રહો કરવાની રીત ॥

रविवारादिशन्यंतं गुलिकादिनिरूप्यते ॥
दिवसानष्टधाकृत्वा वारेशाद्गणयेत् क्रमात् ॥ १ ॥
अष्टमांशोनिरीशः स्यात् शन्यंशोगुलिकःस्मृतः ॥
रात्रिरप्यष्टधाभक्ता वारेशात्पञ्चमादितः ॥ २ ॥
गणयेदष्टमः खण्डो निष्पत्तिः परिकीर्तितः ॥
शन्यंशगुलिकः प्रोक्तः गुर्वंशेयमकण्टकः ॥
भौमांशेमृत्युरादिष्टः र्व्यंशेकालसंज्ञकः ।
सौम्यांशेऽर्धप्रहरकः ॥

ઉપરના શ્લોકોના આધારે દરેક વારના દિવસ તથા રાત્રિના તૈયાર કરેલા ગુલિકાદિ ઉપગ્રહોના ખંડકો નિચે મુજબ છે.

**દિવસ તથા રાત્રિના ગુલિક, યમકંટક, મૃત્યુ, કાલ, ને અર્ધપ્રહરના ગુણકો.**

| વાર. | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| ગુલિક (માંદિ)ના | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | દિવસના વાર ખંડકો અથવા ગુણકો. |
| યમકંટકના...... | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | |
| મૃત્યુના......... | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | |
| કાલના......... | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | |
| અર્ધપ્રહરના...... | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | |
| ગુલિક (માંદિ)ના. | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | રાત્રીના વાર ખંડકો અથવા ગુણકો. |
| યમકંટકના...... | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | |
| મૃત્યુના......... | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | |
| કાલના......... | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | |
| અર્ધપ્રહરના. ... | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | |

॥ અહીંઆથી ગુલિક કરવાની રીત ॥

દિવસે જન્મ હોય તો દિનમાનની ઘટયાદિને ૮ થી ભાગતાં જે ઘટયાદિ આવે તેને જે વારે જન્મ હોય તે વારના નિચે લખેલા દિવસના ખંડકથી ગુણતાં જે થાય તે ગુલિકનો ઇષ્ટકાલ જાણવો.

જો રાત્રિએ જન્મ હોય તો રાત્રિમાનની ઘટયાદિને ૮ થી ભાગતાં જે ઘટયાદિ આવે તેને જે વારે જન્મ હોય તે વારના નિચે લખેલા રાત્રિના ગુલિક ખંડકથી ગુણતાં જે થાય, તેને ગુલિકનો ઇષ્ટકાલ જાણવો. પણ તે

રાત્રિનો થાય છે. જેથી તેમાં દિનમાન ઉમેરવાથી ગુલિકનો સૂર્યોદયથી ઇષ્ટકાલ થાય છે. તે ગુલિકની સૂર્યોદયાત્ ઇષ્ટઘટી તથા જન્મના સૂર્ય ઉપરથી સ્પષ્ટ લગ્નની રીતે લગ્ન લાવવું, તો જે આવે તે રાશ્યાદિ ગુલિક લગ્ન થાય છે.

**દિવસનું કલ્પિત ઉદાહરણ**—શાકે ૧૮૦૫ ના જેઠ શુદી ૧૪ ને મંગલવારે ઇષ્ટઘટી ૨૪–૧૨ વખતે કરાંચીમાંજન્મ છે. તો તે દિવસનો દિનમાન ઘટચાદિ ૩૩–૫૨ છે તેને ૮ થી ભાગમાં ઘટચાદિ ૪–૧૪ થયા તેને મંગલવારે જન્મ હોવાથી મંગલવારના દિવસના ગુલિક ખંડક ૫ થી ગુણ્યા તો ઘટયાદિ ૨૧–૧૦ ગુલિકાનો ઈષ્ટકાલ થયો. તે ઇષ્ટકાલ તથા સૂર્યનાં રાશ્યાદિ ૨–૫–૫૪–૫૧ ઉપરની કરાંચી પ્રમાણે લગ્ન લીધું તો રાશ્યાદિ ૫–૨૮–૪૯–૩૩ આવ્યું તે ગુલિક લગ્ન જાણવું.

**રાત્રિના ગુલિક લગ્નનું ઉદાહરણ**—શાકે ૧૮૦૫ જેષ્ટ સુદી ૧૪ મંગલવારે ઇષ્ટઘટી ૪૮–૬૯ વખતે કરાંચીમાં જન્મ છે તો તે ઇષ્ટઘટી રાત્રિની છે. માટે તે દિવસના રાત્રિમાન ઘટચાદિ ૨૬–૮ ને ૮ થી ભાગતાં ઘટચાદિ ૩–૧૬ આવ્યા તેને મંગલવારે રાત્રે જન્મ છે. માટે મંગલવારના રાત્રિના ગુલિકખંડક ૧ થી ગુણતાં ઘટયાદિ ૩–૧૬ ગુલિકનો ઇષ્ટકાલ થયો તે રાત્રિનો છે. માટે તેમાં દિનમાન ઘટયાદિ ૩૩–૫૨ ઉમેરતાં ઘટયાદિ ૩૭–૮ ગુલિકનો સૂર્યોદયાત ઈષ્ટકાલ થયો. તે ઇષ્ટ ઉપરથી ને જન્મનો સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ ૨–૫–૫૪–૫૧ ઉપરથી કરાંચીનું સ્પષ્ટ લગ્ન કર્યું તો રાશ્યાદિ ૮।૨૪।૫૯।૪૬ થયું તે જન્મનું ગુલિકલગ્ન થયું.

**ગુલિક તેજ માંદિ લગ્ન જાણવું**—તેનું પ્રમાણ જૈમિનિસૂત્રમાં કહ્યું છે કે **मन्द मान्दिभ्यां विष सर्प जलाद्बन्धनादिभिः** એમાં **मंद**એટલે શનિ અને **मान्दि** એટલે ગુલિક એમ સ્પષ્ટ કહેલું છે. માટે ગુલિક અને માન્દિ લગ્ન એકજ જાણવું.

**॥ યમકંટક, મૃત્યુ, કાલ, અને અર્ધપ્રહર એ ઉપગ્રહો કરવાની રીત ॥**

જો દિવસે જન્મ હોય તો દિનમાનને, અને રાત્રીએ જન્મ હોય તો રાત્રીમાનને ૮ થી ભાગવા. જે આવે તેને જે ઉપગ્રહ કરવો હોય તેના દિવસે જન્મ હોય તો દિવસના, અને રાત્રીએ જન્મ હોય તો રાત્રીના, જે વારે જન્મ હોય તે વારના ગુણકથી ગુણવા. એ રીતે કરવાથી જે ઘટી આવે તે જો દિવસે જન્મ થયો હોય, તો તે ગ્રહોની ઇષ્ટઘટી થાય. અને રાત્રીએ જન્મ હોય તો તે આવેલી ઘટીઓને દિનમાંનમાં જોડવાથી, તે તે ગ્રહોની ઇષ્ટ ઘટીઓ થશે. પછી તે ઇષ્ટ ઘટી અને જન્મના સૂર્ય વડે સ્પષ્ટ લગ્નની માફક ગણવાથી દરેક ગ્રહો સ્પષ્ટ થશે.

**કલ્પિત ઉદાહરણ**—શકે ૧૭૯૭ શ્રાવણ વદી ૧૪ પરં-૩૦ અમાસને સોમવારે, ઇષ્ટ ઘટી ૨૯ પલાનિ-૫૨ વખતે અમદાવાદમાં જન્મ છે. તેના ઉપગ્રહો કરવા છે. તો તે દિવસના દિનમાન ઘટયાદિ ૩૧, ૧૮ ને ૮ થી ભાગતાં ઘટયાદિ ૩, ૫૫ આવ્યા તેને સોમવારે દિવસે જન્મ છે. માટે સોમવારના દિવસના ગુલિકખંડક ૬ થી ગુણતાં ઘટયાદિ ૨૩, ૩૦ ગુલિકની, યમકંટકના ગુણક ૪ થી ગુણતાં ૧૫,૪૦ યમકંટકની, મૃત્યુના ગુણક ૨ થી ગુણતાં ૭,૫૦ મૃત્યુની, કાલના ગુણક ૭ થી ગુણતાં ૨૭,૨૫ કાલની, ને અર્ધપ્રહરના ગુણક ૩ થી ગુણતાં ૧૧,૪૫ અર્ધપ્રહરની ઇષ્ટ ઘટી થઈ.

જન્મનો સૂર્ય રાશ્યાદિ ૪,૧૪,૧૮,૪૦ છે. અને યમકંટકની ઇષ્ટ ૧૫,૪૦ થી અમદાવાદના માનથી લગ્નની માફક ગણતાં રાશ્યાદિ ૭,૯ સ્પષ્ટ યમકંટક થયો.

તેજ સૂર્ય અને મૃત્યુની ઇષ્ટ ૭,૫૦ થી લગ્નની માફક ગણતાં ૫,૩૭ મૃત્યુગ્રહ સ્પષ્ટ થયો.

તેજ સૂર્ય અને કાલની ઇષ્ટ ૨૭,૨૫ થી ગણતાં રાશ્યાદિ ૯,૧૬ કાલગ્રહ સ્પષ્ટ થયો.

તેજ સૂર્ય અને અર્ધપ્રહરની ઇષ્ટ ૧૧,૪૫ થી ગણતાં રાશ્યાદિ ૬,૧૮ અર્ધપ્રહર ગ્રહ સ્પષ્ટ થયો. એ રીતે વધારે સ્પષ્ટ કરવા હોય તો રાશિ, અંશ, કલા, વિકલા સુદ્ધાં લાવવું.

**॥ પ્રાણપદની રીત ॥**

**घटिच[illegible]गुणाकार्या तिथ्याप्तैश्चपलैर्युताः**
**दिनक[illegible]तं शेषंप्राणपदं स्मृतम् ॥१॥**
**शेषात्पलांता द्विगुणी विधाय**
**राश्यंशसूर्यर्क्षे नियोजिताय**
**तत्रापि तद्राशिचरान्क्रमेण**
**लग्नांश प्राणांशपदैक्यतास्या[illegible] ॥२॥**

**ભાવાર્થ**—જન્મની ઇષ્ટ ઘટી ને પળોમાંથી ફક્ત ઘટીને ૪ થી ગુણતાં જે આવે તેમાં ઇષ્ટની પળોને ૧૫ થી ભાગી લબ્ધિ જે આવે તે જોડવી. તો જે થાય, તેને ૧૨ થી ભાગતાં જે શેષ રહે, તે પ્રાણપદની રાશિ થાય છે. ને પળોને ૧૫ થી ભાગતાં રહેલી શેષને બમણી કરતાં જે થાય, તે પ્રાણપદના અંશ જાણવા. એ રીતે કરવાથી, પ્રાણપદની રાશિ ને અંશ થાય છે.

જો **જન્મનો સૂર્ય ચર** રાશિનો હોય તો તેનાં રાશ્યાદિમાં પ્રાણુપદની રાશિને અંશ ઉમેરવાથી રાસ્યાદિ **સ્પષ્ટ પ્રાણુપદ** થાય છે.

પણ જો સૂર્ય **સ્થિર કે દ્વિસ્વભાવ** રાશિનો હોય, તો જન્મ કુંડળીમાં સૂર્ય જે ભાવમાં બેઠો હોય, તે ભાવથી ( ત્રીકોણ ) પાંચમા કે નવમા ભાવમાંના જે ભાવમાં ચર રાશિ હોય તે ભાવમાંથી **ચર** રાશિ **પૂર્ણાદિ** લઇ તેના નિચે સ્પષ્ટ સૂર્યના અંશાદિ મુકવા. ને જે રાસ્યાદિ થાય તેમાં પ્રાણુપદના રાશિ અંશ ઉમેરવાથી રાશ્યાદિ **સ્પષ્ટ પ્રાણુપદ** થાય છે.

**ઉદાહરણ**—જન્મની ઇષ્ટ ઘટી ૪૮ ને પળ ૩૯ છે. તેમાંની ઘટી ૪૮ ને ૪ થી ગુણતાં ૧૯૨ થયા, તેમાં ઇષ્ટની પળો ૩૯ ને ૧૫ થી ભાગતાં લબ્ધિ ૨ આવી, તે ઉમેરતાં ૧૯૪ થયા, તેને ૧૨ થી ભાગતાં શેષ ૨ રહી, તે પ્રાણુપદની **રાશિ** થઈ. ને પ્રથમની પળોની રહેલી શેષ ૯ ને બમણી કરી તો ૧૮ થયા, તે પ્રાણુપદના **અંશ** થયા, તો **પ્રાણુપદ** રાશિ ૨ ને અંશ ૧૮ થયું. સ્પષ્ટ સૂર્ય રાસ્યાદિ ૨–૫–૫૪–૫૧ છે. તેની રાશિ દ્વિસ્વભાવ છે. માટે તે **સૂર્યથી** ત્રિકોણમાં આવેલી **ચર** રાશિ લેવી. તો સૂર્ય જન્મ કુંડલીમાં ચોથા ભાવે છે. ને ચોથા ભાવથી પાંચમે ચર રાશિ **તુલા** છે. માટે પૂર્ણાદિ રાશિ ૬ મુકીને તેના નિચે **સ્પષ્ટ સૂર્યના** અંશાદિ ૫–૫૪–૫૧ મુક્યા, તો રાસ્યાદિ ૬–૫–૫૪–૫૧ થયા. તેમાં પ્રાણુપદના રાશિ અંશ ઉમેર્યા, તો રાશ્યાદિ ૮–૨૩–૫૪–૫૧ **સ્પષ્ટ પ્રાણુપદ** થયું.

**બીજી રીતે પ્રાણુપદ**—જન્મની ઘટ્યાદિ ઇષ્ટિની પળો કરી, તેને ૧૫ થી ભાગતાં જે લબ્ધિ આવે, તેને બારથી ભાગતાં જે શેષ રહે, તેટલી પ્રાણુપદની **રાશિ** થાય છે. ને ૧૫ થી ભાગતાં શેષ રહેલી પળોને બમણી કરતાં પ્રાણુપદના **અંશો** થાય છે. તેવી રીતે આવેલા પ્રાણુપદના રાશિ અંશને ઉપર બતાવ્યા પ્રમાણે **સૂર્યનો** સંસ્કાર કરવાથી **સ્પષ્ટ પ્રાણુપદ** થાય છે. તે કરવાનું કારણ **ત્રિકોણ શોધન** છે.

**ચર-સ્થિર-ને-દ્વિસ્વભાવ રાશિઓ.**

| ચર | સ્થિર | દ્વિસ્વભાવ |
|---|---|---|
| મેષ | વૃષભ | મિથુન |
| કર્ક | સિંહ | કન્યા |
| તુળા | વૃશ્ચિક | ધન |
| મકર | કુંભ | મીન |

**॥ પ્રાણુપદ ઉપરથી ઇષ્ટ ઘટી ખરી ખોટી જાણુવાની રીત ॥**

પ્રાણુપદની રાશિથી કેંદ્ર કે ત્રિકોણમાં જન્મનું લગ્ન આવે તોજ જન્મની ઇષ્ટ ઘટી ખરી જાણુવી. પણ જો તેમ ન આવે

તો ઇષ્ટ ઘટયાદિમાંથી થોડી પળો ઘટાડવી. તો પ્રાણુપદની રાશિ બદલાઈ જશે કેમજે ઇષ્ટની પળોમાં ૧૫ પળ વત્તી કે ઓછી કરવાથી પ્રાણુપદની રાશિમાં એક રાશિ વધઘટ થાય છે, માટે જેટલી પળો વધ ઘટ કરવી. ઘટે તેટલી પળો વધઘટ કરી, પ્રાણુપદની રાશિથી કેંદ્ર કે ત્રિકોણમાં જન્મનું લગ્ન લાવવું; એટલે જન્મની ઈષ્ટ ઘડી ખરી થઈ એમ જાણવું. બનતા સુધી ઇષ્ટમાં પળો વધારવી નહી પણ ઘટાડવી. તેમજ પ્રથમ બતાવી ગયા તે પ્રમાણે છોકરા છોકરીનું લગ્ન નવમાંશમાં મેળવીનેજ આગળ ગણીત કરવું સારૂં છે. ( પ્રાણુપદની એક રાશિ ૧૫ પળે થાય છે. )

**ઉપપત્તિ**—ઇષ્ટ ઘડીની ઘડીને ૪ થી ગુણવાનું કારણ એ છે, જે આખું પ્રાણુપદ ૧૫ પળનુંજ હોય છે. તેથી તે ૧૫ પળે એક રાશિ બદલે છે. માટે એક ઘડીમાં ૪ રાશિ બદલે છે જે કારણથી ઘડીને ૪ થી ગુણવા કહ્યું છે. ને તે ૪ થી ગુણતાં રાશિઓ થાય છે. પછી તેમાં પળોને ૧૫થી ભાગી લબ્ધિ ઉમેરવા કહી છે. તેનું કારણ એ છે જે ૧૫ પળે એ એક રાશિ બદલે છે, માટે ૧૫ થી ભાગતાં રાશિઓ આવે તે ઉમેરતાં જે રાશિઓ થાય, તેને ૧૨ થી ભાગવાનું કારણ એ છે જે રાશિ બારથી વધારે હોતી નથી, માટે બારથી ભાગતાં જે શેષ રહે તે પ્રાણુપદની રાશિ જાણવી. ૧૫ થી ભાગતાં રહેલી પળોને બમણી કરવાનું કારણ એ છે જે ૧૫ પળે જ્યારે એક રાશિ બદલાય છે ત્યારે એક પળે ૨ અંશ બદલાય છે. માટે શેષ પળને બમણી કરવાથી પ્રાણુપદના અંશ થાય છે.

## ॥ બારે ભાવની જુદે જુદી ૧૨ કુંડલીઓ કરવાની રીત ॥

| બાર ભાવની કુંડલીઓનાં નામ. |
|---|
| ૧—તનુભાવલગ્નમ્ |
| ૨—ધન ભાવલગ્નમ્ |
| ૩—સહજભાવલગ્નમ્ |
| ૪—સુખ ભાવલગ્નમ્ |
| ૫—પુત્ર ભાવલગ્નમ્ |
| ૬—શત્રુ ભાવલગ્નમ્ |
| ૭—જાયાભાવલગ્નમ્ |

જે જન્મ કુંડલી છે, તેજ **તનુભાવલગ્નમ્** કે પહેલા ભાવની કુંડલી જાણવી.

જન્મ કુંડલીના લગ્નની રાશિમાં એક રાશિ ઉમેરતાં જે રાશિ થાય, તે રાશિનું લગ્ન બીજા ભાવની કુંડલીમાં મુકી, અનુક્રમે રાશિઓ પુરી જન્મ કુંડલીમાં જે રાશિના ગ્રહો છે તેજ રાશિના તેમાં મુકવાથી, **ધનભાવલગ્નમ્** થાય છે.

તેવીજ રીતે બીજા ભાવની કુંડલીના લ-

| | |
|---|---|
| ૮—આયુર્ભાવલગ્નમ્ | ગ્નની રાશિમાં એક રાશિ ઉમેરતાં જે રાશિ |
| ૯—ભાગ્યભાવલગ્નમ્ | થાય, તે રાશિનું લગ્ન ત્રિજા ભાવની કુંડળી- |
| ૧૦—કર્મભાવલગ્નમ્ | માં મુકી, તેનાથી અનુક્રમે રાશિઓ પુરી |
| ૧૧—લાભ ભાવલગ્નમ્ | જન્મ કુંડળીમાં જે રાશિના ગ્રહો છે, તેજ રાશિ- |
| ૧૨—વ્યયભાવલગ્નમ્ | ના તેમાં મુકવાથી **સહજભાવલગ્નમ્** થાય છે. |

એવી રીતે ત્રીજા ભાવની કુંડળીના લગ્નમાં એક રાશિ ઉમેરવાથી ચોથા ભાવની કુંડળીનું લગ્ન થાય છે. ને તેમાં એક રાશિ ઉમેરવાથી પાંચમા ભાવની કુંડળીનું લગ્ન થાય છે. એમ અનુક્રમે બારે કુંડળીઓમાં લગ્ન મુકી અનુક્રમે રાશિઓ પુરીને દરેક કુંડળીઓમાં ગ્રહો તો જન્મ કુંડળીમાં જે રાશિના છે. તેજ રાશિઓના મુકવાથી બારે ભાવની કુંડળીઓ થાય છે.

## ॥ ષડ્ભચક્ર કરવાની રીત ॥

ષડ્ભચક્રમાં ૬ નક્ષત્રો મુકવામાં આવે છે તેનાં નામ **૧-જન્મભ, ૩-કર્મભ, ૩-સાંઘાતિભ, ૪-સમુદાયભ, ૫-વિનાશભ, ૬-માનસભ,** તે નામો દરેકની જન્મપત્રિકામાં કાયમજ રહે છે. પછી તે દરેક નામના નિચે અનુક્રમે ૧-૧૦-૧૬-૧૮-૨૫ આ અંકો મુકવા પછી તે અંક પ્રમાણે જન્મના નક્ષત્રથી અનુક્રમે નામના નિચે મુકવા બતાવેલા અંકો સુધી અભિજીત્ વિના ગણતાં જે નક્ષત્ર આવે તે નીચે મુકવાં. એટલે જન્મભના નિચે **જન્મનું** નક્ષત્ર મુકવું. કર્મભ-ના નીચે જન્મના નક્ષત્રથી **દશમું** નક્ષત્ર મુકવું. સાંઘાતિભના નીચે જન્મથી ૧૬ મું સમુદાય નીચે જન્મથી ૧૮ મું વિનાશ નીચે **૨૩** મું માનસભના નીચે જન્મના નક્ષત્રથી ગણતાં ૨૫ મું **નક્ષત્ર** જે આવે તે મુકવું, જેથી **ષડ્ભચક્ર** થાય છે.

**ઉદાહરણ**—જન્મનું નક્ષત્ર જ્યેષ્ટા છે. જન્મભના નીચે જ્યેષ્ટા, કર્મભના નીચે રેવતિ, સાંઘાતિભના નીચે આર્દ્રા પછી પુષ્ય, પછી હસ્ત પછી સ્વાતિ-એમ ગણીને મુક્યાં તો **ષડ્ભચક્ર** તૈયાર થયું.

## ॥ ગ્રહોના દિપ્તાદિ નવ ભેદોની સમજ ॥

જન્મ કુંડળીમાં જેટલા ગ્રહો ઉચ્ચના હોય તેને **દિપ્ત** જાણુવા. જેટલા સ્વગ્રહી ( પોતાની રાશિના ) હોય તેને **સ્વસ્થ** જાણુવા. જેટલા *મિત્રની રાશિમાં હોય તેને **હર્ષિત** જાણુવા. જેટલા ગ્રહો શુભ ગ્રહના નવમાંશમાં હોય તેને **શાન્ત** જાણુવા. ને જેટલા ગ્રહો જન્મ કુંડળીમાં સૂર્ય

* મિત્ર નિસર્ગ મૈત્રિમાં જોવા પંચધામાં નહી.

જે રાશિમાં છે તે રાશિથી ૫-૬-૭ ને ૮ મી રાશિમાં હોય તેને **શક્ત** જાણવા. ને સૂર્યની સાથે બેઠેલા એટલે જે ગ્રહો રાશિ અસ્ત છે તેને **વિકલ** જાણવા. જે ગ્રહો નીચના હોય તેઓને **દિન** જાણવા. ગુરૂ, શુક્ર અજવાળીયાનો ચંદ્ર ને બુધ એ ગ્રહોમાંના જે ગ્રહો પાપ ગ્રહ સાથે હોય તે **ખલ** જાણવા. મંગળના ભેગા જેટલા ગ્રહો હોય તેટલા **પિડિત** જાણવા. એવી રીતે ગ્રહોના દિપ્તાદિ નવભેદ જન્મપત્રિકામાં લખવામાં આવશે.

## ॥ નીચેનાં ત્રણ ચક્રો-સરખાંજ રહે છે ॥

સર્વતોભદ્રચક્ર—સંક્રાંતિચક્ર—ગોચરચક્ર—આ ત્રણ ચક્રો ગણીતમાં મુકેલાં છે **તેવાંજ** દરેકની **જન્મપત્રિકામાં** મુકવાં.

## ॥ ઉચ્ચરશ્મી કરવાની રીત ॥

જે ગ્રહની ઉચ્ચરશ્મી કરવી હોય, તે ગ્રહનાં સ્પષ્ટ ગ્રહના કોઠામાં મૂકેલાં રાશ્યાદિમાંથી તેજ ગ્રહનું રાસ્યાદિ નીચ બાદ કરતાં જે રાશ્યાદિ રહે, તેની **રાશિમાં** એક ઉમેરી **અંશાદિને** બમણા કરવાથી, તે ગ્રહની **ઉચ્ચરશ્મિ** થાય છે. અંશાદિને બમણા કરતાં ત્રીશથી વધારે થાય તો પણ એક રાશિ ન ચડાવતાં ૬૦ થીજ ચડાવવી અહિં દરેક ફળને રૂપાત્મક ધારીનેજ ચડાવવાં. ગ્રહમાંથી નીચ બાદ કરતાં રાસ્યાદિ ૬ થી વધારે હોય તો ૧૨ રાશિમાંથી બાદ કરીને પછી ઉપર પ્રમાણે કરવું તો તે ગ્રહની ઉચ્ચરશ્મી થાય છે. એવી રીતે સૂર્યથી શની સુધીના ગ્રહોની કરવી, પછી તે **દરેકની રૂપાત્મક ઉચ્ચરશ્મિનું ઐક્ય કરવું તો ઊચ્ચરશ્મિ થાય છે.**

**ઊદાહરણ**—સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૫૪।૫૧। છે. તેમાંથી તેનું નીચ રાસ્યાદિ ૬।૧૦।૦।૦। બાદ કર્યું તો રાશ્યાદિ ૭।૨૫।૫૪।૫૧ રહ્યા. તે ૬થી વધારે છે. માટે તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યાં, તો રાશ્યાદિ ૪-૪-૫-૯ રહ્યા. તેની રાશિ ૪ માં એક ઉમેરતાં ૫ થયા. ને અંશાદિ ૪-૫-૯ ને બમણા કરતાં ૮-૧૦-૧૮ અંશાદિ થયા એ રીતે રૂપાત્મક ૫-૮-૧૦-૧૮ સૂર્યની ઊચ્ચરશ્મિ થઈ. એ રીતે શનિ સુધીના ગ્રહોની કરવી. પછી તેનું ઐક્ય કરવું.

**ગ્રહોના નિચનો કોઠો.**

| ગ્રહ | સૂ. | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| રાશિ | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ |
| અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |
| કળા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| વેકળા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## ॥ મધ્યમાયુર્દા કરવાની રીત ॥

સૂર્યથી શનિ સુધીના ગ્રહ તથા લગ્નનાં રાશ્યાદિને જુદે જુદાં **૧૦૮ થી** ગુણવા. ગુણતાં જે રાશ્યાદિ **થાય**, તેની વિકળાને ૬૦ થી ભાગી લબ્ધિ કળામાં ઉમેરવી. ને શેષ રહે તેટલી **પળો** જાણવી. લબ્ધિ ઉમેરેલી કળાઓને ૬૦ થી ભાગીને લબ્ધિ આવે, તેને અંશમાં ઉમેરવી. ને શેષ રહે તેટલી **ઘટી** જાણવી. પછી લબ્ધિ ઉમેરતાં થયેલા અંશોને ૩૦ થી ભાગી લબ્ધિ રાશિમાં ચઢાવવી. શેષ રહે તેટલા **દિવસ** જાણવા. પછી લબ્ધિ ઉમેરતાં થએલી રાશિને **૧૨** થી ભાગતાં જે શેષ રહે તેને **માસ** જાણવા. અને લબ્ધિ જે **આવે** તે **વર્ષો** જાણવા. પણ તે બારથી વધારે હોય તો તેને ૧૨ થી ભાગતાં શેષ રહે તેને **વર્ષો** જાણવાં. એ રીતે શેષ રહેલાં **વર્ષ, માસ, દિવસ, ઘટી** અને **પળ** તે ગ્રહોનો **મધ્યમાયુર્દા** જાણવો એ પ્રમાણે સૂર્યથી શનિ સુધીના ગ્રહો તથા લગ્નનો મધ્યમાયુર્દા કરવો પછી તે ગ્રહો તથા લગ્નના વર્ષાદિ મધ્યમાયુર્દાનું **ઐક્ય** કરવું.

**ઉદાહરણ**—સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૫૪।૫૧ છે તેને ૧૦૮ થી ગુણતાં અનુક્રમે રાશ્યાદિ ૨૧૬।૫૪૦।૫૮૩૨।૫૫૦૮। થયા, તેમાંની **વિકળા** ૫૫૦૮ ને ૬૦ **થી** ભાગતાં લબ્ધિ ૯૧ આવી ને શેષ ૪૮ **પળો** રહી. લબ્ધિને કળા ૫૮૩૨ માં ઉમેરતાં ૫૯૨૩ થઇ તેને ૬૦ કે ભાગતાં લબ્ધિ ૯૮ આવી ને શેષ ૪૩ **ઘટી** રહી, લબ્ધિને ૫૪૦ માં ઊમેરતાં ૬૩૮ થયા તેને ૩૦ ભાગતાં લબ્ધિ **૨૧** આવી ને શેષ ૮ તે **દિવસ** થયા. લબ્ધિને રાશિ ૨૧૬ માં ઊમેરી તો ૨૩૭ થયા. તેને **૧૨ થી** ભાગતાં લબ્ધિ ૧૯ આવી. અને શેષ **૯ માસ** રહ્યા. લબ્ધિ **૧૯** ને **૧૨ થી** ભાગતાં શેષ **૭ વરસ રહ્યાં** તે શેષ **રહેલાં પહેલાં** વર્ષાદિ ૭।૯।૮।૪૩।૪૮। **સૂર્યનો મધ્યમાયુર્દા** થયો. તેવીજ રીતે શનિ સુધીના ગ્રહો તથા લગ્નનો કરવો. ને તેનું ઐક્ય કરવાથી **મધ્યમ આવરદાનો** કોઠો થાય છે.

---

૧૫૧ મે પાને **ચલિત** કુંડળી કરવાની **રીત** મૂકેલી છે. **પણ તેનું ઉદાહરણ** ત્યાં મૂકવાનું રહી જવાથી અહિં મૂકેલું છે.

**ચલિતનું** ઉદાહરણ—જન્મ કુંડળીના લગ્નમાં મીન (૧૨) રાશિ છે માટે ચલિત કુંડલીના લગ્નમાં પણ **મીન** રાશિ મૂકીને તેનાથી અનુક્રમે બારે ભાવમાં રાશિઓ મૂકી પછી સૂર્ય જન્મ કુંડલીમાં **ચોથા ભાવે છે.** ને તેનાં રાસ્યાદિ ૨।૫।૫૪।૫૧ છે તે ચોથા ભાવથી પહેલી સંધિ એટલે ચોથા ભાવની **આરંભ સંધિનાં** રાસ્યાદિ ૨।૧।૫।૧૦ થી **વધારે છે. માટે** તેને ચલિતમાં પણ **ચોથા ભાવમાંજ** મૂકયો એવી રીતે દરેક ગ્રહો મૂકવા.

## ॥ મધ્યમાયુર્દાનું અંશ કોષ્ટક ॥

| અંશ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ |
| માસ | ૩ | ૭ | ૧૦ | ૨ | ૬ | ૯ | ૧ | ૪ | ૮ | ૦ | ૩ | ૭ | ૧૦ | ૨ | ૬ | ૯ | ૧ | ૪ | ૮ | ૦ |
| દિવસ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| અંશ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ |
| માસ | ૩ | ૭ | ૧૦ | ૨ | ૬ | ૯ | ૧ | ૪ | ૮ | ૦ | ૩ | ૭ | ૧૦ | ૨ | ૬ | ૯ | ૧ | ૪ | ૮ | ૦ |
| દિવસ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ | ૧૮ | ૬ | ૨૪ | ૧૨ | ૦ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## ॥ મધ્યમાયુર્દાનું કળા કોષ્ટક ૦ થી ૩૦ સુધીનું ॥

| કળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| દિવસ | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૧૯ | ૨૧ | ૨૩ | ૨૫ | ૨૭ | ૨૮ | ૦ | ૨ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ |
| ઘટી | ૪૮ | ૩૬ | ૨૪ | ૧૨ | ૦ | ૪૮ | ૩૬ | ૨૪ | ૧૨ | ૦ | ૪૮ | ૩૬ | ૨૪ | ૧૨ | ૦ | ૪૮ | ૩૬ | ૨૪ | ૧૨ | ૦ | ૪૮ | ૩૬ | ૨૪ | ૧૨ | ૦ | ૪૮ | ૩૬ | ૨૪ | ૧૨ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ |

अनगमक्त ७० વડે ભાગે લીધેલો द्युगजः અહર્ગણ જે તે उपेत् लिप्तम् કળાને વિશે જોડવો તો लवाद्यं અંશાદિ चंद्रतुंगं ચંદ્રોચ્ચ (भवति થાય છે). नवकुभिः १९ થી (અને) इषुवेदैः ४५ થી द्विधा બે જગ્યાએ સ્થાપન કરેલા द्युसंघात અહર્ગણથી आप्तात् ભાગે લેવાથી "लब्धक- लिप्तैक्यं અંશ અને કળારૂપી ફળના ઐક્યને चक्रशुद्धः १२ રાશિમાંથી શોધેલો अगुः રાહુ स्यात् થાય છે. ॥૮॥

**ભાવાર્થ**—અહર્ગણને ૯ થી ભાગી અંશાદિ ફળ લાવી તેમાં અહ- ર્ગણને ૭૦ થી ભાગતાં જે, કળાદિ ફળ આવે તે જોડવું તો અંશાદિક અહ- ર્ગણોત્પન્ન ચંદ્રોચ્ચ થાય, તેમાંથી તેના ધ્રુવકને ચક્રથી ગુણી બાદ કરવો અને ક્ષેપક જોડવાથી સૂર્યોદય સમયનું મધ્યમ ચંદ્રોચ્ચ થાય છે.

અહર્ગણને બે જગ્યાએ લખવો એક જગ્યાએ ૧૯ થી ભાગી **અંશાદિ ફળ** લાવવું, અને બીજી જગ્યાએ ૪૫ થી ભાગી કળાદિ ફળ લાવવું, એ બન્નેનો **સરવાળો** જે અંશાદિ આવે, તેને રાસ્યાદિ કરી ૧૨ રાશિ- માંથી બાદ કરવો. તો અહર્ગણોત્પન્ન રાહુ થાય; તેમાં તેનો ધ્રુવોન ક્ષેપક જોડવાથી સૂર્યોદય વખતનો મધ્યમ રાહુ થાય છે. ॥૮॥

**પ્રાતર્મધ્યમ ચંદ્રોચ્ચનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ ને ૯ થી ભાગ્યા તો **અંશાદિ** લબ્ધિ ૧૫।૧૩।૨૦।૦ આવી. તેમાં અહર્ગણ ૧૩૭ ને ૭૦ થી ભાગ્યા તો કળાદિ લબ્ધિ ૧।૫૭।૨૫ આવી. તે ઉમેરી તો અંશાદિ ૧૫।૧૫।૧૭।૨૫ થયા, તેને રાસ્યાદિ કર્યા તો ૦।૧૫।૧૫।૧૭।૨૫ અહર્ગણોત્પન્ન ચંદ્રોચ્ચ થયું. તેમાંથી તેના ધ્રુવક રાશ્યાદિ ૯।૨।૪૫।૦ ને ચક્ર ૩૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૦।૦।૫૫।૦ થયા. તેને બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૦।૧૪।૩૦।૧૭ રહ્યા તેમાં ચંદ્રોચ્ચનો ક્ષેપક રાસ્યાદિ ૫ । ૧૭।૩૩।૦ ને ઉમેર્યો તો રાશ્યાદિ ૬ । ૨ । ૩ । ૧૭।૨૫ સૂર્યોદય વખતનું મધ્યમ ચંદ્રોચ્ચ થયું.

**પ્રાતર્મધ્યમ રાહુનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ ને ૧૯ થી ભાગ્યા તો **અંશાદિ** લબ્ધિ ૭।૧૨।૩૭।૫૩ આવી, તેમાં અહર્ગણ ૧૩૭ ને ૪૫ થી ભાગ્યા તો કળાદિ લબ્ધિ ૩।૨૦।૪૦ આવી, તેને ઉમેરી તો અંશાદિ ૭।૧૫।૪૦।૩૩ થયા તેના રાશ્યાદિ કર્યા તો ૦।૭।૧૫। ૪૦।૩૩ થયા. તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૧૧। ૨૨।૪૪।૧૯।૨૭ અહર્ગણોત્પન્ન રાહુ થયો; તેમાંથી તેના ધ્રુવક રા- શ્યાદિ ૭।૨।૫૦।૦ ને ચક્ર ૩૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૬।૩।૩૦।૦

આવ્યા તેને બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૫।૧૯।૧૪।૧૯।૨૭ રહ્યા તેમાં રાહુનો ક્ષેપક રાશ્યાદિ ૦।૨૭।૩૮।૦ ને ઉમેર્યો તો રાશ્યાદિ ૬।૧૬।૫૨।૧૯।૨૭ સૂર્યોદય વખતનો મધ્યમ રાહુ થયો.

दिग्घ्नो द्विधादिनगणोंऽककुभिस्त्रिशैलैर्भक्तः फलांशककलाविवरं कुजः स्यात् ॥ त्रिघ्नो गणः स्ववसुदृग्लवयुग्ज्ञशीघ्रकेन्द्रं लवाद्यहिगुणाप्तगणोनलिप्तम् ॥ ९ ॥

अन्वयः—दिग्घ्नः, दिनगणः, द्विधा, अंककुभिः, त्रिशैलैः, भक्त फलांशककलाविवरम् कुजः, (स्यात्) त्रिघ्नः, गणः, स्ववसुदृग्लवयुक् अहि गुणाप्तगणोनलिप्तम्, लवादि, ज्ञशीघ्रकेन्द्रम्, (स्यात्) ॥ ९ ॥

अन्वयार्थ—दिग्घ्नः દશવડે ગુણેલા दिनगणः અહર્ગણને द्विधा બે જગ્યાએ લખવો (એક જગ્યાએ) अंककुभिः ૧૯ થી (અને બીજી જગ્યાએ) त्रिशैलैः ૭૩ થી भक्तः ભાગે લીધાં એવાં फलांशककलाविवरम् ફળો અંશાદિ અને કળાદિનું અંતર તે कुजः મંગળ (स्यात्) થાય છે. त्रिघ्नः ૩ થી ગુણેલો गणः અહર્ગણ स्ववसुदृग्लवयुक् પોતાના ૨૮ મા ભાગે યુક્ત अहि गुणाप्त ૩૮ થી ભાગે લીધેલો गण અહર્ગણ ऊनलिप्तम् કળાઓમાંથી રહિત્ત કરવો તે लवादि અંશાદિ ज्ञशीघ्रकेन्द्रम् બુધનું શીઘ્રકેંદ્ર (स्यात्) થાય છે. ॥ ૯ ॥

ભાવાર્થ—અહર્ગણને ૧૦ થી ગુણી બે જગ્યાએ લખવો એક જગ્યાએ ૧૯ થી ભાગી અંશાદિ ફળ લાવવું બીજી જગ્યાએ ૭૩ થી ભાગી કળાદિ ફળ લાવવું. એ બન્નેનું અંતર કરવાથી અહર્ગણોત્પન્ન અંશાદિ મંગળ થાય; તેમાં તેનો ધ્રુવોન ક્ષેપક જોડવો તો સૂર્યોદય વખતનો મધ્યમ મંગળ થાય છે.

અહર્ગણને ૩ થી ગુણી બે જગ્યોએ લખવો એક જગ્યાએ ૨૮ થી ભાગી અંશાદિ ફળ લાવી, તેને બીજી જગ્યાએ લખેલામાં જોડવું. ત્યારે જે થાય, તેમાંથી અહર્ગણને ૩૮ થી ભાગતાં કળાદિ ફળ આવે તેને બાદ કરવું. તો અંશાદિ અહર્ગણોત્પન્ન બુધકેન્દ્ર થાય; તેમાં તેનો ધ્રુવોન ક્ષેપક જોડવાથી સૂર્યોદય વખતનું મધ્યમ બુધકેન્દ્ર થાય છે. ॥ ૯ ॥

આતર્મધ્યમ મંગળનું ઉદાહરણ—અહર્ગણ ૧૩૭ ને ૧૦ થી

ગુણ્યા તો ૧૩૭૦ થયા તેને બે જગ્યાએ લખ્યા એક જગ્યાએ ૧૯ થી ભાગ્યા તો લબ્ધિ અંશાદિ ૭૨।૬।૧૮।૫૬ આવી તેમાંથી બીજી જગ્યાએ ૧૩૭૦ ને ૭૩ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૧૮।૪૬।૧ આવી તેને બાદ કરી તો શેષ અંશાદિ ૭૧।૪૭।૩૨।૫૫ રહ્યા. તેના રાશ્યાદિ કર્યા તો ૨।૧૧।૪૭।૩૨।૫૫ અહર્ગણોત્પન્ન મંગળ થયો; તેમાંથી તેના ધ્રુવક રાશ્યાદિ ૧।૨૫।૩૨।૦ ને ચક્ર ૩૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૧।૨।૩૬।૦ થયા તેને બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૧।૯।૧૧।૩૨। રહ્યા. તેમાં મંગળનો ક્ષેપક રાશ્યાદિ ૧૦।૭।૮।૦ ઉમેર્યો તો રાશ્યાદિ ૧૧।૧૬।૧૯।૩૨।૫૫ સૂર્યોદય વખતનો **મધ્યમ મંગળ** થયો.

**પ્રાતર્મધ્યમ બુધ કેંદ્રનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ ને ૩ થી ગુણ્યા તો ૪૧૧ થયા. તેને બે ઠેકાણે લખ્યા. એક ઠેકાણે ૨૮ થી ભાગ્યા તો લબ્ધિ અંશાદિ ૧૪।૪૦।૪૨।૫૧ આવી, તેને બીજી જગ્યાએ લખેલા ૪૧૧ માં ઉમેર્યા તો ૪૨૫।૪૦।૪૨।૫૧ થયા. તેમાંથી અહર્ગણ ૧૩૭ ને ૩૮ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૩।૩૬।૧૮ આવી, તેને બાદ કરી તો શેષ અંશાદિ ૪૨૫।૩૭।૬।૩૩ રહ્યા તેને રાશ્યાદિ કર્યા તો ૨।૫।૩૭।૬।૩૩ અહર્ગણોત્પન્ન બુધકેન્દ્ર થયું, તેમાંથી તેના ધ્રુવક રાશ્યાદિ ૪।૩।૨૭।૦ ને ચક્ર ૩૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૩।૨૩।૫૧।૦ થયા. તેને બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૧૦।૧૧।૪૬।૬।૩૩ રહ્યા તેમાં તેનો ક્ષેપક રાશ્યાદિ ૮।૨૯।૩૩।૦ ઉમેર્યો તો રાશ્યાદિ ૭।૧૧।૧૯।૨।૩૩ સૂર્યોદય વખતનું **બુધનું શીઘ્રકેંદ્ર** થયું. ॥ ૯ ॥

**द्युपिण्डोर्कभक्तो लवाद्यो गुरुः स्याद्द्यु पिण्डात्खशैलाप्तलिप्ताविहीनः ॥ त्रिनिघ्नद्युपिण्डाद्द्विधाक्षैः क्षिभाब्जैरवाप्तांशयोगो भृगोराशुकेन्द्रम् ॥ १० ॥**

**अन्वयः—अर्कभक्तः, द्युपिण्डः द्युपिण्डात्, खशैलाप्तलिप्ताविहीनः, लवाद्यः, गुरुः, स्यात्। त्रिनिघ्नद्युपिण्डात्, अक्षैः, क्षिभाब्जैः, द्विधा, अवाप्तांशयोगः, भृगोः, आशुकेन्द्रम् ( भवति) ॥ १० ॥**

**अन्वयार्थः—अर्कभक्तः** ૧૨ થી ભાગેલો **द्युपिण्ड** અહર્ગણ **द्युपिण्डात्** અહર્ગણથી **ख[illegible]लाप्त** ૭૦ વડે પ્રાપ્ત થયેલી **लिप्ता** કળાએ **विहीनः** રહિત કરવો તે **लवाद्यः** અંશાદિ **गुरुः** ગુરૂ **स्यात्** થાય છે

**त्रिनिघ्न** ત્રણ વડે ગણેલા **द्युपिण्डात्** અહર્ગણથી, **अङ्कैः** ૫ વડે કરી **क्रिमाब्जैः** ૧૮૧ વડે કરી **द्विधा** બે જગ્યાએ મૂકેલો **अवाप्तांशयोगः** પ્રાપ્ત અંશોનો યોગ તે **भृगोः** શુક્રનું **आशुकेन्द्रम्** શીઘ્રકેંદ્ર (**भवति**) થાય છે. ॥૧૦॥

**ભાવાર્થ**—અહર્ગણને ૧૨ થી ભાગી અંશાદિ ફળ લાવવું, પછી તેની કળાઓમાંથી અહર્ગણને ૭૦ ભાગતાં જે કળાદિ ફળ આવે તે બાદ કરવું. તો અંશાદિ અહર્ગણોત્પન્ન ગુરૂ થાય; તેમાં તેનો ધ્રુવોનક્ષેપક જોડવાથી સૂર્યોદય સમયનો મધ્યમ ગુરૂ થાય છે.

અહર્ગણને ૩ થી ગુણી બે જગ્યાએ લખવો, એક જગ્યાએ ૫ થી અને બીજી જગ્યાએ ૧૮૧ થી ભાગી અંશાદિ ફળો લાવવાં, પછી તે બેનો યોગ (સરવાળો) કરવો. તો અંશાદિ અહર્ગણોત્પન્ન શુક્રકેંદ્ર થાય; તેમાં તેનો ધ્રુવોનક્ષેપક જોડવાથી સૂર્યોદય સમયનું મધ્યમ શુક્રકેન્દ્ર થાય છે. ॥૧૦॥

**પ્રાતર્મધ્યમ ગુરૂનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ ને ૧૨ થી ભાગ્યા તો લબ્ધિ અંશાદિ ૧૧।૨૫।૦।૦ આવી, તેમાંથી અહર્ગણ ૧૩૭ને ૭૦ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૧।૫૭।૨૫ આવી, તેને બાદ કરી તો શેષ અંશાદિ ૧૧।૨૩।૨।૩૫ રહ્યા. તેનો રાશ્યાદિ ૦।૧૧।૨૩।૨।૩૫ અહર્ગણોત્પન્ન ગુરૂ થયો; તેમાંથી તેના ધ્રુવક રાશ્યાદિ ૦।૨૬।૧૮।૦ ને ચક્ર ૩૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૪।૨૦।૭।૫૪।૦ થયા તેને બાદ કર્યા, તો રાશ્યાદિ ૭।૧૩।૨૯।૨।૩૫ રહ્યા. તેમાં ગુરૂનો ક્ષેપક રાશ્યાદિ ૭।૨।૧૬।૦ ઉમેર્યો તો રાશ્યાદિ ૨।૧૫।૪૫।૨।૩૫ સૂર્યોદય વખતનો મધ્ય ગુરૂ થયો.

**પ્રાતર્મધ્યમ શુક્ર કેન્દ્રનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ ને ૩ થી ગુણ્યા તો ૪૧૧ થયા તેને બે જગ્યાએ લખ્યા. એક જગ્યાએ ૫ થી ભાગ્યા તો અંશાદિ ૮૨।૧૨।૦।૦ આવ્યા, તેમાં બીજી જગ્યાએ લખેલા ૪૧૧ ને ૧૮૧ થી ભાગ્યા તો અંશાદિ ૨।૧૬।૧૪।૩૫ આવ્યા, તેને જોડયા તો અંશાદિ યોગ ૮૪।૨૮।૧૪।૩૫ થયો, તેનું રાશ્યાદિ ૨।૨૪।૨૮।૧૪।૩૫ અહર્ગણોત્પન્ન શુક્રકેન્દ્ર થયું; તેમાંથી તેના ધ્રુવક રાશ્યાદિ ૧।૧૪।૨।૦ ને ચક્ર ૨૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૦।૧૩।૬।૦ થયા, તેને બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૨।૧૧।૨૨।૧૪।૩૫ રહ્યા તેમાં તેનો ક્ષેપક રાશ્યાદિ ૭।૨૦।૯।૦ ઉમેર્યો તો રાશ્યાદિ ૧૦।૧।૩૧।૧૪।૩૫ સૂર્યોદય વખતનું મધ્યમ શુક્રકેન્દ્ર થયું. ॥૧૦॥

**खाभ्युतोदिनगणोद्भवखः शनिः स्यात्स्वद्युपञ्चतनाल्लिप्ताल्फलि[illegible]काद्यः ॥११॥**

**अन्वयः—खाग्न्युद्धृतः, दिनगणः, षट्पञ्चभूहृतगणात्, फल-लिप्तिकाढ्यः, अंशमुखः शनिः, स्यात् ॥ ८८ ॥**

**अन्वयार्थः—**ख ग्न्युद्धृतः ૩૦ થી ભાગે લીધેલો **दिनगण** અહર્ગણ (તેમાં) **षट्पंच हृतगणात्** ૧૫૬ થી ભાગે લીધેલા અહર્ગણથી (પ્રાપ્ત) **फललिप्तिकाढ्यः** ફળ (તેની કળાઓને વિશે જોડવું તો **अंशमुखः** અંશાદિ **शनि** શનિ **स्यात्** હોય. ॥૮૮॥

**ભાવાર્થ—**અહર્ગણને ૩૦ થી ભાગી અંશાદિ ફળ લાવવું. પછી અહર્ગણને ૧૫૬ થી ભાગતાં જે કળાદિ ફળ આવે, તેને અંશાદિ ફળની કળાઓમાં જોડવાથી અહર્ગણોત્પન્ન શનિ થાય, તેમાં તેનો ધ્રુવોન ક્ષેપક જોડવાથી સૂર્યોદય સમયનો મધ્યમ શનિ થાય છે. ॥૮૮॥

**પ્રાતર્મધ્યમ શનિનું ઉદાહરણ—**અહર્ગણ ૧૩૭ ને ૩૦ થી ભાગ્યા તો અંશાદિ ૪।૩૪।૦।૦ આવ્યા તેમાં અહર્ગણ ૧૩૭ ને ૧૫૬ થી ભાગ્યા તો કળાદિ ૦।૫૨।૪૧ આવ્યા, તેને ઉમેર્યા તો અંશાદિ ૪।૩૪।૫૨।૪૧ થયા. તેનો રાશ્યાદિ ૦।૪।૩૪।૫૨।૪૧ અહર્ગણોત્પન્ન શનિ થયો. તેમાંથી તેના ધ્રુવક રાશ્યાદિ ૭।૧૫।૪૨।૦ ને ચક્ર ૩૩ થી ગુણ્યા તો રાશ્યાદિ ૮।૮।૬।૦ થયા તેને બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૩।૨૬।૨૮।૫૨।૪૧ રહ્યા. તેમાં તેનો ક્ષેપક રાશ્યાદિ ૯।૧૫।૨૧।૦ ઉમેર્યો તો રાશ્યાદિ ૧।૧૧।૪૯।૫૨।૪૧ સૂર્યોદય વખતનો મધ્યમ શનિ થયો. ॥૮॥

**गोक्षागजारविगति शशिनोऽभ्रगोश्वाः पश्चाग्नयोऽथषडिला-ध्यय उच्चभुक्तिः ॥ ११ ॥ राहोस्त्रयंकुशशिनोऽसृज इन्दुरामास्त-र्काश्विनोऽचलकेन्द्रजवोऽर्यहिक्ष्माः । लिप्ताजिनो विकलिकाश्च गुरोः शराः खंशुक्राशुकेन्द्रगतिरद्रिगुणाः शनेर्द्वे ॥ १२ ॥**

**अन्वयः—गोक्षाः, गजाः, रविगतिः, अभ्रगोश्वाः, पश्चाग्नयः, शशिनः, अथ, षट्, इलाध्धयः, उच्चभुक्तिः ॥११॥ त्रयम् कुशशिनः, राहोः, इन्दुरामाः, तर्काश्विनः, असृजः, अर्य्यहिक्ष्माः, लिप्ताः, जिनाः, विकलिकाः, अचलकेन्द्रजवः, शराः—खभूः, गुरोः, अद्रि-गुणाः शुक्राशुकेन्द्रगतिः, द्वे, शनेः, ( गतिः, अस्ति ॥ १२ ॥**

**अन्वयार्थः—गोक्षाः** ૫૯ (અને) **गजाः** ૮ **रविगतिः** સૂર્યની (ગતિ

છે) **अभ्रगोश्वाः** ૭૯૦ (અને) **पंचाग्नयः** ૩૫ **शशिनः** ચંદ્રની ( ગતિ છે) **अथ** ત્યાર પછી **षट्** ૬ (અને) **इलाब्धयः** ૪૧ **उच्चभुक्तिः** ચંદ્રોચ્ચની ગતિ છે. ॥૧૧॥ **त्रयम्** ૩ (અને) **कुशशिनः** ૧૧ **राहोः** રાહુની (ગતિ છે) **इन्दुरामाः** ૩૧ (અને) **तर्काश्विनः** ૨૬ **असृजः** મંગળની (ગતિ છે) **अर्थहिम्माः** ૧૮૬ **लिप्ताः** કળાઓ (અને) **जिनाः** ૨૪ **विकलिकाः** વિકળાઓ [illegible]: બુધ શીઘ્રકેન્દ્રની (ગતિ છે) **शराः** ૫ (અને) **खं** ૦ **गुरोः** ગુરૂની (ગતિ છે) **अद्रिगुणाः** ૩૭ **शुक्रा**[illegible]**केन्द्रगतिः** શુક્ર-શીઘ્રકેન્દ્રની ગતિ છે **द्वे** ૨ **शनेः** શનિની ( **गतिः अस्ति** ) ગતિ છે. ॥૧૨॥

**ભાવાર્થ**—૫૯ અને ૮ સૂર્યની ગતિ છે, ૭૯૦ અને ૩૫ ચંદ્રની ગતિ છે ત્યાર પછી ૬ અને ૪૧ ચંદ્રોચ્ચની ગતિ છે ॥૧૧॥ ૩ અને ૧૧ રાહુની ૩૧ અને ૨૬ મંગળની, ૧૮૬ કળા અને ૨૪ વિકળા બુધ શીઘ્રકેન્દ્રની, ૫ અને ૦ ગુરૂની, ૩૭ કળા શુક્રના શીઘ્રકેન્દ્રની અને ૨ કળા શનિની મધ્યમ ગતિ થાય છે. ॥ ૧૨ ॥

**સૂર્યાદિ ગ્રહોની મધ્યમ ગતિનું કોષ્ટક.**

| ગ્રહ. | સૂ. | ચં | ચંદ્રોચ્ચ | રા. | મં. | બુ. કેં | ગુ | શુ. કેં | શ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કળા. | ૫૯ | ૭૯૦ | ૬ | ૩ | ૩૧ | ૧૮૬ | ૫ | ૩૭ | ૨ |
| વિકળા | ૮ | ૩૫ | ૪૧ | ૧૧ | ૨૬ | ૨૪ | ૦ | ૦ | ૦ |

સૂર્યોદય સમયના મધ્ય ગ્રહોને ઇષ્ટ મધ્યમ કરવા હોય તો તે દિવસે જેટલી ઇષ્ટ ઘડી પળોએ જન્મ હોય તેને ઉપર બતાવ્યા પ્રમાણે ગ્રહોની કળાદિ મધ્યમ ગતિથી ગુણવા જે કળાદિ ફળ આવે, તેને સૂર્યોદય વખતના મધ્યમ ગ્રહોમાં યુક્ત કરવાથી, ઇષ્ટ વખતના મધ્યમ ગ્રહો થાય છે, પણ રાહુની મધ્યમ ગતિથી ઇષ્ટ પળોને ગુણતાં જે ફળ આવે, તેને સૂર્યોદય વખતના મધ્ય રાહુમાંથી બાદ કરવું. તો ઇષ્ટ વખતનો મધ્યમ તેજ સ્પષ્ટ રાહુ થાય છે. જ્યારે ચંદ્ર અને બુધકેન્દ્રમાં ઇષ્ટ અને મધ્યમ ગતિને ગુણતાં કળાદિ ફળ ૬૦ કરતાં વધારે આવે ત્યારે કળાને ૬૦ થી ભાગી અંશો કરવા, પછી તે અંશાદિ ફળ ઉપર બતાવ્યા પ્રમાણે તેઓમાં ઉમેરવું.

**ઉદાહરણ**—ઇષ્ટ ઘડી ૪૮ પળ ૩૫ ને સૂર્યની મધ્યમ ગતિ કળા ૫૯ વિકળા ૮ થી ચાલકની માફક ગોમુત્રિથી ગુણ્યા તે ફળ કળાદિ ૪૭૫૬।૫૦

આવ્યું તેને પ્રાતર્મધ્યમ ( સૂર્યોદય વખતના મધ્યમ ) સૂર્ય રાશ્યાદિ ૨।૪।૩૯।૩૬।૩૦ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩।૨૦ ઇષ્ટ મધ્યમ સૂર્ય, બુધ અને શુક્ર થયા. એવી રીતે દરેક ગ્રહોની મધ્યમ ગતિવડે ઇષ્ટ ઘટ્યાદિને ગુણી જે ફળ આવે તે પોતપોતાના સૂર્યોદય સમયના મધ્યમ ગ્રહમાં યુક્ત કરવાથી ઇષ્ટ મધ્યમ ગ્રહો થાય છે પણ એવી રીતે આવેલું રાહુનું ફળ રાહુમાંથી બાદ કરવું તો ઇષ્ટિ મધ્યમ રાહુ તેજ સ્પષ્ટ રાહુ થાય છે.

## પ્રકરણ ૨ જું.

### સૂર્ય ચંદ્ર અને તેઓની સ્પષ્ટ ગતિ તથા દિનમાન અને અક્ષાંશ બાબત.

અધિકાર ૨ જો,

दोस्त्रिभोनं त्रिभोर्ध्वे विशेष्यं रसैश्चक्रतोऽङ्काधिकं स्याद्भुजोनं त्रिभम्। कोटिरेकैककं त्रित्रिभैः स्यात्पदं सूर्यमन्दोच्चमष्टाद्रयोंशा भवेत् ॥ १३ ॥ मन्दोच्चं ग्रहवर्जितं निगदितं केन्द्रं तदाख्यं बुधैः केन्द्रे चात्स्वमृणं फलं क्रियतुलाद्येऽथो विधेयं रवेः। केन्द्रेतद्भुजभागखेचरलवोनघ्ना नखास्ते पृथक् तद्दोंशोननगेभिः परिहृतास्तेंशादिकं स्यात्फलम् ॥ १४ ॥

अन्वयः—त्रिभोनम्, दोः, त्रिभोर्ध्वम्, रसैः, विशेष्यम्, अङ्काधिकम्, चक्रतः, ( विशोध्यम्, तदा, दोः स्यात् ) भुजोनम्, त्रिभम्, कोटिः, स्यात्। त्रित्रिभैः, एकैकम्, पदम्, स्यात्। अष्टाद्रयः, अंशाः, सूर्यमन्दोच्चम्, भवेत्॥१३॥ ग्रहवर्जितम्, मन्दोच्चम्, बुधैः, तदाख्यम्, केन्द्रम्, निगदितम्। क्रियतुलाद्ये, केन्द्रे, स्वम्, ऋणम्, फलम् स्यात्। अथ, रवेः, केन्द्रम्, विधेयम्, । तद्भुजभागखेचरलवोनघ्नाः, नखाः, ते, पृथक्, तद्दोंशोननगेभिः, परिहृताः, ते, अंशादिकम्, फलम्, स्यात् ॥ १४ ॥

**अन्वयार्थः**—**त्रिभोनम्** ત્રણ રાશિથી રહિત **दोः** ભુજ થાય છે **त्रिभोर्ध्वम्** ત્રણ રાશિથી વધારે (હોય તો) **रसैः** ૭થી **विशोध्यम्** રહિત કરવો **अंकाधिकं** નવથી વધારે (હોય તો) **चक्रतः** ૧૨ રાશિથી (**विशोध्यं**) શોધવો, (**तदा दोः स्यात्**) ત્યારે ભુજ થાય છે. **भुजोनम्** ભુજવડે રહિત **त्रिभम्** ત્રણ રાશિ તે **कोटीः** કોટી **स्यात्** હોય, **त्रित्रिभैः** ત્રણ ત્રણ રાશિ વડે કરી **एकैकम्** એક એક **पदं** પદ **स्यात्** હોય. **अष्टाद्रयः** ૭૮ **अंशाः** અંશો **सूर्यमंदोच्चम्** સૂર્યનું મંદોચ્ચ **भवेत** થાય છે. ॥૧૩॥ **ग्रहवार्जितम्** ગ્રહવડે રહિત **मंदोच्चं** મંદોચ્ચ તે **बुधैः** પંડિતોએ **तद्वारव्यं** તેનું નામ **केन्द्रं** મંદકેન્દ્ર **निगदितम्** કહ્યું છે **क्रिय तुलाद्ये** મેષ (અને) તુલાદિ **केन्द्रे** કેન્દ્રને વિશે **स्वं** ધન **ऋणं** ઋણ **फलं** ફળ **स्यात्** હોય **अथ** ત્યાર પછી **रवेः** રવિનું **केन्द्रं** મંદકેન્દ્ર **विधेयं** કરવું **तद्भुजभाग** તેના ભુજાંશના [illegible] નવમાંશે **ऊन** રહિત **नखाः** ૨૦ તેવડે **घ्नाः** ગુણ્યા એવા (ભુજાંશના નવમાંશ) **ते** તેઓને **पृथक्** ભિન્ન સ્થાપન કરવા **तन्द्रोंशोन** તેના નવમાંશે રહિત એવા **नगेषुभिः** ૫૭ તે વડે કરી **परिहृताः** ભાગે લીધેલા (**पृथक्** ભિન્ન સ્થાપન કરેલા) **ते** તેઓ **अंशादिकम्** અંશાદિક ફળ **स्यात्** થાય છે. ॥૧૪॥

**ભાવાર્થ**—કેન્દ્ર ત્રણ રાશિથી ઓછું હોય તો તેજ ભુજ થાય છે. ત્રણથી વધારે હોય તો ૭ રાશિમાંથી બાદ કરવું, ૭થી વધારે હોય તો તેમાંથી ૭ બાદ કરવા, અને નવથી વધારે હોય તો ૧૨ રાશિમાંથી બાદ કરવા તો ભુજ થાય છે. ભુજને ત્રણ રાશિમાંથી બાદ કરીયે તો કોટિ થાય છે, ત્રણ ત્રણ રાશિનુ એકેક પદ થાય છે, સૂર્યનું મંદોચ્ચ ૨ારયાદિ ૨ા૧૮ા૦ા૦ થાય છે. ॥૧૩॥ પોતાના મંદોચ્ચમાંથી ગ્રહને બાદ કરવો. શેષ જે રહે તેને પંડિતો મંદકેન્દ્ર કહે છે. (અને શીઘ્રોચ્ચમાંથી ગ્રહ બાદ કરવાથી શીઘ્રકેન્દ્ર થાય છે.) કેન્દ્ર મેષાદિ ૬ રાશિની અંદર હોય તો મંદફળ ધન જાણવું. ને તુલાદિક ૭ રાશિની અંદર હોય તો ઋણ જાણવું. (તેમજ તેજ પ્રમાણે શીઘ્રકેન્દ્ર ઉપરથી શીઘ્રફળ ધન ઋણ જાણવું) ઇષ્ટ મધ્યમ સૂર્યને તેના મંદોચ્ચમાંથી બાદ કરવો તો સૂર્યનું મંદકેન્દ્ર થાય છે, તેનો ભુજ કરી તેના અંશ કરવા તેને ૯ થી ભાગી અંશાદિ ફળ લાવી તેને ૨૦ અંશોમાંથી બાદ કરવું જે રહે તે વડે ભુજના અંશાદિના નવમા ભાગને ગુણવા ત્યારે જે આવે તેને બે જગ્યાએ લખવા, એક જગ્યાએ ૯ થી ભાગી અંશાદિ ફળ લાવવું. તેને ૫૭ અંશમાંથી ઘટાડવા જે રહે તેનાથી બીજી

જગ્યાએ લખેલાને ભાગવા તો અંશાદિ મંદફળ આવે છે. તેને મેષાદિ કેન્દ્ર પ્રમાણે ઇષ્ટ મધ્યમ સૂર્યમાં ધન હોય તો જોડવું અને ઋણ હોય તો બાદ કરવાથી, મંદસ્પષ્ટ સૂર્ય થાય છે. ॥૧૪॥

ઉદાહરણ—સૂર્યનું મંદોચ્ચ રાશ્યાદિ ૨।૧૮।૦।૦ છે, તેમાંથી ઇષ્ટ મધ્યમ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ બાદ કર્યો તો ૦।૧૨।૩૨।૨૭ સૂર્યનું મંદકેન્દ્ર થયું, તે ત્રણ રાશિથી ઓછું છે માટે તેજ ભુજ છે, તેના અંશાદિ ૧૨।૩૨।૨૭ ને ૯ થી ભાગ્યા તો અંશાદિ ૧।૨૩।૩૬ આવ્યા તેને ૨૦ અંશમાંથી બાદ કર્યા તો શેષ ૧૮।૩૬।૨૪ રહ્યા તેનાથી ભુજના નવમા ભાગ ૧।૨૩।૩૬।ને ગુણ્યા તો ૨૫।૫૫।૩૧ આવ્યા, તેને બે જગ્યાએ લખ્યા. એક જગ્યાએ ૯ થી ભાગ્યા તો અંશાદિ ૨।૫૨।૫૦ આવ્યા તેને ૫૭ અંશમાંથી બાદ કર્યા તો શેષ ૫૪।૭।૧૦ રહ્યા. તેની વિકળાઓ કરી તો ૧૯૪૮૩૦ થઇ. તેનાથી બીજી જગ્યાએ લખેલા અંશાદિ ૨૫।૫૫।૩૧ ની વિકળા ૯૩૩૩૧ ને ભાગ્યા તો અંશાદિ ૦।૨૮।૪૪ સૂર્યનું મંદફળ આવ્યું તે સૂર્યનું મંદકેન્દ્ર મેષાદિ હોવાથી ધન થયું તેને ઇષ્ટ મધ્યમ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૨।૫।૫૬।૧૭ મંદ-સ્પષ્ટ સૂર્ય થયો. ॥૧૩॥૧૪॥

**मेषादिगेसायनभागसूर्ये दिनार्द्धजाभापलभाभवेत्सा । त्रिस्थाहता स्युर्दशभिर्भुजङ्गैर्दिग्भिश्चराद्धानिगुणोद्धृतान्त्या ॥ १५ ॥**

**अन्वयः—सायनभागसूर्ये, मेषादिगे, ( सति ), या. दिनार्द्धजा, भा, सा, पलभा, भवेत् । ( सा ), त्रिस्था, दशभिः, भुजङ्गैः दिग्भिः, हता, अन्त्या, गुणोद्धृता, चरा[illegible]नि, स्युः ॥ १५ ॥**

अन्वयार्थः—**सायनभागसूर्ये** અયનાંશાએ સહવર્તમાન સૂર્ય **मेषादिगे** મેષાદિકને વિશે (**सति**) હોય (ત્યારે) **या** જે **दिनार्द्धजा** દિનાર્દ્ધથી ઉત્પન્ન થયેલી **भा** છાયા **सा** તે **पलभा** પલભા **भवेत्** થાય છે (**सा** તે) **त्रिस्था** ત્રણ જગ્યાએ સ્થાપન કરવી (એક જગ્યાએ) **दशभिः** ૧૦ થી (બીજી જગ્યાએ) **भुजंगै** ૮ થી (અને ત્રીજી જગ્યાએ) **दिग्भिः** ૧૦ થી **हता** ગુણવી **अन्त्या** છેલ્લા (ત્રીજી જગ્યાએ ગુણેલા) તે **गुणोद्धृता** ૩ થી ભાગવા તો **चरार्द्धानि** (ત્રણ) ચરખંડાં **स्युः** થાય છે. ॥૧૫॥

ભાવાર્થ—જે દિવસે સાયન (અયનાંશ સહિત) સૂર્ય, રાશિ, અંશ,

કળા અને વિકળાથી ૦।૦।૦।૦ હોય તે દિવસે મધ્યાન્હ વખતે સમાન ભૂમિ ઉપર ૧૨ આંગળનો શંકુ રાખવો તેની જે છાયા[1] પડે તેને પલભા કહે છે. તે છાયાને ત્રણ સ્થાનમાં લખી એક સ્થાનમાં ૧૦ થી બીજા સ્થાનમાં ૮ થી અને ત્રીજા સ્થાનમાં ૧૦ થી ગુણવા, અંતના ત્રીજા ગુણન ફળમાં ૩ નો ભાગ આપવો. તો ક્રમથી ત્રણ ચરખંડ થાય છે. કેટલાક પ્રસિદ્ધ નગરોની પલભા આ ગ્રંથના પાના ૧૧૦ થી ૧૧૩ માં લખી છે. ॥૧૫॥

ઉદાહરણ—કરાંચીમાં સાયનસૂર્ય રાસ્યાદિ ૦।૦।૦।૦ વખતે મધ્યાન્હે બાર આંગળના શંકુની છાયા એટલે પલભા ૫ અંગુલ ૩૦ પ્રતિ અંગુલ છે, તેને ૧૦ થી ગુણ્યા તો ૫૫ અંગુલ ૦ પ્રતિ અંગુલ પ્રથમ ચરખંડ થયો, પછી પલભા ૫ અંગુલ ૩૦ પ્રતિ અંગુલને ૮ થી ગુણ્યા તો ૪૪ અંગુલ ૦ પ્રતિઅંગુલ એ બીજો ચરખંડ થયો, અને પછી પલભા ૫ અંગુલ ૩૦ પ્રતિઅંગુલને ૧૦ થી ગુણ્યા તો ૫૫ અંગુલ ૦ પ્રતિઅંગુલ થયા તેને ૩ થી ભાગ્યા તો ૧૮ અંગુલ ૨૦ પ્રતિઅંગુલ ત્રીજો ચરખંડ થયો. ॥૧૫॥

**स्यात्सायनोष्णांशुभुजर्क्षसंख्याचरार्द्धयोगो लवभोग्यघातात् । स्वाग्न्याप्तियुक्तस्तु चरं धनर्णं तुलाजषड्भे तपनेऽन्यथास्ते ॥ १६॥ देयं तच्चरमरुणे विलिप्तिकासु मध्येन्दौ द्विगुणनवोद्धृतं कलासु । भाप्तं तद्द्युमणिफलं लवेऽथ वेदाब्ध्यब्ध्यूनः खरसहृतः शकोऽयनांशा ॥ १७ ॥**

**अन्वयः—सायनोष्णांशुभुजर्क्षसंख्या चरार्द्धयोगः लवभोग्यघातात्, स्वाग्न्याप्तियुक्तः चरम्, स्यात् । तुलाजषड्भे, तपने, सति तु, ( चरं ), धनर्णम्, ( स्यात् ) । अस्ते, अन्यथा ॥ १६ ॥ तत्, चरम्, अरुणे विलिप्तिकासु, देयम् । ( तत्–एव ), द्विगुणनवोद्धृतम्, मध्येन्दौ, कलासु, ( देयम् ) । भाप्तम्, ( यत् ), द्युमणिफलम्, तत् लवे, ( देयम् ) । अथ, शकः वेदाब्ध्यब्ध्यूनः, (ततः), खरसहृतः, अयनांशाः स्युः ॥ १७ ॥**

---

1 શંકુની છાયાનો ખુલાસો પાના ૧૧૦ માં બતાવેલો છે.

**अन्वयार्थः—सायनोष्णांशु** અયનાંશાએ સહવર્તમાન સૂર્યના **भुजर्क्षसंख्या** ભુજની રાશિની સંખ્યા જેટલા **चरार्द्धयोगः** ચરખંડનો યોગ કરવો તેમાં **लवभोग्यघातात्** અંશાદિને ભોગ્ય ચરખંડના ગુણુ નથી **खाग्न्याप्तियुक्तः** ૩૦ વડે જે પ્રાપ્તિ તે યુક્ત કરવી (તો) **चरं** ચર **स्यात्** થાય [illegible] તુલા અને મેષાદિ ૬ રાશિને વિશે **तपनेसति** સૂર્ય હોય **तु** તો (**चरं** ચર) **धनर्णं** ધન ઋણુ (**स्यात्** થાય) **अस्ते** સાયંકાળને વિશે **अन्यथा** ઉલટું કરવું. ॥૧૬॥ **तत्** તે **चरं** ચર **अरुणे** સૂર્યમાં **विलिप्तिकासु** વિકળાઓને વિશે **देयं** આપવું (**तत्एव** તેનેજ) **द्विगुणनवोद्धृतम्** ૨ થી ગુણી ૯ વડે ભાગી **मध्येन्दौ** મધ્યમ ચંદ્રમા **कलासु** કળાઓને વિશે (**देयम्** આપવું) **भाप्तम्** ૨૭ વડે ભાગે લીધેલું (**यत्** જે) **द्युमणिफलं** સૂર્યનું મંદફળ **तत्** તે (**अपि** વળી) **लवे** અંશાદિકને વિશે (**देयम्** આપવું) ॥ **अथ** ત્યાર પછી **शाकः** શક **वेदाब्धयब्ध्यूनः** ૪૪૪ વડે રહિત (**ततः** તેથી) **खरसहृतः** ૬૦ વડે ભાગ લીધેલા **अयनांशा** અયનાંશાઃ **स्युः** થાય છે. ॥૧૭॥

**ભાવાર્થ—સાયનસુર્ય** ઉપરથી શ્લોક ૧૩ માં બતાવ્યા પ્રમાણે ભુજ લાવવો તે ભુજ જો ૦ રાશિ હોય તો માત્ર અંશોને **પ્રથમ ચરખંડથી** ગુણવા, અને જો ભુજમાં ૧ રાશિ હોય તો રાશિને છોડી અંશાદિને **દ્વિતીય** (બીજા) **ચરખંડથી** ગુણવા, અને જો ભુજમાં ૨ રાશિ હોય તો રાશિને છોડી અંશાદિકને **તૃતીય** (ત્રીજા) **ચરખંડથી** ગુણવા, પછી તેને ૩૦ વડે ભાગવા જે આવે તેમાં ગુણેલા ચરખંડથી પહેલાનાં ચરખંડ જોડવાં તો **ચર** થાય છે. તે ચર **સાયનસૂર્ય મેષાદિ** ૬ રાશિમાં હોય તો **ઋણુ** અને **તુલાદિ** ૭ રાશિમાં હોય તો **ધન** થાય છે, પણ સાયંકાળના ગ્રહ કરવા હોય, તો ચરને **વિપરીત** કરવું એટલે કે મેષાદિ ૭ રાશિમાં હોય તો ધન અને તુલાદિ ૭ રાશિમાં હોય, તો ઋણુ જાણુવું. ॥૧૬॥ એ **ચર ધન** હોય તો **મંદ સ્પષ્ટ સૂર્યની વિકળામાં** જોડવું. અને **ઋણુ** હોય તો બાદ કરવું. તો **સ્પષ્ટસૂર્ય** થાય છે. ચરને ૨ થી ગુણી ૯ વડે ભાગતાં જે લબ્ધિ આવે, તેને ચરની સમાન દેશાન્તર ફળ સંસ્કૃત મધ્યમ ચંદ્રની કળાઓમાં ધન ઋણુ કરવી એટલે ચર ધન હોય તો ધનને રૂણુ હોય તો રૂણુ કરવી (એને દ્વિતીય સંસ્કાર કહે છે) **સૂર્યના મંદફળમાં** ૨૭ નો ભાગ આપવો જે **અંશાદિ** લબ્ધિ આવે, તેને **સૂર્યના મંદફળની** માફક દ્વિતીય ફળ સંસ્કૃત ચંદ્રમાં ધન ઋણુ કરવી. એટલે મંદ-

ફળ ધન હોય તો ધનને ૠણ હોય તો ૠણ કરવી (એને તૃતીય ફળ સંસ્કાર કહે છે) તો **ત્રિફળ સંસ્કૃત ચંદ્ર** થાય છે. જન્મના શકમાંથી ૪૪૪ બાદ કરવા શેષ રહે તેને કળાઓ જાણવી અને મંદસ્પષ્ટ સૂર્યની રાશિના અંશો કરી તેને ૬ થી ભાગવા તો વિકલા આવશે પછી આવેલી કળાને ૬૦ થી ભાગવી તો **અંશાદિ અયનાંશા** થાય છે. એ અયનાંશાને મંદસ્પષ્ટ સૂર્યમાં જોડવાથી **સાયનસૂર્ય** થાય છે. ॥૧૭॥

**ઉદાહરણ—સાયનસૂર્ય** રાસ્યાદિ ૨।૨૮।૩૭।૨૮ છે, તે ત્રણ રાશિની અંદર હોવાથી તેજ ભુજ થયો, તેની રાશિ બે છે માટે બે ચરખંડ ગત થયા જેથી પહેલા ચરખંડ ૫૫ અને બીજા ચરખંડ ૪૪ નો યોગ કર્યો તો ૯૯ થયા ને ત્રીજું ચરખંડ ૧૮ છે તેનાથી રાશિને છોડી દેતાં રહેલા અંશાદિ ૨૮।૩૭।૨૮ ને ગુણ્યા તો ૫૧૫।૧૪।૨૪ થયા. તેને ૩૦ થી ભાગ્યા તો ૧૭।૧૦ આવ્યા. તેને ગતચરખંડના યોગ ૯૯ માં ઉમેર્યા તો ૧૧૬।૧૦ પલાત્મક ચર થયું. તે ચર **સાયનસૂર્ય** મેષાદિ ૭ રાશિમાં છે માટે ૠણ થયું. તેને મંદ **સ્પષ્ટસૂર્ય** રાસ્યાદિ ૨।૫।૫૬।૧૭ ની વિકળાઆંથી બાદ કર્યું. તો રાશ્યાદિ ૨।૫।૫૪।૨૧ **સ્પષ્ટસૂર્ય** થયો.

તેજચર ૧૧૬।૧૦ ને ૨ થી ગુણ્યા તો ૨૩૨।૨૦ થયા. તેને ૯ થી ભાગ્યા તો કળાદિ ફળ ૨૫।૪૮ આવ્યું. તે ચર ૠણ હોવાથી ચંદ્રનો બીજો સંસ્કાર ૠણ થયો, તેને દેશાન્તર સંસ્કાર કરેલા ચંદ્રમાંથી બાદ કરવો તો દ્વિતીય ફળ સંસ્કાર કરેલો ચંદ્ર થાય છે. તેમાં સૂર્યના મંદફળ અંશાદિ ૦।૨૮।૪૪ ને ૨૭ થી ભાગ્યાં તો લબ્ધ અંશાદિ ૦।૧।૩ ચંદ્રમામાં ત્રીજો રવિ મંદફળ સંસ્કાર આવ્યો, તેને સૂર્યનું મંદફળ ધન હોવાથી દ્વિતીય ફલ સંસ્કાર કરેલા ચંદ્રમાં ધન કરનો તો **ત્રિફળ ચંદ્ર** થાય છે, ત્રિફળ ચંદ્રનું ઉદાહરણ ૧૯ મા શ્લોકમાં ચંદ્રને સ્પષ્ટ કરવાના ઉદાહરણ કરતી વખતે બતાવ્યું છે.

જન્મનો શક ૧૮૦૫ છે તેમાંથી ૪૪૪ બાદ કર્યા તો ૧૩૬૧ કળાદિ રહ્યા તેને ૬૦ થી ભાગ્યા તો લબ્ધિ ૨૨ અંશ ને શેષ ૪૧ કળા રહી અને મંદ સ્પષ્ટસૂર્યના અંશ કર્યા તો ૬૫ થયા, તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૧૧ વિકળા આવી તેથી અયનાંશ અંશાદિ ૨૨।૪૧।૧૧ થયા, તેને મંદસ્પષ્ટસૂર્ય રાશ્યાદિ ૨।૫।૫૬।૧૭ માં ઉમેર્યા, તો સાયનસૂર્ય રાશ્યાદિ ૨।૨૮।૩૭।૨૮ થયો. ॥ ૧૬ ॥ ૧૭ ॥

गोलौस्तः सौम्ययाम्यौ क्रियघटरसभे खेचरेऽथायनेते नक्रात्कर्का-
च्चषड्भेऽथचरपलयुतोनास्तु पञ्चेन्दुनाड्यः ॥ घस्रार्द्धं गोलयोः स्या-
त्तदयुतखगुणाः स्यान्निशार्द्धन्त्वथाक्षच्छायेषुघ्न्यक्षभायाः कृतिदश-
मलवोने यमा ापलांशाः ॥ १८ ॥

अन्वयः—खेचरे, क्रियघटरसभे सौम्ययाम्यौ, गोलौ, स्तः। अथ, नक्रात्, चकर्कात् षड्भे, ते, अयने, (स्तः)। अथ, तु, पञ्चेन्दुनाड्यः, चरपलयुतोनाः, (कार्य्याः)। ( तदा ), घस्रार्द्धम्, स्यात्। तदयुतखगुणाः, निशार्द्धम्, स्यात्। अथ, तु, इषुघ्नी, अक्षच्छाया, अक्षभायाः, कृतिदशमलवोना, (कार्य्या) इयम्, आशापलांशाः, ( स्युः ) ॥ १८ ॥

अन्वयार्थः-**खेचरे** ગ્રહ **क्रियघटरसभे** મેષ અને તુલાદિ ૭ રાશિને વિશે **सौम्ययाम्यौ** ઉત્તર અને દક્ષિણ **गोलौ** ગોલ **स्तः** થાય **अथ** ત્યાર પછી **नक्रात्** મકરથી **च** અને **कर्कात्** કર્કથી **षड्भे** ૭ રાશિને વિશે **ते** તે **अयने** અયન ( **स्तः** થાય છે ). **अथ** ત્યાર પછી **तु** વળી **पंचेन्दुनाड्यः** ૧૫ ઘડીઓ **चरपलयुतोनाः** ચરપળથી યુત અને ઊન **कार्याः** કરવી ) ( **तदा** ત્યારે ) **घस्रार्द्धम्** દિનાર્દ્ધ **स्यात्** થાય છે **तदयुत** તેણે રહિત **खगुणाः** ૩૦ તે **निशार्द्धम्** રાત્ર્યર્દ્ધ **स्यात्** થાય છે **अथ** ત્યાર પછી **तु** વળી **इषुघ्नी** પાંચથી ગુણેલી **अक्षच्छाया** પલભા તે **अक्षभायाः** અક્ષભાના [illegible] વર્ગના દશમા ભાગે રહિત ( **कार्य्या** કરવી ) **इयम्** આ **आशापलांशाः** અક્ષાંશ (**स्यु**,) હોય છે. ॥૧૮॥

**ભાવાર્થ—સાયનસૂર્ય** મેષાદિ ૭ રાશિમાં હોય તો **ઉત્તરગોલીય** અને તુલાદિ ૭ રાશિમાં હોય તો **દક્ષિણગોલીય** કહેવાય છે; તેવીજ રીતે સાયનસૂર્ય મકરાદિ ૭ રાશિને વિષે હોય તો **ઉત્તરાયન**, અને કર્કાદિ ૭ રાશિને વિષે હોય તો **દક્ષિણાયન** કહેવાય છે; પ્રથમ આવેલું **પલાત્મક ચર** જો સાયનસૂર્ય ઉત્તર**ગોલીય** હોય તો ૧૫ ઘડીમાં **ઉમેરવું અને જો દક્ષિણગોલીય હોય** તો પલાત્મક ચર ૧૫ ઘડીમાંથી **બાદ** કરવું તો **દિનાર્દ્ધ** થાય છે, તે દિનાર્દ્ધને ૩૦ ઘડીમાંથી બાદ કરવું તો **રાત્ર્યર્દ્ધ** થાય છે, એ પછી દિનાર્દ્ધને બમણું કરવાથી **દિનમાન** અને રાત્ર્યર્દ્ધને બમણું કરવાથી

રાત્રિમાન થાય છે, અને દિનમાન તથા રાત્રિમાન એ બન્નેને જોડવાથી અહો રાત્રિમાન થાય છે,

પલભાને પાંચથી ગુણવી તો જે ગુણન ફળ આવે તેને અંશાદિ માનવું અને તેમાંથી પલભાના વર્ગનો દશમો ભાગ બાદ કરવાથી અક્ષાંશ થાય છે. ( અક્ષાંશ સર્વદા દક્ષિણ હોય છે, કારણ કે હિંદુસ્થાનની દક્ષિણમાં વિષુવૃત્ત રેખા છે. ) ॥ ૧૮ ॥

**॥ દિનાર્દ્ધ તથા રાત્ર્યર્દ્ધ તેમજ દિનમાન તથા રાત્રિમાનનું ઉદાહરણ ॥**

પ્રથમ શ્લોક ૧૬ માં બતાવ્યા પ્રમાણે સાનયસૂર્ય ઉપરથી પલાત્મક ચર ૧૧૬।૧૦ આવેલું છે, એ ચર સાયનસૂર્ય ઉત્તર ગોળીય હોવાથી ૧૫ ધડીમાં ઉમેર્યું તો ઘટયાદિ ૧૬।૫૬ દિનાર્દ્ધ થયું, તેને ૩૦ ઘડીમાંથી બાદ કર્યું તો ઘટચાદિ ૧૩।૪ રાત્ર્યર્દ્ધ થયું, દિનાર્દ્ધને બમણું કર્યું તો ઘટચાદિ ૩૩।૫૨ દિનમાન થયો અને રાત્રિઅર્દ્ધને બમણું કર્યું તો ઘટચાદિ ૨૬।૮ રાત્રિમાન થયું, રાત્રિમાન તથા દિનમાન એ બેનો સરવાળો કર્યો તો ઘટિકા ૬૦ પલ ૦ અહોરાત્રિમાન થયુ.

**પલભા ઉપરથી અક્ષાંશ કરવાનું ઉદાહરણ**—કરાંચીની પલભા ૫।૩૦ ને ૫ થી ગુણ્યા તો અંશાદિ ૨૭।૩૦।૦ થયા તેમાંથી પલભાનો વર્ગ કર્યો તો ૩૦।૧૫ થયો તેને ૧૦ થી ભાગ્યા તો લબ્ધિ ૩।૧।૩૦ આવી તેને બાદ કરી તો કરાંચીના અક્ષાંશ ૨૪।૨૮।૩૦ થયા (એ અક્ષાંશ હિંદુસ્થાનથી વિષવૃત્ત રેખા દક્ષિણમાં છે માટે દક્ષિણ થયા. ) ॥ ૧૮ ॥

**विधोःकेन्द्रदोर्भागष[illegible]ननिघ्नाः खरामाः पृथक् त[illegible]स्वांशोनि-**
**तैश्च । रसाक्षैर्हृतास्ते लवाद्यं फलं स्याद्रवीन्दू स्फुटौ संस्कृतौ स्तश्च**
**ताभ्याम् ॥ १९ ॥**

**अन्वयः—विधोः, केन्द्रदोर्भागषष्ठोननिघ्ना, खरामाः, पृथक्, च त[illegible]स्वांशोनितः रसाक्षैः हृताः, ते, लवाद्यम् फलम्, स्यात् । च, ताभ्याम्, संस्कृतौ, स्फुटौ, रवीन्दू, स्तः ॥ १९ ॥**

[illegible]ार्थ:—विधोः ચંદ્રમાના के[illegible]दोर्भागषष्ठोननिघ्नाः खरामाः કેંદ્રના ભુજાંશનો છઠ્ઠો. ભાગ, અને તે ભાગવડે રહિત ૩૦ તેઓના ગુણનને પૃથક્ ભિન્ન ભિન્ન સ્થાપન કરવા च અને ( એક જગાએ ) तत्स्वां[illegible]

**नितैः** તેના વીશમા ભાગે રહિત **रसाक्षैः** ૫૬ તે વડે **हृताः** ભાગે લીધેલા **ते** તે ( બીજી જગ્યાએ મૂકેલા ) **लवाद्यं** અંશાદિ **फलम्** મંદ ફળ **स्यात्** થાય છે **च** અને **ताभ्यां** તે બે ( સૂર્ય અને ચંદ્રનાં મંદ ફળો ) થી **संस्कृतौ** સંસ્કાર કરેલા **स्फुटौ** સ્પષ્ટ **रवीन्दु** સૂર્ય અને ચંદ્ર **स्तः** થાય છે. ॥૧૯॥

**ભાવાર્થ**—ચંદ્રોચ્ચમાંથી ત્રિફળ સંસ્કૃતચંદ્ર બાદ કરવો તો ચંદ્રનું મંદકેંદ્ર થાયછે, તે કેંદ્રનો ભુજ કરી તેના અંશ કરવા તેને ૬ થી ભાગતાં જે આવે તેને અંશાદિ જાણવા અને તેને ૩૦ અંશમાંથી બાદ કરવા ત્યારે જે રહે તેનાથી ભુજાંશને ૭ થી ભાગેલા અંશાદિને ગુણી બે જગ્યાએ લખવા એક જગ્યાએ ૨૦ થી ભાગી જે ફળ આવે તેને ૫૬ માંથી બાદ કરવું જે રહે તેનાથી બીજી જગ્યાએ મૂકેલા ગુણુન ફળને ભાગવા તો અંશાદિ ચંદ્રનું મંદ ફળ થાય છે; તે મંદફળ ચંદ્રનું મંદકેંદ્ર મેષાદિ ૭ રાશિમાં હોય તો ધન અને તુલાદિ ૭ રાશિમાં હોય તો ઋણ જાણવું તેને ત્રિફળ સંસ્કૃત ચંદ્રમાં ધન હોય તો ઉમેરવું અને ઋણ હોય તો બાદ કરવું તો સ્પષ્ટ ચંદ્ર થાય છે. ॥ ૧૯ ॥

**ઉદાહરણ**—ત્રિફળચંદ્ર સાધવા માટે ઇષ્ટ **મધ્યમચંદ્ર** રાશ્યાદિ- ૮।૦।૩૨।૩૫ માં પ્રથમ **દેશાંતર ફળ** કળાદિ ૪।૧૦ **ધન** હોવાથી ઉમેર્યું તો પ્રથમ ફળ સંસ્કૃતચંદ્ર રાશ્યાદિ ૮।૦।૩૬।૪૫ થયો, તેમાંથી **ચરફળ** કળાદિ ૨૫।૪૮ **ઋણ** હોવાથી **બાદ** કર્યું તો રાશ્યાદિ ૮।૦।૧૦।૫૭ દ્વિતીય ફળ સંસ્કૃતચંદ્ર થયો, અને તેમાં **સૂર્યના મંદફળ** ઉપરથી આવેલો ત્રીજો સંસ્કાર **અંશાદિ** ૦।૧।૧૩ **ધન** હોવાથી ઉમેર્યો તો રાશ્યાદિ ૮।૦।૧૨।૧૦ **ત્રિફળ સંસ્કૃતચંદ્ર** થયો. **ચંદ્રોચ્ચ** રાશ્યાદિ ૬।૨।૮।૪૨।૩૩ માંથી **ત્રિફળ સંસ્કૃત ચંદ્ર** રાશ્યાદિ ૮।૦।૧૨।૧૦ બાદ કર્યો તો શેષ રાશ્યાદિ **૧૦।૧।૫૬।૪૨ ચંદ્રનું** મંદકેંદ્ર થયું, તેને ભુજ કરવા માટે ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૧।૨૮।૩।૧૮ ભુજ થયો, તેના **અંશ** કર્યા તો ૫૮।૩।૧૮ થયા તેને ૬ થી ભાગ્યા તો લબ્ધ **અંશાદિ ૯।૪૦।૩૩** આવ્યા તેને ૩૦ **અંશમાંથી** બાદ કર્યા તો શેષ **અંશાદિ ૨૦।૧૯।૨૭** રહ્યા, તેનાથી ભુજાંશને ૭ થી ભાગતાં આવેલા ૯।૪૦।૩૩ ને ગુણ્યા તો **૧૯૬।૩૯।૧૧** આવ્યા. તેને બે જગ્યાએ લખી એક જગ્યાએ ૨૦ થી ભાગ્યા તો **અંશાદિ** ૯।૪૯।૫૭ આવ્યા, તેને ૫૬ **અંશમાંથી** બાદ કર્યા તો **અંશાદિ** ૪૬।૧૦।૩ રહ્યા, **તેની વિકળાઓ** કરી તો ૧૬૬૨૦૩ થઇ. તે વિકળાથી બીજી **જગ્યાએ લખેલા ગુણનફળ** ૧૯૬।૩૯।૧૧ **ની વિકળા** ૭૦૭૯૫૧ ને ભાગ્યા તો **અંશાદિ ૪।१५।३४**

ચંદ્રનું મંદફળ આવ્યું તે ચંદ્રકેંદ્ર તુલાદિ ૭ રાશિમાં હોવાથી ઋણ થયું તેને ત્રિફળ સંસ્કૃતચંદ્ર રાસ્યાદિ ૮।૦।૧૨।૦ માંથી બાદ કર્યું તો શેષ રાસ્યાદિ ૭।૨૫।૫૬।૨૬ સ્પષ્ટચંદ્ર થયો. ॥૧૯॥

**केन्द्रस्य कोटिलवखाश्विलवोननिघ्ना रुद्रारवेस्त्रिकुहृताः शशिनो द्विनिघ्नाः । स्वांगांशकेन सहिताश्चगतौ धनर्णं केन्द्रे कुलीरमृगषट्कगते स्फुटा सा ॥ २० ॥**

अन्वयः—रुद्राः, केन्द्रस्य, कोटिलवखाश्विलवोननिघ्नाः, (ते) रवेः, ( चेत्, तर्हि ), त्रिकुहृताः, ( तदा, रवेः, कलाद्यम्, गतिफलम्, स्यात्, ) । ( चेत् ), शशिनः, ( तर्हि, ), द्विनिघ्नाः, च ( ततः ), स्वाङ्गांशकेन, सहिताः, ( कार्याः तदा चन्द्रगतेः कलाद्यम्, फलम्, स्यात् ) । कुलीरमृगषट्कगते, केन्द्रे, गतौ, धनर्णम्, ( भवतः ). सा, स्फुटा, ( गतिः, भवति ॥ २० ॥

अन्वयार्थः—रुद्राः ૧૧ તે केन्द्रस्य કેન્દ્રના कोटिलवखाश्विलवोननिघ्नाः કોટયંશના ૨૦ મા ભાગે રહિત, ( તેનાથી વીશમા ભાગને ) ગુણવા ( ते તે ) रवेः સૂર્યનું ( चेत् હોય तर्हि તો ) त्रिकुहृताः ૧૩ થી ભાગવા ( तदा તો रवेः સૂર્યનું कलाद्यम् કળાદિ गतिफलम् ગતિ ફળ स्यात् થાય છે ) । (चेत् જો) शशिनः ચંદ્રનું હોય ( तर्हि તો ) द्विनिघ्नाः બેથી ગુણવા च અને ( ततः તેને ) स्वांगांशकेन પોતાના છઠ્ઠા ભાગે सहिताः યુક્ત ( कार्याः કરવા, तदा તો चंद्रगतेः ચંદ્રની ગતિનું कलाद्यम् કલાદિ फलम् ગતિ ફળ स्यात् થાય છે ) कुलीरमृगषट्कगते કર્ક અને મકરાદિ ૭ રાશિને વિશે ગયેલા केन्द्रे કેન્દ્રથી गतौ ગતિઓ धनर्णम् ધન તથા ઋણ ( भवतः થાય છે ) सा તે स्फुटा સ્પષ્ટ ( गतिः ગતિ भवति થાય છે ) ॥ ૨૦ ॥

ભાવાર્થ—સૂર્યના કેન્દ્રનો ભુજ કરવો, અને ભુજથી કોટિ લાવવી તે કોટિના અંશ કરવા પછી તે અંશોને ૨૦ નો ભાગ આપવો, જે લબ્ધિ આવે તેને અંશાદિ જાણવી. તે લબ્ધિને ૧૧ અંશમાંથી બાદ કરવી શેષ રહે તે અને લબ્ધિનો ગુણાકાર કરવો ત્યારે જે ગુણન ફળ થાય તેને ૧૩ થી ભાગવું તો લબ્ધિ કળાદિ સૂર્યનું ગતિફળ આવે છે. તે ફળ સૂર્યનું કેંદ્ર કર્કાદિ ૭ રાશિમાં હોય તો ધન અને મકરાદિ ૭ રાશિમાં

હોય તો **ઋણ** જાણવું. ને તેને સૂર્યની **મધ્યમગતિમાં** ધન હોય તો જોડવું અને ઋણ હોય તો બાદ કરવું તો **સૂર્યની સ્પષ્ટગતિ** થાય છે.

**ચંદ્રના કેંદ્રનો ભુજ** કરવો, અને ભુજથી **કોટિ** લાવી તેના **અંશ** કરવા પછી તે અંશોમાં ૨૦ નો ભાગ આપવો જે લબ્ધિ આવે તેને **અંશાદિ** જાણવી અને તેને ૧૧ અંશોમાંથી બાદ કરવી, જે શેષ રહે તેનાથી અંશાદિ લબ્ધિને ગુણવી ત્યારે જે **ગુણન ફળ** થાય તેને ૨ થી ગુણી તેમાં તેનો છઠ્ઠો ભાગ ઉમેરી દેવો તો **કળાદિ ચંદ્રનું ગતિફળ** આવે છે, તે ફળ **ચંદ્રનું કેંદ્ર** કર્કાદિ ૭ રાશિમાં હોય તો **ધન** અને **મકરાદિ** ૭ રાશિમાં હોય તો **ઋણ** જાણવું પછી તેને ચંદ્રની મધ્યમ ગતિમાં ધન હોય તો જોડવું અને ઋણ હોય તો બાદ કરવું તો **ચંદ્રની સ્પષ્ટગતિ** થાય છે. ।૨૦।

**ઉદાહરણ—સૂર્યનું** કેંદ્ર રાશ્યાદિ ૦।૧૨।૩૨।૨૭ છે તે ત્રણ રાશિથી ઓછું હોવાથી એજ **ભુજ** થયો તેને ત્રણ રાશિમાંથી બાદ કર્યો તો શેષ રાશ્યાદિ ૨।૧૭।૨૭।૨૩ **કોટિ** થઇ તેના **અંશાદિ** ૭૭।૨૭।૩૩ થયા તેને ૨૦ થી ભાગ્યા તો ૩।૫૨।૨૨ આવ્યા, તેને ૧૧ અંશમાંથી બાદ કર્યા તો શેષ ૭।૭।૩૮ રહ્યા. તે અને વીશે ભાગેલા અંશાદિ ૩।૫૨।૨૨ ને પરસ્પર ગુણ્યા તો ૨૭।૩૬।૧૭ આવ્યા, તેને ૧૩ થી ભાગ્યા તો લબ્ધિ **કળાદિ** ૨।૭ આવી. તેને સૂર્યનું કેંદ્ર મકરાદિ ૭ રાશિમાં હોવાથી સૂર્યની મધ્યમ ગતિ કળાદિ ૫૯।૮ માંથી બાદ કરી તો **કળાદિ** ૫૭।૧ **સૂર્યની સ્પષ્ટ ગતિ** થઇ.

**ચંદ્રનું** કેંદ્ર રાશ્યાદિ ૧૦।૧।૫૬।૪૨ છે, તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૧।૨૮।૩।૧૮ **ભુજ** થયો. તેને ૩ રાશિમાંથી બાદ કર્યો તો રાશ્યાદિ ૧।૧।૫૬।૪૨ **કોટિ** થઇ. તેના અંશાદિ ૩૧।૫૬।૪૨ થયા. તેને ૨૦ થી ભાગ્યા તો ૧।૩૫।૫૦ આવ્યા. તેને ૧૧ અંશમાંથી બાદ કર્યા તો શેષ ૯।૨૪।૧૦ રહ્યા. તે, અને વીશે ભાગતાં આવેલા ૧।૩૫।૫૦ ને પરસ્પર ગુણ્યા તો ૧૫।૧૫ આવ્યા, તેને ૨ થી ગુણ્યા તો ૩૦।૨।૧૦ થયા. તેમાં તેને ૬ થી ભાગ્યા તો ૫।૦।૨૧ આવ્યા, તે ઉમેર્યા તો **કળાદિ** ૩૫।૨।૩૧ **ચંદ્રનું ગતિફળ** થયું એ ફળ ચંદ્રનું કેંદ્ર **મકરાદિ** હોવાથી ચંદ્રની મધ્યમ ગતિ કળાદિ ૭૯૦।૩૫ માંથી બાદ કર્યું તો **કળાદિ** ૭૫૫।૩૩ **ચંદ્રની સ્પષ્ટગતિ** થઇ. ।।૨૦।।

## પ્રકરણ ૩ જું.

॥ તિથિ નક્ષત્ર યોગકરણ વિગેરેની ઘટીઓ લાવવા બાબત ॥

भक्ताव्यर्कविधोर्लवा यम[illegible]भिर्यातातिथिः स्यात्फलं शेषं यातामिदं हरात्प्रपतितं भोग्यं विलिप्तास्तयोः । भुक्तयोरन्तरभाजिताश्च घटिकायातैष्यिकाः स्युः क्रमात्पूर्वार्द्धकरणं बवाद्गततिथिर्द्विघ्नाद्रितष्टा भवेत् ॥ २१ ॥ तत्सैकंत्वपरेदलेऽथ शकुनेः स्युः कृष्णभूतोत्तराद-र्धाच्चाथ विधोश्च सार्कसितगोर्लिप्ताः खखाष्टोद्धृताः ॥ यातेस्तोभ-युती क्रमाद्गगनषण्निघ्नेगतैष्येतयोरिन्दोर्भुक्तिहृते जवैक्यविहृते या-तैष्यनाड्यः क्रमात् ॥ २२ ॥

अन्वयः–व्यर्कविधोः, लवाः, ( कार्याः, ते, ) यमकुभिः, भक्ताः, फलम्, यातातिथिः, स्यात् । शेषम्, यातम्, । (च), इदम्, हरात्, [illegible], भोग्यम् । तयोः, विलिप्ताः, भुक्तयोः–अन्तर-भाजिताः, ( लब्धिः ), क्रमात्, यातैष्यिकाः, घटिकाः, स्युः । द्विघ्नि, ( ततः ), अद्रितष्टा, गततिथिः, बवात्, तिथेः, पूर्वार्द्धे, करणम्, भवेत् । सैकम्, तु तत, अपरे, दले, करणम्, ( स्यात् ) । अथ, कृष्ण[illegible]तोत्तरार्द्धात्, शकुनेः, (करण) स्युः । च अथ, विधोः, च सार्कसितगोः लिप्ताः खखाष्टोद्धृताः, ( फलम् ), क्रमात्, याते, भयुती, स्तः, तयोः, गतैष्ये, गगनषण्निघ्ने, इन्दोः, भुक्ति-हृते. ( तत, )( च ) जवैक्यविहृते, ( तदा ( क्रमात्, गतैष्यनाड्यः, ( स्युः ) ॥ २२ ॥

**अन्वयार्थः**—**व्यर्कविधोः** ગયો છે સૂર્ય જેથી એવા ચંદ્રના **लवाः** અંશો ( **कार्याः** કરવા ते ते ) **यमकुभिः** ૧૨ થી **भक्ताः** ભાગે લીધેલું **फलं** ફળ **यातातिथिः** ગયેલી તિથિ **स्यात्** થાય છે **शेषम्** શેષ **यातम्** ગત ( **च** અને ) **इदं** આ **हरात्** ૧૨ થી **प्रपतितं** કાઢી નાંખેલું (તે) **भोग्यं** ભોગ્ય થયેલું **तयोः** તે બેની **विलिप्ताः** વિકળાઓને **भुक्त्योः** બેઉની ગતિના

**अन्तरभाजिताः** અંતરવડે ભાગે લીધેલી ( **लब्धिः** લબ્ધિઃ ) **क्रमात्** અનુક્રમથી **यातैष्यिकाः** ગયેલી અને આવતી **घटिकाः** ઘડીઓ **स्युः** થાય છે **द्विघ्नी** બે વડે ગુણેલી ( **ततः** તેને ) **अद्रितष्टा** ૭ વડે ભાગેલી **गततिथिः** શુક્લ-પ્રતિપદાથી ગયેલી તિથિ તે **बवात्** બવ થકી ( **तिथेः**-તિથિના) **पूर्वार्द्धे** પૂર્વાર્દ્ધમાં **करणम्** કરણ **भवेत्** થાય છે. ॥ ૨૧ ॥ **सैकम्** એકે સહવર્તમાન **तु** વળી ( **तत्** તે) **अपरे** ( તિથિના) બીજા **दले** દલને વિશે ( **करणम्** કરણ **स्यात्** થાય છે ) **अथ** ત્યાર પછી **कृष्णभूतोत्तरार्द्धात्** કૃષ્ણપક્ષની ચતુર્દશીના ઉત્તરાર્દ્ધથી **शकुनेः** શકુની આદિ (**करण** કરણ ) **स्युः** થાય છે. । **च** અને **अथ** ત્યાર પછી **विधोः** ચંદ્રની **च** અને **सार्कसितगोः** સૂર્ય યુક્ત ચંદ્રની **लिप्ताः** કળાઓ **खखाष्टोद्धृताः** ૮૦૦ વડે ભાગવી ( **फलम्** ફળ ) **क्रमात्** અનુક્રમથી **याते** ગયેલા **भयुती** નક્ષત્ર અને યોગ **स्तः** થાય છે **तयोः** તે બેનું **गतैष्ये** ભુક્ત અને ભોગ્ય તે **गगनषण्णिघ्ने** ૬૦ થી ગુણી **इन्दोः** ચંદ્રમાની **भुक्तिहृते** ગતિએ ભાગેલું ( **ततः** તે થકી **च** અને ) **जवैक्यविहृते** ( ચંદ્ર અને સૂર્યની ) ગતિના ઐક્યવડે ભાગવું ( **तदा** ત્યારે ) **क्रमात्** અનુક્રમથી (નક્ષત્ર અને યોગની ) **यातैष्यनाड्यः** ગત અને ઐષ્ય ઘડીઓ (**स्युः**) થાય છે. ॥૨૨॥

**ભાવાર્થ**—સ્પષ્ટચંદ્રમાંથી સ્પષ્ટસૂર્યને બાદ કરવો, જે શેષ રહે તેના અંશો કરવા, તેને ૧૨ થી ભાગવા, તો લબ્ધિ **ગતતિથિ** થાય છે, અને શેષ અંશાત્મક રહે તે **ભુક્ત તિથિ**, એટલે તિથિનો વ્યતીત ભાગ થાય છે. તે ભુક્ત તિથિને ૧૨ અંશોમાંથી બાદ કરવી તો **ભોગ્ય તિથિ** થાય છે. એ પછી ભુક્ત અને ભોગ્ય તિથિની જુદી જુદી **વિકળાઓ** કરવી અને તે બન્નેને ૬૦ થી ગુણવી ત્યારે જે ગુણન ફળ થાય, તેમાં ક્રમથી સૂર્ય અને ચંદ્રની સ્પષ્ટગતિના અંતરવડે ભાગ આપવો તો લબ્ધિ જે આવે, તેને ઘટ્યાદિ જાણવી. એટલે તે ક્રમથી ભુક્ત તિથિ અને ભોગ્ય તિથિની ઘટીકાઓ થાય છે, ભુક્ત તિથિની ઘટિકાઓ ષષ્ટઘટિ પળમાંથી બાદ કરવી તો **ગતતિથિની** ઘટિકાઓ આવે છે.

દરેક માસમાં શુક્લપક્ષથી આરંભીને ગતતિથિની સંખ્યાને બેથી ગુણી સાતે ભાગવા, લબ્ધિને છોડી દેવી અને ભાગ આપતાં જે શેષ રહે તે ગ્રહણ કરવું, તે બવાદિ કરણોથી ગણતાં તિથિના પૂર્વાર્દ્ધમાં કરણ હોય છે અને તેમાં એક ઉમેરવાથી ઉત્તરાર્દ્ધનું કરણ થાય છે, કૃષ્ણપક્ષની ચતુર્દશીના ઉત્તરાર્દ્ધમાં શકુનિ કરણ, તથા અમાવાસ્યાના પૂર્વાર્દ્ધમાં ચતુષ્પદકરણ, અને

ઉત્તરાર્દ્ધમાં નાગકરણુ, તેમજ શુક્લ પ્રતિપદાના પૂર્વાર્દ્ધમાં કિંસ્તુઘ્ન કરણુ હોય છે

સ્પષ્ટચંદ્રની કળા કરવી તેને ૮૦૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તે ગત નક્ષત્ર થાય છે, અને ભાગ આપ્યા પછી જે કળાદિ શેષ રહે તે ગત નક્ષત્રથી આગળના નક્ષત્રનું ગતભાગ એટલે ભુકત થાય છે, તેને ૮૦૦ કળામાંથી બાદ કરતાં જે શેષ રહે છે ભોગ્યનક્ષત્ર એટલે નક્ષત્રનો એષ્ય ભાગ થાય છે. તે પછી ભુક્ત અને ભોગ્ય નક્ષત્ર એ બંનેની વિકળાઓ કરી દરેકને સાઠે ગુણુવા જે આવે તેમાં ચંદ્રની સ્પષ્ટ ગતિની વિકળાઓથી ભાગ આપવો ત્યારે જે ઘટચાદિ ધબ્ધિ આવે તે ક્રમથી ભુક્ત નક્ષત્ર અને ભોગ્ય નક્ષત્રની ઘટીઓ થાય છે.

સ્પષ્ટસૂર્ય અને સ્પષ્ટચંદ્રમાના યોગની કળાઓ કરીને ૮૦૦થી ભાગવા તો જે લબ્ધિ આવે છે ગતયોગ થાય છે, અને જે શેષકળાદિ રહે તે ભુક્ત યોગ એટલે આગળના યોગનો ગતભાગ થાય છે, તેને ૮૦૦ કળામાંથી બાદ કરવો જે શેષ રહે તે ભોગ્ય યોગ થાય છે, એ પછી ભુકતયોગ અને ભોગ્યયોગ એ બન્નેની વિકળાઓ કરી દરેકને સાઠે ગુણુવા જે ગુણુન ફળ થાય, તેમાં સૂર્ય ચંદ્રની ગતિના યોગની વિકળાઓનો ભાગ આપવો. તો લબ્ધિ ક્રમથી ભુક્તયોગ અને ભોગ્ય યોગની ઘટીઓ થાય છે. ॥૨૧॥૨૨॥

**સ્પષ્ટતિથિ, સ્પષ્ટકરણુ, સ્પષ્ટનક્ષત્ર અને યોગનું ઉદાહરણુ—** જન્મના સ્પષ્ટચંદ્ર રાસ્યાદિ ૭।૨૫।૫૬।૨૬ માંથી સ્પષ્ટસૂર્ય રાશ્યાદિ ૨।૫। ૫૪।૨૧ બાદ કર્યો, તો શેષ રાસ્યાદિ ૫।૨૦।૨।૫ રહ્યા તેના અંશાદિ ૧૭૦।૨।૫ ને ૧૨ થી ભાગ્યા તો લબ્ધિ ૧૪ આવી. એ ગતતિથિઓ થઈ, અને શેષ અંશાદિ ૨।૨।૫ ભુક્તતિથિ (પૂર્ણિમા) થઈ, હવે ભુક્ત તિથિના અંશાદિની વિકળા કરી તો ૭૩૨૫ થઈ તેને ૬૦ થી ગુણુતાં ૪૩૯૫૦૦ થઇ પછી ચંદ્રની સ્પષ્ટગતિ કળા ૭૫૫ વિકળ ૩૩ અને સૂર્યની સ્પષ્ટ ગતિ કળા ૫૭ વિકળા ૧ એ બેનું અંતર કર્યુ તો કળા ૬૫૮ વિકળા ૩૨ આવ્યું તેની વિકળાઓ કરી તો ૪૧૯૧૨ થઇ. તેનાથી ભુક્ત તિથિની વિકળાને ૬૦ થી ગુણુતાં થયેલા ૪૩૯૫૦૦ ને ભાગતાં લબ્ધિ ઘટી ૧૦ પળ ૨૯ ભુક્ત તિથિની ગટી આવી. તેને જન્મની ઈષ્ટઘટિકા ૪૮ પલ ૩૯ માંથી બાદ કરી તો શેષ ઘટી ૩૮ પળ ૧૦ સૂર્યોદયથી ગતિ તિથિની ઘટિકાઓ થઇ, પછી ભોગ્ય તિથિની ઘટિકાઓ લાવવા માટે ૧૨ થી ભાગતાં રહેલા અંશાદિ ૨।૨।૫ ને ૧૨ અંશમાંથી બાદ કર્યા તો ભોગ્યતિથિના—અંશાદિ ૯।૫૭।૫૫ થયા તેની વિકળા કરી તો ૩૫૮૭૫ તેને ૬૦ થી ગુણ્યા તો ૨૧૫૨૫૦૦ થયા. તેને ચંદ્ર સૂર્યની ગતિના અંતરની વિકળાઓ

૪૧૯૧૨ થી ભાગ્યા તો લબ્ધિ ભોગ્ય તિથિની ઘટિકા ૫૧ પળ ૩૧ એટલે પૂર્ણિમાનો ભોગ્ય થયો, તે પછી **ભુક્તપૂર્ણિમા** ઘટિકા ૧૦ પલ ૨૯ અને **ભોગ્ય પૂર્ણિમા** ઘટિકા ૫૧ પળ ૨૧ નો સરવાળો કર્યો તો પૂર્ણિમા આખી ઘડી ૬૧ પળ ૫૦ ની થઇ,

ગત તિથિ ૧૪ ની સંખ્યાની ૨ થી ગુણ્યા તો ૨૮ થયા. તેને ૭ થી ભાગ્યા તો લબ્ધિ ૪ આવી. શેષ ૦ રહી તે શેષ પ્રમાણે પૂર્ણિમાના પૂર્વાર્દ્ધમાં એટલે જન્મ સમયે ભદ્રા ( વિષ્ટિ ) કરણ થયું.

સ્પષ્ટચંદ્ર રાશ્યાદિ ૭।૨૫।૫૬।૨૬ ની કળાઓ કરી તો કળાદિ ૧૪૧૫૬।૨૬ થઇ. તેને ૮૦૦ થી ભાગ્યા તો **લબ્ધિ** ૧૭ **ગતનક્ષત્ર** (અનુરાધા) થયું, અને શેષ કળાદિ ૫૫૬।૨૬ જયેષ્ઠા નક્ષત્રનું ભુક્ત થયું; તેની વિકળા ૩૩૩૮૬ થઇ. તેને ૬૦ થી ગુણ્યા તો ૨૦૦૩૧૫૦ થયા. **સ્પષ્ટચંદ્રની ગતિ** કળા ૭૫૫ વિકળા ૩૩ ની વિકળા ૪૫૩૩૩ થી ભાગ્યા તો ઘટિકા ૪૪ પળ ૧૧ જયેષ્ટા નક્ષત્રની **ભુક્ત** ઘડીઓ આવી. તેને જન્મની ઇષ્ટઘડી ૪૮ પળ ૩૯ માંથી બાદ કરી તો શેષ ઘટિ ૪।૨૮ તે દિવસે સૂર્યોદય થકી **ગતનક્ષત્ર** અનુરાધાની અંત્ય ઘડીઓ થઇ.

સ્પષ્ટસૂર્ય રાસ્યાદિ ૨।૫।૫૪।૨૧ અને સ્પષ્ટચંદ્ર રાશ્યાદિ ૭।૨૫।૫૬।૨૬ નો યોગ કર્યો તો રાશ્યાદિ ૧૦।૧।૫૦।૪૭ થયો તેની **કળાઓ** કરી તો ૧૮૧૧૦।૪૭ થઇ. તેને ૮૦૦ થી ભાગ્યા તો લબ્ધિ ૨૨ **ગત** ( સાધ્ય ) **યોગ** થયો, અને શેષ કળાદિ ૫૧૦।૪૭ રહ્યા. તેની વિકળાઓ કરી તો ૩૦૬૪૭ થઇ.તેને ૬૦ ગુણ્યા તો ૧૮૩૮૮૨૦ થયા. તેને સૂર્યની સ્પષ્ટ ગતિ કળાદિ ૫૭।૧ તથા ચંદ્રની સ્પષ્ટગતિ કળાદિ ૭૫૫।૩૩ નો સરવાળો કળાદિ ૮૧૨।૩૪ ની વિકળાઓ ૪૮૭૫૪ થી ભાગ્યા તોલબ્ધિ ઘટિ ૩૭ પળ ૪૨ આવ્યા. એ **શુભયોગની ગત** ઘટિકાઓ થઇ તેને ઇષ્ટ ઘટિકા ૪૮।૩૯ માંથી બાદ કરી તો શેષ ઘટિ ૧૦ પળ ૫૭ સૂર્યોદયથી **સાધ્યયોગની** અંત્ય ઘડીઓ થઇ. ॥ ૨૧ ॥ ૨૨ ॥



## પ્રકરણ ૪ થું.

### ભૌમાદિ ગ્રહો તથા તેઓની ગતિઓ સ્પષ્ટ કરવા બાબત.

અધિકાર ૩ જો–ભૌમાદિ સ્પષ્ટ કરવા વિશે.

**खमष्टमरुतोऽद्रिभूभुव उदध्यगोर्व्योऽष्टदृग्दृशो नवनगाश्विनोऽक्षदद्शनाः शराङ्गाग्नयः । गुणाङ्कदहनाः खखाब्धय इभांगरामाः क्रमान्नवा[illegible]धिदृशो नभः क्षितिभुवश्चलाङ्का इमे ॥ २३ ॥**

**अन्वयः—खम्, अष्टमरुतः अद्रिभूभुवः, उदध्यगोर्व्यः, अष्टदृग्दृशः, नवनगाश्विनः, अक्षदशनाः, शराङ्गाग्नयः, गुणाङ्कदहनाः, खखाब्धयः, इभाङ्गरामाः, नवाम्बुधिदृशः, नभः, इमे, क्रमात्, क्षितिभुवः, चलाङ्काः, ( सन्ति ) ॥ २३ ॥**

अन्वयार्थः—खम् ०, अष्टमरुतः ५८, (अष्ट ८ मरुत ५) अद्रिभूभुवः ११७, (अद्रि ७ भू १ भुवः १) उदध्यगोर्व्यः १७४, (उदधि ४ अग ७ उर्वी १) अष्टदृ[illegible]शः २२८, (अष्ट ८ दृग् २ दृशः २) न[illegible]नगाश्विनः २७९, (नव ९ नग ७ अश्विनः २) अक्षदशनाः ३२५, (अक्ष ४ दशनाः ३२) शरा[illegible]ग्नयः ३६५, (शर ५ अंग ६ अग्नि ३) [illegible]णांकदहनाः ३९३, (गुण ३ अंक ९ दहन ३) खखाब्ध[illegible] ४००, (ख ० ख ० अब्धि ४) [illegible]भांगरामाः ३६८, (इभ ८ अंग ६ रामा ३) नवाम्बुधिदृशः २४९, (नव ९ अंबुधि ४ दृशः २) नभः ०, इमे એ क्रमात् ક્રમથી क्षितिभुवः મંગળના चलाङ्काः શીઘ્રાંક (सन्ति થાય છે.) ॥૨૩॥

ભાવાર્થ—૦, ૫૮, ૧૧૭, ૧૭૪, ૨૨૮, ૨૭૯, ૩૨૫, ૩૬૫, ૩૯૩, ૪૦૦, ૩૬૮, ૨૪૯, ૦ એ ક્રમથી ભૌમ (મંગળ)ના શીઘ્રાંક છે. ॥૨૩॥

**खं भूकृताः कुवसवोऽद्रिभवाः खतिथ्यो[illegible]वो [illegible]वोऽर्कपक्षाः । अकाि[illegible]नः [illegible]खनागतया[illegible]तिथ्यो गोष्ठी खमा[illegible]फलजाः स्युरिमे विदोऽङ्काः ॥ २४ ॥**

अन्वयः—खम्, भूकृताः, कुवसवः, अद्रिभवाः, खतिथ्यः, अष्टाद्रीन्दवः, नवनवक्षितयः, अर्कपक्षाः, अर्काश्विनः, शरखगक्षितयः, अक्षतिथ्यः, गोष्टौ, खम्, इमे, विदः, आशुफलजाः, अङ्काः, स्यु, ॥ २४ ॥

अन्वयार्थः—खम् ०, भूकृताः ४१, (भू १ कृत ४) कुवसवः ८१, (कु १ वसु ८) अद्रिभवाः ११७, (अद्रि ७ भव ११) खतिथ्यः १५०, (ख० तिथि १५) अष्टाद्रीन्दवः १७८, (अष्ट ८ अद्रि ७ इन्दु १) नवनवक्षितयः १९९, (नव ९ नव ९ क्षिति १) अर्कपक्षाः २१२, (अर्क १२ पक्ष २) अर्काश्विनः २१२, (अर्क १२ अश्विन् २) शरखगक्षितयः १९५, (शर ५ खग ९ क्षिति १) अक्षतिथ्यः १५५, (अक्ष ५ तिथि १५) गोष्टौ ८९, (गो ९ अष्ट ८) खम् ०, इमे એ विदः બુધના आशुफलजाः શીઘ્રફળના अङ्काः અંકો स्युः થાય છે. ॥२४॥

ભાવાર્થ—૦, ૪૧, ૮૧, ૧૧૭, ૧૫૦, ૧૭૮, ૧૯૯, ૨૧૨, ૨૧૨, ૧૯૫, ૧૫૫, ૮૯, ૦, એ ક્રમથી બુધના શીઘ્રાંક છે. ॥૨૪॥

खं तत्वानि नगाब्धयोऽष्टषट्काः पञ्चेभा गजखेचरा रसाशाः ॥
नागाशा द्विदिशो नवाहयः षट्षष्टिः षट्कगुणा नभो गुरोः स्युः॥२५॥

अन्वयः—खम्, तत्वानि, नगाब्धयः, अष्टषट्काः, पञ्चेभाः, गजखेचराः, रसाशाः, नागाशाः, द्विदिशः, नवाहयः, षट्षष्टिः, षट्कगुणाः, नभः, (इमे), गुरोः, (आशुफलजाः, अङ्काः,) स्युः, ॥ २५ ॥

अन्वयार्थः—खम् ०, तत्वानि २५, नगाब्धयः ४७, (नग ७ अब्धि ४) अष्टषट्काः ६८, (अष्ट ८ षट्क ६) पञ्चेभाः ८५, (पंच ५ इभ ८) गजखेचराः ९८, (गज ८ खेचर ९) रसाशाः १०६, (रस ६ आशा १०) नागाशाः १०८, (नाग ८ आशा १०) द्विदिशः १०२, (द्वि २ दिश १०) नवाहयः ८९, (नव ९ हय ८) षट्षष्टिः ६६, (षट् ६ षष्टि ६) षट्कगुणाः ३६, (षट्क ६ गुण ३) नभः ०, (इमे એ) गुरोः ગુરૂના (आशुफलजाः શીઘ્રફળના अंकाः અંકો) स्युः થાય છે. ॥ २५ ॥

ભાવાર્થ—૦, ૨૫, ૪૭, ૬૮, ૮૫, ૯૮, ૧૦૬, ૧૦૮ ૧૦૨, ૮૯, ૬૬, ૩૬, ૦ એ ક્રમથી ગુરૂના શીઘ્રાંક થાય છે. ॥૨૫॥

खमग्न्यङ्कैस्तुल्या रसयमभुवः षट्कधृतयोऽरिसिद्धाः पक्षाभ्राग्नय उदधिनाराचदहनाः । द्विशून्योदन्वन्तः खजलधिकृता भूरसकृता-स्त्रिवेदोदन्वन्तो रसमयगुणाः खं भृगुजनेः ॥ २६ ॥

अन्वयः—खम्, अग्न्यङ्कैः, तुल्याः, ( अङ्काः ), रसयमभुवः, षट्कधृतयः अरिसिद्धाः, पक्षाभ्राग्नयः, उदधिनाराचदहनाः, द्वि-शून्योदन्वन्तः, खजलधिकृताः, भूरसकृताः त्रिवेदोदन्वन्तः, रस-यमगुणाः खम्, ( इमे, ) भृगुजनेः, ( अङ्काः, स्युः, ) ॥२६॥

अन्वयार्थः—खम् ०, अग्न्यङ्कैः ( अग्नि ३ अङ्क ६ तुल्याः (अङ्काः) તેસઠની બરાબર અંકો એટલે ૬૩, रसयमभुवः ૧૨૬, ( रस ૬ यम २ भुव ૧) षट्कधृतयः ૧૮૬, (षट्क ૬ धृति ૧૮) अरिसिद्धाः ૨૪૬, (अरि ૬ सिद्ध ૨૪) पक्षाभ्राग्नयः ૩૦૨, (पक्ष ૨ अभ्र ૦ अग्नि ૩) उदधिनाराचदहनाः ૩૫૪, (उदधि ૪ नाराच ૫ दहन ૩) द्विशून्योदन्वन्तः ૪૦૨, (द्वि ૨ शून्य ૦ दन्वन्त ૪) खजलधिकृताः ૪૪૦, (ख ૦ जलधि ૪ कृत ૪) भूरसकृताः ૪૬૧, (भू ૧ रस ૬ कृत ૪) त्रिवेदोदन्वन्तः ૪૪૩, (त्रि ૩ वेद ૪ दन्वन्त ૪) रसयम-गुणाः ૩૨૬, (रस ૬ यम ૨ गुण ૩) खम् ०, (इमे એ) भृगुजनेः શુક્રના (अङ्काःस्युः શીઘ્રાંક થાય છે. ॥૨૬॥

ભાવાર્થ—૦, ૬૩, ૧૨૬, ૧૮૬, ૨૪૬, ૩૦૨, ૩૫૪, ૪૦૨, ૪૪૦, ૪૬૧, ૪૪૩, ૩૨૬, ૦ એ ક્રમથી શુક્રના શીઘ્રાંક થાય છે. ॥૨૬॥

खमिषुक्षितयो गजाश्विनो गोदहना नागकृताः पयोधिबाणाः । द्विरगेषुमिता हुताशबाणाः शरवेदास्त्रिगुणा धृतिः खमार्केः ॥२७॥

अन्वयः—खम्, इषुक्षितयः, गजाश्विनः, गोदहनाः, नाग-कृताः, पयोधिबाणाः, द्विः, अगेषुमिताः, हुताशबाणाः, शरवेदाः, त्रिगुणाः, धृतिः, खम्, (इमे), आर्केः, ( अङ्काः, स्युः, ) ॥२७॥

अन्वयार्थः—खम् ०, इषुक्षितयः १५, (इषु ५ क्षिति १) गजाश्विनः २८, (गज ८ अश्विन् २) गोदहनाः ३९, (गो ९ दहन ३) नागकृताः ४८, (नाग ८ कृत ४) पयोधिबाणाः ५४, [पयोधि ४ बाण ५) द्विः બેવાર अगेषुमिताः ५७, (अग ७ इषु ५) हुताशबाणाः ५३ (हुताश ३ बाण ५) शरवेदाः ४५ (शर ५ वेदा ४) त्रिगुणाः ३३ (त्रि ३ गुण ३) धृतिः १८ खम् ० (इमे એ) आर्के શનિના (अङ्काःस्युः) શીઘ્રાંક થાય છે. ॥२७॥

ભાવાર્થ—૦, ૧૫, ૨૮, ૩૯, ૪૮, ૫૪, ૫૭, ૫૭, ૫૩, ૪૫, ૩૩, ૧૮, ૦, એ ક્રમથી શનિના શીઘ્રાંક થાય છે.॥૨૭॥

ભૌમાદિ ગ્રહોના શીઘ્રાંકોનું કોષ્ટક.

| લબ્ધાંક. | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મંગલ. | ૦ | ૫૮ | ૧૧૭ | ૧૭૪ | ૨૨૮ | ૨૭૯ | ૩૨૫ | ૩૬૫ | ૩૯૩ | ૪૦૦ | ૩૬૮ | ૨૪૯ | ૦ |
| અંતર. | ૫૮ | ૫૯ | ૫૭ | ૫૪ | ૫૧ | ૪૬ | ૪૦ | ૨૮ | ૭ | ઋ. | ૩૨ | ૧૧૯ | ૨૪૯ |
| બુધ. | ૦ | ૪૧ | ૮૧ | ૧૧૭ | ૧૫૦ | ૧૭૮ | ૧૯૯ | ૨૧૨ | ૨૧૨ | ૧૯૫ | ૧૫૫ | ૮૯ | ૦ |
| અંતર. | ૪૧ | ૪૦ | ૩૬ | ૩૩ | ૨૮ | ૨૧ | ૧૩ | ૦ | ઋ. | ૧૭ | ૪૦ | ૬૬ | ૮૯ |
| ગુરૂ. | ૦ | ૨૫ | ૪૭ | ૬૮ | ૮૫ | ૯૮ | ૧૦૬ | ૧૦૮ | ૧૦૨ | ૮૯ | ૬૬ | ૩૬ | ૦ |
| અંતર. | ૨૫ | ૨૨ | ૨૧ | ૧૭ | ૧૩ | ૮ | ૨ | ઋ. | ૬ | ૧૩ | ૨૩ | ૩૦ | ૩૬ |
| શુક્ર. | ૦ | ૬૩ | ૧૨૬ | ૧૮૬ | ૨૪૬ | ૩૦૨ | ૩૫૪ | ૪૦૨ | ૪૪૦ | ૪૬૧ | ૪૪૩ | ૩૨૬ | ૦ |
| અંતર. | ૬૩ | ૬૩ | ૬૦ | ૬૦ | ૫૬ | ૫૨ | ૪૮ | ૩૮ | ૨૧ | ઋ. | ૧૮ | ૧૧૭ | ૩૨૬ |
| શનિ. | ૦ | ૧૫ | ૨૮ | ૩૯ | ૪૮ | ૫૪ | ૫૭ | ૫૭ | ૫૩ | ૪૫ | ૩૩ | ૧૮ | ૦ |
| અંતર. | ૧૫ | ૧૩ | ૧૧ | ૯ | ૬ | ૩ | ૦ | ઋ. | ૪ | ૮ | ૧૨ | ૧૫ | ૧૮ |

भौमार्कीज्यविहीनमध्यमरविः स्यात्स्वाशुकेन्द्रंतु विद्भृग्वोरुक्तमिदं रसोर्ध्वमिनभाच्छुद्धं तदंशा दिनैः । भक्ताः खादिफलं क्रमादिहगताङ्कोसौऽ क्षयवृद्ध्यां हताच्छेषाद्बाणकुलब्धिहीनयुगयं दिग्हल्लवाद्यं फलम् ॥ २८ ॥

अन्वयः—भौमार्कीज्यविहीनमध्यमरविः, स्वाशुकेन्द्रम्, स्यात्, विद्भृग्वोः, तु, उक्तम्, इदम्, रसोर्ध्वम्, ( चेत् ), इनभात्, शुद्धम्, तदंशाः, दिनैः, भक्ताः, इह, क्रमात्, खादिफलम्, गताङ्कः, (भवेत् ), असौ, क्षयवृद्ध्यां, हतात्, शेषात्, बाणकुलब्धिहीनयुक्, अयं, दिग्हृत्, लवाद्यम्, फलम् ( भवति ) ॥ २८ ॥

अन्वयार्थः—भौमार्कीज्यविहिनमध्यमरविः ( भौम મંગળ आर्कि શનિ इज्य ગુરૂએ विहीन રહિત मध्यमरविः મધ્યમ સૂર્ય ) स्वाशुकेन्द्रं પોતાનું શીઘ્રકેંદ્ર स्यात् થાય છે विद्भृग्वोः ( विद् બુધ અને भृगु શુક્ર ) બુધ અને શુક્રનું तु તો उक्तम् કહ્યું છે इदं આ रसोर्ध्वम् ૭ થી વધારે ( चेत् હોય ) તો इनभात् ૧૨ રાશિથી शुद्धं શોધવું तदंशाः તેના અંશો दिनैः ૧૫ વડે भक्ताः ભાગવા તે इह અહિં क्रमात् અનુક્રમથી खादिफलम् ૦ શુન્યાદિ ફળ ( પ્રમાણે ) गताङ्क ગતાંક ( भवेत् થાય છે ) असौ આ क्षयवृद्ध्यां ક્ષય અને વૃદ્ધિવડે हतात् ગુણેલા शेषात् શેષ થકી बाणकुलब्धि ૧૫ વડે આવેલી લબ્ધિ हीनयक् રહિત અથવા યુક્ત કરવી अयं આ दिग्हृत ૧૦ વડે ભાગે લીધેલું लवाद्यं અંશાદિ फलं ફળ ( भवति થાય છે. ॥ ૨૮ ॥

ભાવાર્થ—ઇષ્ટ મધ્યમ સૂર્યમાંથી ઇષ્ટમધ્યમ મંગળ, ગુરૂ અથવા શનિને બાદ કરવો તો તેઓનું ( મંગળ ગુરૂ અથવા શનિનું ) પ્રથમ શીઘ્ર કેંદ્ર થાય છે. બુધ અને શુક્રનું શીઘ્રકેંદ્ર ઇષ્ટ મધ્યમ ગ્રહ સાધતી વખતે કહી ચુક્યા છીએ, એ કેંદ્ર ૭ રાશિથી વધારે હોય તો ૧૨ રાશિમાંથી બાદ કરવું. જે રહે, તેના અંશ કરવા, ને તે અંશોને ૧૫ થી ભાગતાં જે લબ્ધ આવે તેટલામો પોત પોતાના શીઘ્રાંકોમાંથી અંક લેવો તેને ગતાંક જાણવો અને તેના પછીનો બીજો અંક લેવો તેને એષ્યાંક જાણવો. તે ગતાંક અને એષ્યાંકનું અંતર કરવું, તો જે રહે તેનાથી પંદરે ભાગતાં રહેલા અંશાદિને ગુણી તેને ૧૫ થી ભાગી અંશાદિ ફળ લાવવું તે ફળ, જો ગતાં·

કથી એષ્યાંક વધારે હોય તો **ગતાંકમાં** ઉમેરવું અને ગતાંકથી એષ્યાંક ઓછો હોય તો **ગતાંકમાંથી** બાદ કરવું. ત્યારે જે રહે તેને ૧૦ થી ભાગવા તો **અંશાદિ શીઘ્ર ફળ** થાય છે. ॥ ૨૮ ॥

આ શ્લોકનું ઉદાહરણ ૩૨ મા શ્લોકમાં મુકેલું છે.

**खंगोऽश्विनोऽद्रिमरुताऽक्षगजा नवाशाः सिद्धेन्दवः खदहनक्षितयोऽसृजोऽङ्काः ॥ मान्दा बुधस्य खमिनाः कुदृशोऽष्टपक्षा देवाः शरानलमिता रसवह्नयःस्युः॥२९॥ खेन्द्रर्क्षाणि नवाग्नयोऽब्धुदधयोक्षाक्षा नगाक्षागुरोः शुक्रस्याभ्ररसेशविश्वमनवो द्विर्बाणचन्द्राः क्रमात् । खङ्गोऽब्जाः खकृताः खषण्नगनगा गोष्टौत्रिनन्दाः शनेः शुद्धोऽब्ध्यद्रिषडग्निनागगृहतः स्यान्मन्दकेन्द्रं कुजात् ॥ ३० ॥**

**अन्वयः—खम्, गोश्विनः, अद्रिमरुतः, अक्षगजाः, नवाशाः, सिद्धेन्दवः, खदहनक्षितयः, ( एते ), असृजः, मान्दा-, अङ्काः, स्युः, । खम्, इनाः, कुदृखः, अष्टपक्षाः, देवाः, शरानलमिताः, रस वह्नयः, (एते), बुधस्य, (मान्दाः, अङ्काः, स्युः, ॥२९॥ ख-इन्द्रऋक्षाणि, नवाग्नयः, अब्धुदधयः, अक्षाक्षाः, नगाक्षाः, ( एते ), गुरोः, ( मान्दाः, अङ्काः, स्युः ) । अभ्र–रस–ईश–विश्व–मनवः, द्विः–बाणचन्द्राः, ( एते ), क्रमात्, शुक्रस्यः, ( मान्दाः, अङ्काः, स्युः ) । खम्, गाब्जाः, खकृताः, खषट्, नगनगाः, गोष्टौ, त्रिनन्दाः, ( एते ) शनेः, ( मान्दाः, अङ्काः, स्युः, )। अब्ध्यद्रिषडग्निनागगृहतः, शुद्धः, कुजात्, मन्दकेन्द्रम्, स्यात् ॥ ३० ॥**

**अन्वयार्थः—खम्** ०, **गोश्विनः** २९ (गो ९ अश्विन् २) आद्रि[illegible] ५७, ( अद्रि ७ मरुत ५ ) **अक्षगजाः** ८५, (अक्ष ५ गज ८ ) **नवाशाः** १०९, (नव ९ आशा १०) **सिद्धेन्दवः** १२४, ( सिद्ध २४ इन्दु १ ) **खदहनक्षितयः** १३०, (ख ० दहन ३ क्षिति १ ) (एते એટલા **असृज** મંગળના **मान्दाः** મંદ **अङ्काः** અંકો **स्युः** થાય છે। **खम्** ०, **इनाः** १२, **कुदृशः** २१, कु १ दृश २ ) **अष्टपक्षाः** २८ ( अष्ट ८ पक्ष २ ) **देवाः** ३३, [illegible]रानलामेताः ३५, ( शर ५ अनल ३ ) **रसव[illegible]यः** ३६, (एते એટલા ) **बुधस्य** બુધના (मान्द्राः अंकाः स्युः ) મંદાંકો થાય છે ॥२९॥

वेद ०, इन्द्र १४, ऋक्षाणि २७, नवाग्नयः ३९ (नव ९ अग्नि ३) अब्ध्युदधयः ४८ (अहि ८ उदधि ४) अक्षाक्षाः ५५ (अक्ष ५ अक्ष ५) नगाक्षाः ५७ (नग ७ अक्ष ५) एते એટલા) गुरोः ગુરૂના (मान्द्याः अङ्काः स्युः) મંદાંકો થાય છે। अभ्र ०, रस ६, ईश ११, विश्व १३, मनवः १४, द्विः बाण चन्द्राः १५, १५, (एते એટલા)क्रमात् અનુક્રમથી शुक्रस्य શુક્રના (मान्द्याः अङ्काः स्युः) મંદાંકો થાય છે.। खम् ० गोब्जाः १९ (गो ९ अब्ज १) खकृताः ४० (ख ० कृत ४) खषट् ६० (ख ० षट् ६) नगनगाः ७७ (नग ७ नग ७) गोष्टौ ८९ (गो ९ अष्ट ८) त्रिनन्दाः ९३ (त्रि ३ नंद ९) एते એટલા) शनेः શનિના (मान्द्याः अङ्काः स्युः) મંદાંકો થાય છે अब्ध्यद्रिषडग्निनागगृहतः ૪।૭।૬।૩।૮ (अब्धि એટલે ૪ अद्रि એટલે ૭ षड् એટલે ૬ अग्नि એટલે ૩ नाग એટલે ૮) રાશિથી शुद्धः શોધેલું कुजात् મંગળથી मंदकेंद्र મંદકેન્દ્ર स्यात् થાય છે. ॥૩૦॥

ભાવાર્થ—ભૌમાદિ ગ્રહોના મંદાંકોનું કોષ્ટક છે.

| લબ્ધાંક | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|---|
| મંગળ. | ૦ | ૨૯ | ૫૭ | ૮૫ | ૧૦૯ | ૧૨૪ | ૧૩૦ |
| અંતર. | ૨૯ | ૨૮ | ૨૮ | ૨૪ | ૧૫ | ૬ | ૦ |
| બુધ. | ૦ | ૧૨ | ૨૧ | ૨૮ | ૩૩ | ૩૫ | ૩૬ |
| અંતર. | ૧૨ | ૯ | ૭ | ૫ | ૨ | ૧ | ૦ |
| ગુરૂ. | ૦ | ૧૪ | ૨૭ | ૩૯ | ૪૮ | ૫૫ | ૫૭ |
| અંતર. | ૧૪ | ૧૩ | ૧૨ | ૯ | ૭ | ૨ | ૦ |
| શુક્ર. | ૦ | ૬ | ૧૧ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૫ |
| અંતર. | ૬ | ૫ | ૨ | ૧ | ૧ | ૦ | ૦ |
| શનિ. | ૦ | ૧૯ | ૪૦ | ૬૦ | ૭૭ | ૮૯ | ૯૩ |
| અંતર. | ૧૯ | ૨૧ | ૨૦ | ૧૭ | ૧૨ | ૪ | ૦ |

ભૌમાદિ ગ્રહોનાં મંદોચ્ચ.

મં. ૪ રાશિ છે.
બુ. ૭ „
ગુ. ૬ „
શુ. ૩ „
શ. ૮ „

मृदुकेन्द्रभुजांशका दिनाप्ताः फलमङ्काः प्रगतस्त दूनितैष्यः । परिशेषहतो दिनाप्तियुक्तो दशभक्तः फलमंशकादि मान्दम् ॥ ३१ ॥

अन्वयः—मृदुकेन्द्रभुजांशकाः, दिनाप्ताः, फलम्, प्रगतः, अङ्काः, ( स्यात् )। तदूनितैष्यः, परिशेषहतः, ( तस्मात् ); दि-

नास्तियुक्तः, ( ततः ), दशभक्तः, अंशकादि, मान्दम् फलम् ( भवति ) ॥ ३१ ॥

**अन्वयार्थः—मृदुकेन्द्रभुजांशकाः** મંદકેન્દ્રના ભુજાંશો **दिनाप्ताः** ૧૫ વડે ભાગે લેવા **फलैः** ફળને **प्रगतः** તુલ્ય **अंकः** ગતાંક **स्यात्** થાય **तदूनितैष्यः** તે વડે રહિત એષ્યાંક **परिशेषहतः** શેષવડે ગુણેલા (**तस्मात्** તેનાથી) **दिनाप्तियुक** ૧૫ વડે ભાગ લીધેલી પ્રાપ્તિએ યુક્ત (**ततः** તે થકી) **दशभक्तः** ૧૦ ભાગે લીધેલા **अंशकादिः** અંશાદિ **मान्दम्** મંદ **फलं** ફળ ( **भवति** થાય છે. ) ॥ ૩૧ ॥

**ભાવાર્થ**--ભૌમાદિ ગ્રહોના **મંદકેન્દ્રનો** **ભુજ** કરવો અને તેના અંશો કરી તે અંશોને ૧૫ થી ભાગવા જે **લબ્ધિ** આવે તે પ્રમાણે પોત પોતાના **મંદાંકોમાંથી ગતાંક** લેવા ને તેના પછીનો બીજો અંક લેવો તેને **એશ્યાંક** જાણવો. તે એષ્યાંકમાંથી ગતાંક બાદ કરવો. જે રહે તે વડે પંદરથી ભાગતાં રહેલા અંશાદિને ગુણી તેને ૧૫ થી ભાગી **અંશાદિ ફળ** લાવી, પ્રથમ લીધેલા **ગતાંકમાં** ઉમેરવું, ત્યારે જે થાય, તેને ૧૦ થી ભાગવા તો અંશાદિ મંદફળ થાય છે. એ મંદફળ **મંદકેન્દ્ર** મેષાદિ ૭ રાશિમાં હોય તો ધન અને તુલાદિ ૭ રાશિમાં હોય તો ઋણ થાય છે. ॥૩૧॥

प्राङ्मध्यमे चलफलस्य दलं विदध्यात्तस्माच्च मान्दमखिलं विदधीत मध्ये । द्राकेन्द्रकेऽपि च विलोममतश्च शीघ्रं सर्वं च तत्र विदधीत भवेत्स्फुटोऽसौ ॥ ३२ ॥

अन्वयः—प्राक्, चलफलस्य, दलम्, मध्यमे, विदध्यात्, । च तस्मात्, मान्दम्, ( फलम्, साध्यम्, ), ( तत् ), अखिलम्, मध्ये विदधीत, । अपिच, ( तत् ), द्राकेन्द्रके, विलोमम्, ( विदध्यात् ) अतः, शीघ्रम्, ( साध्यम्, तत् ), सर्वम्, तत्र, विदधीत, असौ स्फुटः, भवेत् ॥ ३२ ॥

**अन्वयार्थः—प्राक्** પહેલાંનાં **चलफलस्य** શીઘ્રફળનું **दलं** અર્દ્ધ **मध्यमे** મધ્યમ ગ્રહને વિશે **विदध्यात्** આપવું **च** અને **तस्मात्** તે થકી **मान्दं** મંદ (**फलम्** ફળ **साध्यम्** સાધવું) (**तत्** તે) **अखिलम्** આખુ **मध्ये** મધ્યમ ગ્રહને વિશે **विदधीत** આપવું **अपिच** પરંતુ (**तत्** તે) **द्राकेन्द्रके** પ્રથમ કેન્દ્રને વિશે **विलोमम्** વિપરીત (**विदध्यात्** આપવું) **अतः** આથી **शीघ्रम्**

શીઘ્રફળ (**साध्यम्** સાધવું **तत्** તે) **सर्वम्** આખું **तत्र** તે મંદસ્પષ્ટને વિશે **विदधीत** આપવું **असौ** આ **स्फुटः** સ્પષ્ટ **भवेत्** થાય છે. ॥ ૩૨ ॥

**ભાવાર્થ**—ભૌમાદિ ગ્રહોના **પ્રથમ** કરેલા **શીઘ્રફળનું અર્દ્ધ** કરી તેને પ્રથમ શીઘ્રકેન્દ્ર મેષાદિછ રાશિમાં હોય તો ઇષ્ટિ મધ્યમ ગ્રહમાં ઉમેરવું, અને તુલાદિ હોય તો ઇષ્ટ મધ્યમ ગ્રહમાંથી બાદ કરવું, તો તે **શીઘ્રફળાર્દ્ધ સંસ્કૃત ગ્રહ** થાય છે. તેને પોતાના **મંદોચ્ચમાંથી** બાદ કરવો તો તેનું **મંદકેન્દ્ર** થાય છે, તે ઉપરથી **મંદફળ** લાવવું અને તે આખું **મંદફળ મંદકેન્દ્ર** મેષાદિ હોય તો ઇષ્ટ મધ્યમ ગ્રહમાં **ઉમેરવું**, અને તુલાદિ હોય તો બાદ કરવું, તો **મંદસ્પષ્ટ ગ્રહ** થાય છે; અને તેજ **મંદફળ મધ્યમ ગ્રહમાં** ઉમેર્યું હોય તો **પ્રથમ શીઘ્રકેન્દ્રમાંથી** બાદ કરવું અને બાદ કર્યું હોય તો પ્રથમ શીઘ્રકેન્દ્રમાં ઉમેરવું તો **દ્વિતીય શીઘ્રકેન્દ્ર** થાય છે, તે ઉપરથી પ્રથમ બતાવ્યા પ્રમાણે બીજું **શીઘ્રફળ** લાવવું. તે આખું ફળ **દ્વિતીય શીઘ્રકેન્દ્ર** મેષાદિ હોય તો **મંદસ્પષ્ટ ગ્રહમાં** ઉમેરવું, અને તુલાદિ હોય તો મંદસ્પષ્ટ ગ્રહમાંથી બાદ કરવું તો **સ્પષ્ટ ગ્રહો** થાય છે. ॥૩૨॥

**સ્પષ્ટ મંગળનું ઉદાહરણ**—ઇષ્ટ મધ્યમ સૂર્ય રાસ્યાદિ ૨।૫।૨૭।૩૩ માંથી ઇષ્ટ મધ્યમ મંગળ રાસ્યાદિ ૧૧।૧૬।૪૫।૧ બાદ કર્યો તો રાસ્યાદિ ૨।૧૮।૪૨।૩૨ મંગળનું **પ્રથમ શીઘ્રકેંદ્ર** થયું, તે છ રાશિથી ઓછું છે માટે તેનાજ અંશાદિ ૭૮।૪૨।૩૨ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૫ આવી ને શેષ અંશાદિ ૩।૪૨।૩૨ રહ્યા પછી લબ્ધાંક પ્રમાણે મંગળનો પાંચમો શીઘ્રાંક ૨૭૯ લીધો તે ગતાંક થયો, ને તેના પછીનો બીજો શીઘ્રાંક ૩૨૫ લીધો તે એષ્યાંક થયો. એ બેનું અંતર કર્યું, તો ૪૬ આવ્યું. તેનાથી રહેલા અંશાદિ ૩।૪૨।૩૨ ને ગુણ્યા તો ૧૭૦।૩૬।૩૨ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો અંશાદિ ૧૧।૨૨।૨૬ આવ્યા, તેને ગતાંક કરતાં એષ્યાંક વધારે હોવાથી ગત શીઘ્રાંક (ગતાંક) ૨૭૯ માં ઉમેર્યા તો ૨૯૦।૨૨।૨૬ થયાં, તેને ૧૦ થી ભાગ્યા તો **શીઘ્રફળ અંશાદિ** ૨૯।૨।૧૪ આવ્યું. તેને ૨ થી ભાગ્યા તો **અંશાદિ** ૧૪।૩૧।૭ પ્રથમ **શીઘ્રફલાર્દ્ધ** થયું, તે **પ્રથમ કેંદ્ર** મેષાદિ હોવાથી **ધન** થયું માટે ઇષ્ટ **મધ્યમ મંગળ** રાસ્યાદિ ૧૧। ૧૬।૪૫।૧ માં **ઉમેર્યું** તો રાસ્યાદિ ૦।૧।૧૬।૮ **શીઘ્ર ફલાર્દ્ધસંસ્કૃત મંગળ** થયો, તેને **મંગળના મંદોચ્ચ** રાશિ ૪ માંથી બાદ કર્યો, તો રાસ્યાદિ ૩।૨૮।૪૩।૫૨ **મંદકેંદ્ર** થયું, તેનો **ભુજ** કર્યો તો રાસ્યાદિ ૨।૧।૧૬।૮ થયો તેના **અંશાદિ** ૬૧।૧૬।૮ ને ૧૫ થી ભાગ્યા તો **લબ્ધિ** ૪ આવી ને **શેષ**

અંશાદિ ૧૧૬।૮ રહ્યા પછી લબ્ધાંક ૪ પ્રમાણે મંગળના મંદાંકમાંથી ચોથો મંદાંક ૧૦૯ લીધો તે **ગતાંક** થયો ને તેના પછીનો બીજો મંદાંક ૧૨૪ લીધો તે **ઐશ્યાંક** થયો. પછી ગતાંકને ઐશ્યાંકમાંથી બાદ કર્યો તો ૧૫ રહ્યા, તેનાથી શેષ રહેલા અંશાદિ ૧૧૬।૮ ને ગુણ્યા તો ૧૯।૨૧૦ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો **અંશાદિ** ૧૧૬।૮ આવ્યા. તેને **ગતાંક** ૧૦૯ માં ઉમેર્યા તો ૧૧૦।૧૬।૮ થયા, તેને ૧૦ થી ભાગ્યા તો લબ્ધિ **અંશાદિ** ૧૧।૧।૩૬ **મંદફળ** થયું, તે **મંદકેંદ્ર મેષાદિ** હોવાથી **ધન** થયું. માટે ઈષ્ટ **મધ્યમ મંગળ** રાશ્યાદિ ૧૧।૧૬।૪૫।૧ માં ઉમેર્યું તો ૧૧।૨૭।૪૬।૩૭ **મંદ સ્પષ્ટમંગળ** થયો, મંદફળ ઇષ્ટ મધ્યમમંગળમાં ધન કર્યું છે, માટે તેનાથી વિલોમ રીતે **પ્રથમ શીઘ્રકેંદ્ર** રાશ્યાદિ ૨।૧૮।૪૨।૩૨ માંથી બાદ કર્યું, તો રાશ્યાદિ ૨।૭।૪૦।૫૬ **દ્વિતીયકેંદ્ર** થયું, તે ૭ રાશિથી ઓછું છે માટે તેના અંશાદિ કર્યા તો ૬૭।૪૦।૫૬ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો **લબ્ધિ** ૪ આવી, ને શેષ અંશાદિ ૭।૪૦।૫૬ રહ્યા. પછી લબ્ધિ પ્રમાણે મંગળના પ્રથમ બતાવેલા **શીઘ્રાંકમાંથી** ચોથો શીઘ્રાંક ૨૨૮ લીધો તે ગતાંક, ને તે પછીનો શીઘ્રાંક ૨૭૯ લીધો તે ઐષ્યાંક, તે બે શીઘ્રાંકોનું અંતર કર્યું તો ૫૧ આવ્યું, તેનાથી શેષ રહેલા અંશાદિ ૭।૪૦।૫૬ ને ગુણ્યા તો ૩૯૧।૪૭।૩૬ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો ૨૬।૭।૧૦ આવ્યા. તેને ગતાંકથી ઐષ્યાંક વધારે હોવાથી **ગતાંક** ૨૨૮ માં ઉમેર્યા તો ૨૫૪।૭।૧૦ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો લબ્ધિ **અંશાદિ** ૨૫।૨૪।૪૩ **દ્વિતીય શીઘ્ર ફળ** થયું, તે **દ્વિતીય શીઘ્રકેંદ્ર મેષાદિ** હોવાથી ધન થયું માટે તેને **મંદ સ્પષ્ટમંગળ** રાશ્યાદિ ૧૧।૨૭।૪૬।૩૭ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૦।૨૩।૧૧।૨૦ **સ્પષ્ટ મંગળ** થયો.

**સ્પષ્ટ બુધનું ઉદાહરણ—બુધનું પ્રથમ શીઘ્રકેંદ્ર** રાશ્યાદિ ૭।૧૩।૫૦।૧૪ છે તે ૭ રાશિથી વધારે હોવાથી તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો શેષ રાશ્યાદિ ૪।૧૬।૯।૪૬ રહ્યા, તેના અંશાદિ ૧૩૬।૯।૪૬ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૯ આવી. ને શેષ અંશાદિ ૧।૯।૪૬ રહ્યા, પછી લબ્ધિ નવ પ્રમાણે બુધનો ગત શીઘ્રાંક ( ગતાંક ) ૧૯૫ ને તે પછીનો ઐષ્ય શીઘ્રાંક ૧૫૫ લીધો એ બન્ને ગત અને ઐષ્યાંકોનું અંતર કર્યું તો ૪૦ આવ્યું, તેનાથી શેષ અંશાદિ ૧।૯।૪૬ ને ગુણ્યા તો ૪૬।૩૦।૪૦ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો ૩।૬।૨ આવ્યા, તેને ગતાંકથી ઐષ્યાંક ઓછો છે માટે **ગતાંકમાંથી** બાદ કર્યા તો ૧૯૧।૫૩।૫૮ રહ્યા, તેને ૧૦ થી ભાગ્યા તો **અંશાદિ** ૧૯।૧૧।૨૩ **પ્રથમ શીઘ્ર ફળ** આવ્યું. તેને ૨ થી ભાગ્યા

તો અંશાદિ ૯।૩૫।૪૧ શીઘ્રફલાર્દ્ધ આવ્યું, તે બુધનું પ્રથમ શીઘ્રકેંદ્ર તુલાદિ છે જેથી ઋણ થયું માટે તેને ઇષ્ટ મધ્યમ બુધ ( એટલે ઇષ્ટ મધ્યમ સૂર્ય ) રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૧।૨૫।૫૧।૫૨ શીઘ્ર ફલાર્દ્ધ સંસ્કૃત બુધ થયો, તેને બુધના મંદોચ્ચ રાશિ ૭ માંથી બાદ કર્યો તો રાશ્યાદિ ૫।૪।૮।૮ બુધનું મંદકેંદ્ર થયું, તેને ૬ રાશિ-માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૦।૨૫।૫૧।૫૨ ભુજ થયો, તેના અંશાદિ ૨૫।૫૧।૫૨ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૧ આવી. શેષ અંશાદિ ૧૦।૫૧।૫૨ રહ્યા, પછી લબ્ધિના અંક પ્રમાણે બુધનો ગત મંદાંક ૧૨ લીધો તેને તે પછીના ઐષ્ય મંદાંક ૨૧ માંથી બાદ કર્યો તો ૯ રહ્યા, તેનાથી શેષ અંશાદિ ૧૦।૫૧।૫૨ ને ગુણ્યા તો ૯૭।૪૬।૪૮ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો ૬।૩૧।૭ આવ્યા, તેને ગતાંક ૧૨ માં ઉમેર્યા તો ૧૮।૩૧।૭ થયા, તેને ૧૦ થી ભાગ્યા તો લબ્ધિ અંશાદિ ૧।૫૧।૬ મંદફળ આવ્યું, તે મંદ કેંદ્ર મેષાદિ હોવાથી ધન થયું, માટે ઇષ્ટ મધ્યમ બુધ રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૨।૭।૧૮।૩૯ મંદ સ્પષ્ટ બુધ થયો, મંદફળ ધન છે, માટે પ્રથમ શીઘ્ર-કેંદ્ર રાશ્યાદિ ૭।૧૩।૫૦।૧૪ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૭।૧૧।૫૯।૮ દ્વિતીય શીઘ્રકેંદ્ર થયું. કેંદ્ર ૭ રાશિથી વધારે છે માટે ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૪।૧૮।૦।૫૨ રહ્યું, તેના અંશાદિ ૧૩૮।૦।૫૨ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૯ આવી, ને શેષ અંશાદિ ૩।૦।૫૨ રહ્યા. પછી લબ્ધિ પ્રમાણે નવમો ગત શીઘ્રાંક ૧૯૫ અને તે પછીનો ઐષ્યશીઘ્રાંક ૧૫૫ લીધો તે બે શીઘ્રાંકોનું અંતર કર્યું તો ૪૦ થયું તેનાથી શેષ રહેલા અંશાદિ ૩।૦।૫૨ ને ગુણ્યા તો ૧૨૦।૩૪।૪૦ થયા તેને ૧૫ થી ભાગ્યા તો ૮।૨।૧૮ આવ્યા, તેને ગતાંકથી ઐષ્યાંક ઓછો છે માટે ગતાંક ૧૯૫ માંથી બાદ કર્યા તો ૧૮૬।૫૭।૪૨ રહ્યા તેને ૧૦ થી ભાગ્યા તો અંશાદિ ૧૮।૪૧।૪૬ શીઘ્રફળ આવ્યું, તેને દ્વિતીય શીઘ્ર કેંદ્ર તુલાદિ હોવાથી ઋણ થયું, માટે મંદસ્પષ્ટ બુધ રાશ્યાદિ ૨।૧।૧૮।૩૯ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૨।૧૮।૩૬।૫૩ સ્પષ્ટ બુધ થયો.

સ્પષ્ટ ગુરૂનું ઉદાહરણ—ઇષ્ટ મધ્યમસૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માંથી ઇષ્ટ મધ્યમ ગુરૂ રાશ્યાદિ ૨।૧૫।૪૯।૫ બાદ કર્યો તો રાશ્યાદિ ૧૧।૧૯।૩૮।૨૮ પ્રથમ શીઘ્રકેંદ્ર થયું. તે ૭ રાશિથી વધારે હોવાથી ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૦।૧૦।૨૧।૩૨ રહ્યું. તેના અંશાદિ ૧૦।૨૧।૩૨ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૦ આવી ને શેષ અંશાદિ ૧૦।૨૧।૩૨ રહ્યા. પછી લબ્ધિ ૦ પ્રમાણે ગુરૂનો ગતશીઘ્રાંક ૦ અને ઐષ્યશીઘ્રાંક ૨૫

લઇ એ બેનું અંતર કર્યું તો ૨૫ થયું તેનાથી શેષ અંશાદિ ૧૦।૨૧।૩૨ ને ગુણ્યા તો ૨૫૮।૫૮।૨૦ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો ૧૭।૧૫।૫૩ આવ્યા, તેને ગતાંકથી ઐષ્યાંક વધારે છે માટે ગત શીઘ્રાંક ૦ માં ઉમેર્યા તો ૧૭।૧૫।૫૩ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો અંશાદિ ૧।૪૩।૩૫ **પ્રથમ શીઘ્રફળ** આવ્યું તેને ૨ થી ભાગ્યા ત્યારે અંશાદિ ૦।૫૧।૪૭ **શીઘ્રફલાદિ** થયું. તે **પ્રથમ શીઘ્રકેંદ્ર** તુલાદિ છે, તેથી રૂણ થયું માટે ઇષ્ટ **મધ્યમ** ગુરૂ રાસ્યાદિ ૨।૧૫।૪૯।૫ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૨।૧૪।૫૭।૧૮ **શીઘ્ર ફલાર્દ્ધ સંસ્કૃત ગુરૂ થયો**, તેને ગુરૂના **મંદોચ્ચ** રાશિ ૬ માંથી બાદ કર્યો તો શેષ રાશ્યાદિ ૩।૧૫।૨।૪૨ **મંદકેંદ્ર** થયું, તેને ભુજ કરવા માટે ૬ રાશિમાંથી બાદ કર્યું તો રાસ્યાદિ ૨।૧૪।૫૭।૧૮ **ભુજ** થયો, તેના અંશાદિ ૭૪।૫૭।૧૮ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૪ આવી ને શેષ અંશાદિ ૧૪।૫૭।૧૮ રહ્યા. પછી લબ્ધિ પ્રમાણે ચોથો ગત મંદાંક ૪૮ લઇ તેને ઐષ્ય મંદાંક ૫૫ માંથી બાદ કર્યો, તો ૭ રહ્યા, તેનાથી શેષ રહેલા અંશાદિ ૧૪।૫૭।૧૮ ને ગુણ્યા તો ૧૦૪।૪૧।૬ આવ્યા, તેને ૧૫ થી ભાગ્યા તો ૬।૫૮।૪૪ આવ્યા. તેને **ગતાંકમાં** ઉમેર્યા તો ૫૪।૫૮।૪૪ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો અંશાદિ ૫।૨૯।૫૨ **મંદફળ** આવ્યું, તે **મંદકેંદ્ર** મેષાદિ છે માટે **ધન** થયું. તેથી **ઇષ્ટમધ્યમ** ગુરૂ રાસ્યાદિ ૨।૧૫।૪૯।૫ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૨।૨૧।૧૮।૫૭ **મંદસ્પષ્ટ** ગુરૂ થયો; અને તેજ **મંદફળને પ્રથમ શીઘ્રકેંદ્ર** રાશ્યાદિ ૧૧।૧૯।૩૮।૨૮ માંથી બાદ કર્યું તો રાસ્યાદિ ૧૧।૧૪।૮।૩ **દ્વિતીય શીઘ્રકેંદ્ર** થયું, તે ૭ રાશિથી વધારે છે માટે ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો રાસ્યાદિ ૦।૧૫।૫૧।૨૪ રહ્યા. તેના અંશાદિ ૧૫।૫૧।૨૪ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૧ આવી. અને શેષ અંશાદિ ૦।૫૧।૨૪ રહ્યા, પછી લબ્ધિ એક પ્રમાણે ગત શીઘ્રાંક ૨૫ અને ઐષ્ય શીઘ્રાંક ૪૭ લઇ એ બેનું અંતર કર્યું તો ૨૨ થયું. તેનાથી શેષ અંશાદિ ૦।૫૧।૨૪ ને ગુણ્યા તો ૧૮।૫૦।૪૮ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો ૧।૧૫।૨૩ આવ્યા, તેને ગતાંકથી ઐષ્યાંક વધારે છે માટે **ગતાંક** ૨૫ માં ઉમેર્યા તો ૨૬।૧૫।૨૩ થયા. તેને ૧૦ **થી** ભાગ્યા તો અંશાદિ ૨।૩૭।૩૨ **દ્વિતીય શીઘ્રફળ** આવ્યું તેને **મંદસ્પષ્ટ** ગુરૂ રાશ્યાદિ ૨।૨૧।૧૮।૫૭ માં ઉમેર્યા તો રાશ્યાદિ ૨।૧૮।૪૧ ૨૫, સ્પષ્ટ ગુરૂ થયો.

**સ્પષ્ટ શુક્રનું ઉદાહરણ**—શુક્રનું **પ્રથમ શીઘ્રકેન્દ્ર** રાશ્યાદિ ૧૦। ૨।૧૧૪ છે. તે ૭ રાશિથી વધારે છે માટે ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો રાસ્યાદિ ૧।૨૭।૫૮।૪૬ થયા, તેના અંશાદિ ૫૭।૫૮।૪૬ થયા તેને ૧૫

થી ભાગ્યા તો **લબ્ધિ ૩** આવી શેષ અંશાદિ ૧૨।૫૮।૪૬ રહ્યા. પછી લબ્ધિ પ્રમાણે ત્રીજો ગત શીઘ્રાંક ૧૮૬ અને એષ્ય શીઘ્રાંક ૨૪૬ લીધા એ બેનું અંતર કર્યું, તો ૬૦ આવ્યું. તેનાથી શેષ રહેલા **અંશાદિ** ૧૨।૫૮।૪૬ ને ગુણ્યા તો ૭૭૮।૪૬।૦ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો ૫૧।૫૫।૪ આવ્યા, તેને ગતાંકથી એષ્યાંક વધારે હોવાથી ગતાંક ૧૮૬ માં ઉમેર્યા તો ૨૩૭।૫૫।૪ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો અંશાદિ ૨૩।૪૭।૩૦ **શીઘ્રફળ** આવ્યું તેને ૨ થી ભાગ્યા તો **અંશાદિ ૧૧।૫૩।૪૫ શીઘ્રફલાર્દ્ધ** થયું તે પ્રથમ કેન્દ્ર તુલાદિ છે માટે ૠણ થયું. જેથી ઇષ્ટ **મધ્યમ શુક્ર** (એટલે ઇષ્ટ મધ્યમ સૂર્ય) રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૧।૨૩।૩૩।૪૮ **શીઘ્રફલાર્દ્ધ સંસ્કૃત શુક્ર** થયો, તેને શુક્રના **મંદોચ્ચ** રાશિ ૩ માંથી બાદ કર્યો તો રાશ્યાદિ ૧।૬।૨૬।૧૨ **મંદકેન્દ્ર** થયું. એ કેન્દ્ર ત્રણ રાશિની અંદર છે માટે એજ **ભુજ** થયો. તેના અંશાદિ ૩૬।૨૬।૧૨ ને ૧૫ થી ભાગ્યા તો **લબ્ધિ ૨** આવી ને શેષ અંશાદિ ૬।૨૬।૧૨ રહ્યા. પછી લબ્ધિ પ્રમાણે બીજો ગત મંદાંક ૧૧ લઇ તેને એષ્ય મંદાંક ૧૩ માંથી બાદ કર્યો તો ૨ રહ્યા. તેનાથી શેષ રહેલા અંશાદિ ૬।૨૬।૧૨ ને ગુણ્યા તો ૧૨।૫૨।૨૪ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો ૦।૫૧।૩૧ આવ્યા. તેને **ગતાંક** ૧૧ માં ઉમેર્યા તો ૧૧।૫૧।૩૧ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો લબ્ધિ **અંશાદિ ૧।૧૧।૯ મંદફળ** આવ્યું તે **મંદ-કેન્દ્ર મેષાદિ** છે માટે ધન થયું જેથી **ઇષ્ટ મધ્યમ શુક્ર** રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૨।૬।૩૮।૪૨ **મંદસ્પષ્ટ શુક્ર** થયો; મંદફળ ધન છે માટે તેને **પ્રથમ શીઘ્રકેન્દ્રમાં ગ્રહણ** કર્યું તો રાશ્યાદિ ૧૦।૦।૫૦।૫ **દ્વિતીય શીઘ્રકેન્દ્ર** થયું. તે ૭ રાશિથી વધારે છે માટે ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો શેષ રાશ્યાદિ ૧।૨૯।૯।૫૫ રહ્યા. તેના અંશાદિ ૫૯।૯।૫૫ ને ૧૫ થી ભાગ્યા તો **લબ્ધિ ૩** આવી ને શેષ ૧૪।૯।૫૫ રહ્યા પછી લબ્ધિ પ્રમાણે ત્રીજો ગતશીઘ્રાંક ૧૮૬ અને એષ્ય શીઘ્રાંક ૨૪૬ લીધા પછી એ બેનું અંતર કર્યું તો ૬૦ આવ્યું, તેનાથી શેષ રહેલા અંશાદિ ૧૪।૯।૫૫ ને ગુણ્યા તો ૮૪૯।૫૫।૦ થયા તેને ૧૫ થી ભાગ્યા તો ૫૬।૩૯।૪૦ આવ્યા, તેને ગતાંકથી એષ્યાંક વધારે છે, માટે **ગતાંક** ૧૮૬ માં ઉમેર્યા તો ૨૪૨।૩૯।૪૦ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો **અંશાદિ** ૨૪।૧૫।૫૮ **દ્વિતીય શીઘ્રફળ** આવ્યું. તે **દ્વિતીય શીઘ્રકેન્દ્ર તુલાદિ** છે જેથી ૠણ થયું માટે **મંદસ્પષ્ટ શુક્ર** રાશ્યાદિ ૨।૬।૩૮।૪૨ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૧।૧૨।૨૨।૪૪ **સ્પષ્ટ શુક્ર** થયો.

**સ્પષ્ટ શનિનું ઉદાહરણ**—ઇષ્ટ **મધ્યમ સૂર્ય** રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ માંથી ઇષ્ટ **મધ્યમ શનિ** રાશ્યાદિ ૧।૧૧।૫૧।૨૯ બાદ કર્યો, તો રાશ્યાદિ ૦।૨૩।૩૬।૪ **પ્રથમ શીઘ્રકેન્દ્ર** થયું તે ૭ રાશિથી ઓછું છે. તેથી તેનાજ અંશાદિ ૨૩।૩૬।૪ ને ૧૫ થી ભાગ્યા તો **લબ્ધિ** ૧ આવી. શેષ અંશાદિ ૮।૩૬।૪ રહ્યા, પછી લબ્ધિ એક પ્રમાણે ગતશીઘ્રાંક ૧૫ અને ઐષ્યશીઘ્રાંક ૨૮ લઇ એ બેનું અંતર કર્યું તો ૧૩ થયું, તેનાથી શેષ અંશાદિ ૮।૩૬।૪ ને ગુણ્યા તો ૧૧૧।૩૮।૫૨ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો ૭।૨૭।૧૫ આવ્યા. તેને ગતાંકથી ઐષ્યાંક વધારે છે. માટે ગતશીઘ્રાંક ૧૫ માં ઉમેર્યા તો ૨૨।૨૭।૧૫ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો અંશાદિ ૨।૧૪।૪૩ **શીઘ્રફળ** આવ્યું તેને બેથી ભાગ્યા તો **અંશાદિ ૧।૭।૨૧ શીઘ્રફલાર્દ્ધ** આવ્યું, તે **પ્રથમકેન્દ્ર** મેષાદિ છે જેથી **ધન** થયું. માટે **મધ્યમ શનિ** રાશ્યાદિ ૧।૧૧।૫૧।૨૯ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૧।૧૨।૫૮।૩૦ **શીઘ્રફલાર્દ્ધ સંસ્કૃત શનિ** થયો, તેને શનિના **મંદોચ્ચ** રાશિ ૮ માંથી બાદ કર્યો તો રાશ્યાદિ ૬।૧૭।૧।૧૦ **મંદકેન્દ્ર** થયું તેનો **ભુજ** કર્યો તો રાશ્યાદિ ૦।૧૭।૧।૧૦ થયો તેના અંશાદિ ૧૭।૧।૧૦ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ ૧ આવી ને શેષ અંશાદિ ૨।૧।૧૦ રહ્યા. પછી લબ્ધિ ૧ ના પ્રમાણે ગત મંદાંક ૧૯ લઇ તેને ઐષ્ય મંદાંક ૪૦ લઇ તેમાંથી બાદ કર્યો તો ૨૧ રહ્યા, તેનાથી શેષ અંશાદિ ૨।૧।૧૦ ને ગુણ્યા તો ૪૨।૨૪।૩૦ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો ૨।૪૯।૧૮ આવ્યા, તેને **ગતાંકમાં** ઉમેર્યા તો ૨૧।૪૯।૩૮ થયા, તેને ૧૦ થી ભાગ્યા તો અંશાદિ ૨।૧૦।૫૭ **મંદફળ** થયું, તે મંદકેન્દ્ર તુલાદિ છે, માટે **ઋણ** થયું. માટે **ઇષ્ટ મધ્યમ શનિ** રાશ્યાદિ ૧।૧૧।૫૧।૨૯ માંથી બાદ કર્યું તો શેષ રાશ્યાદિ ૧।૯।૪૦।૩૨ **મંદસ્પષ્ટ શનિ** થયો, તેજ મંદફળને **પ્રથમ શીઘ્રકેન્દ્રમાં** ઉમેર્યું તો રાશ્યાદિ ૦।૨૫।૪૭।૧ **દ્વિતીય શીઘ્રકેન્દ્ર** થયું. તેના અંશ ૨૫।૪૭।૧ ને ૧૫ થી ભાગતાં લબ્ધિ ૧ આવી ને શેષ અંશાદિ ૧૦।૪૭।૧ રહ્યા. પછી લબ્ધિ ૧ પ્રમાણે ગતશીઘ્રાંક ૧૫ અને ઐષ્ય શીઘ્રાંક ૨૮ લઇ તે બેનું અંતર કર્યું તો ૧૩ થયું તેનાથી શેષ રહેલા અંશાદિ ૧૦।૪૭।૧ ને ગુણ્યા તો ૧૪૦।૧૧।૧૩ થયા તેને ૧૫ થી ભાગ્યા તો ૯।૨૦।૪૪ આવ્યા, તેને ગતશીઘ્રાંકથી ઐષ્યશીઘ્રાંક વધારે હોવાથી **ગતશીઘ્રાંક** ૧૫ માં ઉમેર્યા તો ૨૪।૨૦।૪૪ થયા, તેને ૧૦ થી ભાગ્યા તો **અંશાદિ** ૨।૨૬।૪ **દ્વિતીય શીઘ્રફળ** આવ્યું. તે **દ્વિતીયકેન્દ્ર મેષાદિ** હોવાથી **ધન** થયું. **તેને મંદસ્પષ્ટ શનિ** રાશ્યાદિ ૧।૯।૪૦।૩૨ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૧।૧૨।૬।૩૬ **સ્પષ્ટ શનિ** થયો. ॥૭૨॥

**मान्दाङ्कान्तरमार्क्यसृग्गुरूणां भक्तं बाणनगैः शरः खरामैः। विद्भृग्वोर्द्विहतेषु भाजितं तद्दद्यात्प्राग्वदितौ मृदुस्फुटा सा ॥ ३३ ॥**

**अन्वयः—आर्क्यसृग्गुरूणाम्, मान्दाङ्कान्तरम्, ( क्रमेण ), बाणनगैः; शरैः, खरामैः भक्तम्, विद्भृग्वोः, ( मान्दाङ्कान्तरम् ), द्विहतेषुभाजितम्, (कलाद्यम्), तत्, प्राग्वत्, इतौ, दद्यात्, (तदा), सा, मृदुस्फुटा, ( गतिः, भवति ) ॥ ३३ ॥**

**अन्वयार्थः—आर्क्यसृग्गुरूणां** ( आर्कि શનિ અસૃક્ મંગળ ગુરુ ગુરૂ ) શનિ મંગળ અને ગુરૂ તેઓના **मान्दाङ्कान्तरम्** મંદાંકના અંતરને ( **क्रमेण** ) અનુક્રમે **बाणनगैः** ૭૫ વડે **शरैः** ૫ વડે (અને) **खरामैः** ૩૦ વડે **भक्तं** ભાગવું **विद्भृग्वोः** બુધ અને શુક્રના ( **मान्दाङ्कान्तरं** માંદાંકાંતરને ) **द्विहतेषुभाजितम्** બે વડે ગુણી પાંચે ભાગેલું ( **कलाद्यम्** કલાદિ ) **तत्** તે **प्राग्वत्** પ્રથમની પેઠે **इतौ** ગતિમાં **दद्यात्** આપવું ( **तदा** ત્યારે **सा** તે **मृदुस्फुटा** મંદસ્પષ્ટ ( **गतिः भवति** ) ગતિ થાય છે ॥ ૩૩ ॥

**ભાવાર્થ**—શનિ મંગળ તથા ગુરૂનાં મંદફળ સાધતી વખતે જે મંદાંકોનું અંતર આવ્યું હતું તેમાં શનિના મંદાંકાંતરમાં ૭૫ નો ભાગ આપવો અને મંગળના મંદાંકાંતરમાં ૫ નો ભાગ આપવો, તથા ગુરૂના મંદાંકાંતરમાં ૩૦ નો ભાગ આપવો, અને બુધ તથા શુક્રના મંદાંકાંતરને ૨ થી ગુણી ૫ થી ભાગ આપવો, ત્યારે લબ્ધિ કળાદિ ગતિનું મંદફળ આવે છે. તે ફળ મંદકેન્દ્ર કર્કાદિ ૭ રાશિમાં હોય તો ધન અને મકરાદિ ૭ રાશિમાં હોય તો ૠણ જાણવું પછી તેને શનિ આદિ ગ્રહોની મધ્યમ ગતિમાં ધન ૠણ કરવાથી તેઓની મંદસ્પષ્ટ ગતિ થાય છે. ॥૩૩॥

## ભૌમાદિ ગ્રહોની મંદસ્પષ્ટ ગતિ કરવાનું ઉદાહરણ.

પૂર્વે બતાવ્યા પ્રમાણે મંગળનું મંદાંકાંતર ૫ છે. તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૩।૦ મંગળની ગતિનું મંદફળ આવ્યું; તે મંગળનું મંદકેન્દ્ર કર્કાદિ હોવાથી ધન થયું માટે મંગળની મધ્યમ ગતિ કળાદિ ૩૧। ૨૬ માં ઉમેર્યું તો કળાદિ ૩૪।૨૬ મંગળની મંદસ્પષ્ટ ગતિ થઇ.

પૂર્વે બતાવ્યા પ્રમાણે બુધનું મંદાંકાંતર ૯ છે. તેને ૨ થી ગુણ્યા તો ૧૮ થયા તેને ૫ થી ભાગ્યા તો કળાદિ ૩।૩૬ બુધની ગતિનું મંદફળ

થયું; તેને બુધનું મંદકેન્દ્ર કર્કાદિ હોવાથી બુધની મધ્યમ ગતિ કળાદિ ૫૯।૮ માં ઉમેર્યું તો કળાદિ ૬૨।૪૪ બુધની મંદસ્પષ્ટ ગતિ થઈ.

ગુરૂનું મંદાંકાંતર ૭ છે. તેને ૩૦ થી ભાગ્યા તે કળાદિ ૦।૧૪ ગુરૂની ગતિનું મંદફળ થયું; તે ગુરૂનું મંદકેન્દ્ર કર્કાદિ હોવાથી ગુરૂની મધ્યમ ગતિ કળાદિ ૫।૦ ઉમેર્યું તો કળાદિ ૫।૧૪ ગુરૂની મંદસ્પષ્ટ ગતિ થઈ.

શુક્રનું મંદાંકાંતર ૨ છે. તેને ૨ થી ગુણ્યા તો ૪ થયા. તેને ૫ થી ભાગ્યા તો કળાદિ ૦।૪૮ શુક્રની ગતિનુંમંદફળ થયું; તે શુક્રનું મંદકેન્દ્ર મકરાદિ હોવાથી ઋણ થયું માટે તેને શુક્રની મધ્યમ ગતિ ૫૯।૮ માંથી બાદ કર્યું, તો કલાદિ ૫૮।૨૦ શુક્રની મંદસ્પષ્ટ ગતિ થઇ.

શનિનું મંદાંકાંતર ૨૧ છે. તેને ૭૫ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૦।૧૬ શનિની ગતિનું મંદફળ થયું; તેને શનિનું મંદકેન્દ્ર કર્કાદિ હોવાથી શનિની મધ્યમ ગતિ કળાદિ ૨।૦ માં ઉમેર્યું તો કળાદિ ૨।૧૬ શનિની મંદસ્પષ્ટ ગતિ થઈ. ॥૩૩॥

**भौमाच्चलाङ्कविवरं शरहृत्स्वबाणांशाढ्यं. त्रिहृत्कृतहृतं द्विगुणाक्षभक्तम् ॥ तद्धीनयुक्क्षयचये तु मृदुस्फुटा स्यात्स्पष्टाऽथ चेद्बहु ऋणात्पतिता तु वक्रा ॥ ३४ ॥**

**अन्वयः—भौमात्, चलाङ्कविवरम्, (क्रमेण), शरहृत्, स्वबाणांशाढ्यम्, त्रिहृत्, कृतहृतम्, द्विगुणाक्षभक्तम्, (लब्धिः, गतेः, शीघ्रफलम्, स्यात्) क्षयचये, तद्धीनयुक्, मृदुस्फुटा, स्पष्टा, स्यात्, अथ, बहु, चेत् ऋणात्, पतिता, (तदा) (शेषम्) वक्रा, (स्यात्)**

**अन्वयार्थः—भौमात्** મંગળથી **चलाङ्कविवरं** શીઘ્રાંકનું અંતર (**क्रमेण**) અનુક્રમે **शरहृत** ૫ વડે ભાગવું **स्वबाणांशाढ्यं** પોતાના પંચમાંશે યુક્ત એવું **त्रिहृत्** ત્રણે ભાગવું **कृतहृतं** ૪ વડે ભાગવું **द्विगुणाक्षभक्तम** બેથી ગુણી પાંચે ભાગવું (**लब्धिः गतेः शीघ्रफलं स्यात्**) પ્રાપ્તિ ગતિનું શીઘ્રફળ થાય છે. **क्षयचये** ઋણ ધનને વિશે **तत्** તે **हीनयुक्** રહિત અને યુકત (એવી) **मृदुस्फुटा** મંદસ્પષ્ટ ને **स्पष्टा** સ્પષ્ટ **स्यात्** થાય છે. **अथ** ત્યાર પછી **बहुऋणात्** ઘણા ઋણથી **पतिताचेत्** પાડેલી જો હોય (**तदा**) તો (**शेषम्**) શેષ તે **वक्रा** વક્ર (**स्यात्**) થાય છે. ॥ ૩૪ ॥

**ભાવાર્થ**—મંગળ આદિ શનિ પર્યન્ત પાંચે ગ્રહોના **દ્વિતીય શીઘ્ર ફળ** સાધતી વખતે જે બે શીઘ્રાંકોનું **અંતર** આવ્યું હોય તેમાં **ક્રમથી મંગળના** શીઘ્રાંકોના અંતરને ૫ નો ભાગ આપવો, **બુધના** શીઘ્રાંકોના અંતરમાં તેનો પાંચમો ભાગ યુક્ત કરવો, **ગુરૂના** શીઘ્રાંકોના અંતરને ૩ થી ભાગ આપવો, **શુક્રના** શીઘ્રાંકોના અંતરને ૪ થી ભાગ આપવો, અને **શનિના** શીઘ્રાંકોના અંતરને ૨ થી ગુણી ૫ નો ભાગ આપવો, ત્યારે જે થાય. તેને કળાદિ ગતિનું **શીઘ્રફળ** સમજવું; પછી ભૌમાદિ ગ્રહોનાં દ્વિતિય શીઘ્રફળ સાધતિ વખતનો પ્રથમ શીઘ્રાંક બીજા શીઘ્રાંકથી **અધિક** (વધારે) હોય તો **ફળ ઋણ** જાણવું—અને જો પ્રથમ શીઘ્રાંક બીજા શીઘ્રાંકથી **ઓછો** હોય તો **ફળ ધન** જાણવું, પછી તે ફળને **મંદસ્પષ્ટ-ગતિમાં** ધન ઋણ કરવાથી **સ્પષ્ટ ગતિ** થાય છે પણ જો ગતિનું શીઘ્રફળ ઋણ હોય ને મંદ સ્પષ્ટગતિમાંથી બાદ ન થતું હોય, તો તેમાંથી મંદ સ્પષ્ટગતિને બાદ કરવી. તો તે ગ્રહની **સ્પષ્ટ વક્રગતિ** થાય છે. ॥૩૪॥

## ॥ ભૌમાદિ ગ્રહોની સ્પષ્ટગતિ કરવાનું ઉદાહરણ ॥

પૂર્વે બતાવ્યા પ્રમાણે મંગળનું શીઘ્રાંકાંતર ૫૧ છે. તેને ૫ થી ભાગ્યા તો કળાદિ ૧૦।૧૨ મંગળની ગતિનું **શીઘ્રફળ** આવ્યું તે મંગળના દ્વિતીય શીઘ્રફળ સાધતિ વખતના ગત (પહેલા) શીઘ્રાંકથી એષ્ય (બીજો) શીઘ્રાંક વધારે છે, માટે ધન થયું. જેથી મંગળની **મંદ સ્પષ્ટ** ગતિ ૩૪।૨૬ માં ઉમેર્યું તો કળાદિ ૪૪।૩૮ **મંગળની સ્પષ્ટગતિ** થઈ.

બુધનું શીઘ્રાંકાંતર ૪૦ છે, તેને ૫ થી ભાગ્યા તો ૮।૦ આવ્યા. તેને **તેજ શીઘ્રાંકાંતર** ૪૦ માં ઉમેર્યા તો કળાદિ ૪૮।૦ બુધની ગતિનું **શીઘ્ર ફળ** થયું; તે તેના ગતશીઘ્રાંકથી એષ્ય શીઘ્રાંક ઓછો છે, જેથી ઋણ થયું. માટે તેને બુધની **મંદ સ્પષ્ટ** ગતિ ૬૨।૪૪ માંથી બાદ કર્યું તો કળાદિ **૧૪।૪૪ બુધની સ્પષ્ટગતિ** થઇ.

ગુરૂનું શીઘ્રાંકાંતર ૨૨ છે' તેને ૩ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૭।૨૦ ગુરૂની ગતિનું **શીઘ્રફળ** આવ્યું, તે ગુરૂના ગતાંકથી તેનો એષ્યાંક વધારે છે માટે ગુરૂની **મંદસ્પષ્ટ** ગતિ ૫।૧૪ માં ઉમેર્યું તો કળાદિ ૧૨।૩૪ **ગુરૂની સ્પષ્ટ ગતિ** થઇ.

શુક્રનું શીઘ્રાંકાંતર ૬૦ છે, તેને ૪ થી ભાગ્યા લબ્ધિ કળાદિ ૧૫।૦ શુક્રની ગતિનું **શીઘ્રફળ** આવ્યું. તે તેના ગત શીઘ્રાંકથી એષ્ય શીઘ્રાંક વધારે

છે માટે શુક્રની મંદસ્પષ્ટ ગતિ કળાદિ ૫૮।૨૦ માં ઉમેર્યું તો કળાદિ ૭૩।૨૦ શુક્રની સ્પષ્ટગતિ થઇ.

શનિનું શીઘ્રાંકાંતર ૧૩ છે તેને ૨ થી ગુણ્યા તો ૨૬ થયા તેને ૫ થી ભાગ્યા તો લબ્ધિ કળાદિ ૫ । ૧૨ શનિની ગતિનું શીઘ્ર ફળ થયું તે તેના ગતશીઘ્રાંકથી ઐષ્ય શીઘ્રાંક વધારે હોવાથી ધન થયું, માટે શનિની મંદસ્પષ્ટ ગતિ ૨।૧૬ માં ઉમેર્યું, તો કળાદિ ૭।૨૮ શનિની સ્પષ્ટગતિ થઇ ॥ ૩૪ ॥

**शुक्रारयोश्चलभवोऽन्त्यगतो यदाङ्कः शेषांशकाश्चपतिताः पृथगक्षभूभ्यः । येऽल्पा भृगोस्त्रिविहृता असृजोऽक्षभक्ता देयाः स्वशीघ्रफलवत्स्फुटयोः स्फुटौ तौ ॥ ३५ ॥**

**अन्वयः**—यदा, शुक्रारयोः, चलभवः, अङ्कः, अन्त्यगतः,(स्यात्, तदा) शेषांशकाः, पृथक्, अक्षभूभ्यः, पतिताः, च, । ( तयोः ), ये, अल्पाः, ( ते ), भृगोः, त्रिविहृताः, असृजः, अक्षभक्ताः, स्वशीघ्रफलवत्, स्फुटयोः, देयाः, (तदा), तौ, स्फुटौ, (स्तः) ॥३५॥

**अन्वयार्थः**—**यदा** જ્યારે **शुक्रारयोः** શુક્ર (અને) મંગળનો **चलभव** શીઘ્રથી ઉત્પન્ન થયેલો **अङ्कः** અંક (શીઘ્રાંક) **अन्त्यगतः** અંત્યને પામેલો (**स्यात, तदा**) હોય ત્યારે **शेषांशकाः** શેષાંકો **पृथक्** બે જગ્યાએ લખવા ( એક જગ્યાએ ) **अक्षभूभ्यः** ૧૫ માંથી **पतिताः** બાદ કરવા **च** અને (**तयोः**) તે બેમાં **ये** જે **अल्पाः** થોડા ( **ते** ) તે **भृगोः** શુક્રના **त्रिविहृताः** ત્રણે ભાગવા **असृजः** મંગળના **अक्षभक्ताः** ૫ પાંચે ભાગવા તેઓ (અનુક્રમે) **स्वशीघ्रफलवत्** પોતાના શીઘ્ર ફળ માફક **स्फुटयोः** સ્પષ્ટ એવા ભૌમ શુક્ર વિશે **देयाः** આપવા (**तदा**) ત્યારે **तौ** તેઓ (શુક્ર મંગળ ) **स्फुटौ** સ્પષ્ટ **स्तः** થાય છે. ॥૩૫॥

**ભાવાર્થ**—**દ્વિતીય શીઘ્રફળ** સાધતી વખતે શુક્ર અને મંગળનો અન્તનો શીઘ્રાંક આવે એટલે અગીયારમા પછીનો આવે તો દ્વિતીય શીઘ્રકેન્દ્રમાં ૧૫ નો ભાગ આપવો શેષ જે અંશાદિ રહે તેને બે જગ્યાએ લખવા એક જગ્યાએ તેને ૧૫ અંશોમાંથી બાદ કરવા ત્યારે જે રહે તે અંશાદિ અને બીજી જગ્યાએ લખેલા શેષ અંશાદિ એ બેમાંથી જે ઓછી સંખ્યાવાળા હોય તેઓને લેવા અને તે જો શુક્રના હોય તો ૩ થી ભાગવા

અને મંગળના હોય તો ૫ થી ભાગવા ત્યારે જે અંશાદિ લબ્ધિ આવે તેને ક્રમથી સ્પષ્ટ શુક્ર અને સ્પષ્ટ મંગળમાં **શીઘ્રફળની** માફક ધન ઋણ કરવાથી **સ્પષ્ટ શુક્ર** અને સ્પષ્ટ **મંગળ** થાય છે. ॥૩૫॥

**कुजबुधभृगुजानां चेच्चलाङ्कोऽन्तिमः स्याद्दशहतपरिशेषांशानगाद्र्यग्निभक्ताः । फलमिषुदहनैर्युक्सप्तगोभिस्त्रिबाणैर्भवति गतिफलं तत्स्यात्तदा नैव पूर्वम् ॥ ३६ ॥**

**अन्वयः—चेत्, कुजबुधभृगुजानाम्, चलाङ्कः, अन्तिमः, स्यात्, तदा, दशहतपरिशेषांशाः, ( क्रमेण ), नगाद्र्यग्निभक्ताः, फलम्, ( क्रमेण ), इषुदहनैः सप्तगोभिः, त्रिबाणैः, युक्, ( कार्यम् ), तत्, गतिफलम्, स्यात्, पूर्वम्, नैव भवति ॥ ३६ ॥**

**अन्वयार्थः—चेत्** જો **कुजबुधभृगुजानाम्** મંગળ બુધ અને શુક્ર તેઓના **चलाङ्कः** શીઘ્રાંક **अंतिमः** છેલ્લો **स्यात्** હોય ( **तदा** ) ત્યારે **दशहतपरिशेषांशाः** તેથી રહેલા અંશોને દશે ગુણવા (તેને) **(क्रमेण)** અનુક્રમે **नगाद्र्यग्निभक्ताः** ૭, ૭, ૩ એ વડે ભાગવા **फलम्** ફળ **(क्रमेण)** અનુક્રમે **इषुदहनैः** ૩૫ વડે **सप्तगोभिः** ૯૭ વડે **त्रिबाणैः** ૫૩ વડે **युक्** યુક્ત ( **कार्यम्** ) કરવું **तत्** તે **गतिफलम्** ગતિફળ **स्यात्** થાય છે **तदा** ત્યારે **पूर्वम्** પૂર્વે ( કહેલું ગતિનું શીઘ્રફળ ) **नैवभवति** લેવાતું નથી ॥૩૬॥

**ભાવાર્થ**—દ્વિતીય શીઘ્રફળ સાધતી વખતે મંગળ બુધ અને શુક્રના શીઘ્રાંક **અંતના** એટલે ૧૧ થી ઉપરાંત આવે તો ષડ્ભાલ્પ કેન્દ્રના અંશોને ૧૫ થી ભાગતાં જે શેષ અંશાદિ રહે તેઓને ૧૦ થી ગુણી અનુક્રમે મંગળના હોય તો ૭ થી, બુધના હોય તો ૭ થી, અને શુક્રના હોય તો ૩ થી ભાગતાં જે કળાદિ ફળ આવે તેમ અનુક્રમે ૩૫,૯૭,૫૩ ઉમેરવા તો ક્રમથી તેઓની ગતિનાં શીઘ્ર ફળો થાય છે; તેને દ્વિતીય શીઘ્રકેન્દ્ર કર્કાદિ હોય તો મંદ સ્પષ્ટ ગતિમાં ઉમેરવાં અને ઋણ હોય તો બાદ કરવાં તો મંગળ, બુધ અને શુક્રની **સ્પષ્ટગતિ** થાય છે. પૂર્વે જે ગતિનું શીઘ્રફળ કરવાની રીત બતાવી છે તે અંતના શીઘ્રાંક ન હોય તોજ લેવી,

## પ્રકરણ ૫ મું.

॥ ગ્રહોનાં વક્ર, માર્ગી, ઉદય અને અસ્ત બાબત. ॥

**त्रिनृपैः शरजिष्णुभिः शरार्कैर्नगभूपैस्त्रिभवैः क्रमात्कुजाद्याः ।
चल केन्द्रलवैः प्रयान्ति वक्रं भगणात्तैः पतितैर्व्रजन्ति मार्गम् ॥३७॥**

**अन्वयः**—कुजाद्याः, क्रमात्, त्रिनृपैः, शरजिष्णुभिः, शरार्कैः, नगभूपैः, त्रिभवैः, चलकेन्द्रलवैः, वक्रम्, प्रयान्ति, ( तथा ), भगणात्, पतितैः, तैः, मार्गम्, व्रजन्ति ॥ ३७ ॥

**अन्वयार्थः**—**कुजाद्याः** ભૌમાદિ ગ્રહો **क्रमात्** અનુક્રમથી **त्रिनृपैः** ૧૬૩ **शरजिष्णुभिः** ૧૪૫ **शरार्कैः** ૧૨૫ **नगभूपैः** ૧૬૭ **त्रिभवैः** ૧૧૩ **चवकेन्द्रलवैः** શીઘ્રકેન્દ્રના અંશો વડે **वक्र** વક્રતાને **प्रयान्ति** પામે છે ( **तथा** ) અને **भगणात्** ૧૨ રાશિથી **पतितैः** પાડેલા **तैः** તેઓ વડે **मार्गं** માર્ગતાને **वृजन्ति** પામે છે ( અર્થાત્ માર્ગી થાય છે. ) ॥૩૭॥

**ભાવાર્થ**—મંગળ આદિ ગ્રહોના દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશ ક્રમથી ૧૬૩, ૧૪૫, ૧૨૫, ૧૬૩ અને ૧૧૩ હોય ત્યારે તેઓ ક્રમથી વક્રી થાય છે; અર્થાત્ તેઓની ગતિ ઉલટી થાય છે, અને એ અંશોને ભગણ એટલે ૩૬૦ અંશોમાંથી બાદ કરતાં જે શેષ રહે તેટલા અંશોએ ભૌમાદિ ગ્રહો માર્ગી થાય છે, અર્થાત્ ભૌમ ( મંગળ ) ના દ્વિતીય શીઘ્ર કેન્દ્રના અંશ ૧૯૭ બુધના ૨૩૫ ગુરૂના ૨૬૫ શુક્રના ૧૯૩ અને શનિના ૨૪૭ અંશ હોય ત્યારે તેઓ માર્ગી થાય છે એટલે આગળ ચાલે છે. ॥ ૩૭ ॥

**क्षितिजोऽष्टयमैरुदेति पूर्वे गुरुरिन्द्रै रविजस्तु सप्तचन्द्रैः ।
स्वस्वोदय भागसंविहीनैर्भगणांशैरपरत्रयान्ति चास्तम् ॥ ३८ ॥**

**अन्वयः**—क्षितिजः, अष्टयमैः, गुरुः, इन्द्रैः, रविजः, तु सप्तचन्द्रैः, पूर्वे, उदेति । च, स्वस्वोदयभागसंविहीनैः, भगणांशैः, अपरत्र, अस्तम्, यान्ति ॥ ३८ ॥

**अन्वयार्थः**—**क्षितिजः** મંગળ **अष्टयमैः** ૨૮ અંશો વડે **गुरुः** ગુરૂ **इन्द्रैः** ૧૪ અંશો વડે **रविजः** બુધ **तु** તો **सप्तचन्द्रैः** ૧૭ અંશો વડે **पूर्वे** પૂર્વ દિશામાં **उदेति** ઉદય થાય છે **च** અને **स्वस्वोदयभागसंविहीनैः**

પોત પોતાના ઉદયાંશ વડે રહિત એવા **भगणांशैः** બાર રાશિના અંશો (૩૬૦) વડે કરી **अपरत्र** પશ્ચિમ દિશાને વિશે **अस्तम्** અસ્તને **यान्ति** પામે છે. ॥૩૮॥

**ભાવાર્થ**—પોતાના દ્વિતીય શીઘ્રકેન્દ્રના ૨૮ અંશ હોય તો **મંગળ**, ૧૪ અંશ હોય તો ગુરૂ, અને ૧૭ અંશ હોય તો **શનિ પૂર્વ દિશામાં** ઉદય થાય છેઃ અને પોતપોતાના ઉદય અંશોને ભગણ એટલે ૩૬૦ માંથી બાદ કરતાં જે શેષ રહે તેટલા અંશોએ અર્થાત્ દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશ ૩૩૨ હોયા તો મંગળ, ૩૪૬ હોય તો ગુરૂ, અને ૩૪૩ હોય તો શનિ **પશ્ચિમમાં અસ્ત** થાય છે. ॥૩૮॥

**खशरैश्च जिनैः परेज्ञभृग्वोरुदयोऽस्तोऽक्षदिनैर्नगाद्रिभूभिः । उदयोऽक्षनखैस्त्र्यहीन्दुभिः प्रागस्तो दिग्दहनैश्च षट्सुरैः स्यात् ॥३९॥**

**अन्वयः**—खशरैः, जिनैः, परे, ज्ञभृग्वोः, उदयः, च अक्षदिनैः, नगाद्रिभूभिः, अस्तः, स्यात्। अक्षनखैः, त्र्यहीन्दुभिः, प्राक्, उदयः, च दिग्दहनैः, ( षट्सुरैः, ( प्राक् ), अस्तः, ( स्यात् ) ॥३९॥

**अन्वयार्थः**—**खशरैः** ૫૦ અંશોએ **जिनैः** ૨૪ અંશોએ **परे** પશ્ચિમે દિશામાં અનુક્રમે **ज्ञभृग्वोः** બુધ અને શુક્રનો **उदयः** ઉદય, **च** અને **अक्षदिनैः** ૧૫૫ અંશોએ **नगाद्रिभूभिः** ૧૭૭ અંશોએ **अस्तः** અસ્ત **स्यात्** થાય છે **अक्षनखैः** ૨૦૫ અંશો વડે **त्र्यहीन्दुभिः** ૧૮૩ અંશોએ **प्राक्** પૂર્વમાં **उदयः** ઉદય **च** અને **दिग्दहनैः** ૩૧૦ અંશોએ **षट्सुरैः** ૩૩૬ અંશોએ ( **प्राक्** ) પૂર્વમાં **अस्तः** અસ્ત ( **स्यात्** ) થાય છે. ॥૩૯॥

**ભાવાર્થ**—દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશ ૫૦ અને ૨૪ હોય તો ક્રમથી બુધ શુક્રનો **પશ્ચિમ** દિશામાં **ઉદય**, અને દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશ ૧૫૫ અને ૧૭૭ હોય તો ક્રમથી તેઓનો પશ્ચિમ દિશામાં **અસ્ત** થાય છે; અને દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશ ૨૦૫ અને ૧૮૩ હોય તો ક્રમથી બુધ શુક્રનો પૂર્વ દિશામાં ઉદય, અને દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશ ૩૧૦ અને ૩૩૬ હોય તો ક્રમથી બુધ શુક્રનો પૂર્વ દિશામાં **અસ્ત** થાય છે. ॥૩૯॥

**वक्रोद्[illegible]ऽवक्राल्पाः केन्[illegible]ः क्षिति[illegible]ताद्वि-गुणास्त्रिभक्ताः । सांकांशकादशहतांगहृताः कुभक्ता वक्राद्यमा[illegible] दि-वसैः क्रमशो गतैष्यम् ॥ ४० ॥**

**अन्वयः**—वक्रोदयादिगदितांशकतः, ( यदि ), केन्द्रांशकाः, अधिकाल्पाः, ( स्युः तदा, ) क्षितिसुतात्, द्विगुणाः, त्रिभक्ताः, सांकांशकाः, दशहताङ्गहृताः, कुभक्ताः, आप्तदिवसैः, क्रमशः, वक्राद्यम्, गतैष्यम्, ॥ ४० ॥

**अन्वयार्थः**—**वक्रोदयादिगदितांशकतः** વક્ર, માર્ગ, ઉદય, અસ્ત તેઓના કહેલા (શીઘ્રકેન્દ્રના) અંશોથી **(यदि)** જ્યારે **केंद्रांशकाः** (ઇષ્ટ) કેન્દ્રાંશો **अधिकाल्पाः** અધિક અથવા ઓછા **(स्युः)** હોય **(तदा)** ત્યારે **क्षितिसुतात्** મંગળથી **द्विगुणाः** બેએ ગુણેલા **त्रिभक्ताः** ત્રણે ભાગેલા **सांकांशकाः** પોતાના નવમા ભાગે યુક્ત **दशहताङ्गहृताः** દશે ગુણી છએ ભાગેલા **कुभक्ताः** એકવડે ભાગે લીધેલા **आप्तदिवसैः** પ્રાપ્ત દિવસોવડે **क्रमशः** ક્રમથી **वक्राद्यम्** વક્રાદિ **गतैष्यम्** ગત (અને) એષ્ય થાય છે. ॥૪૦॥

**ભાવાર્થ**—ભૌમાદિ ગ્રહોના વક્ર, ઉદય, અસ્ત અને માર્ગી હોવાના જે દ્વિતીય શીઘ્રકેન્દ્રના અંશો કહેલા છે તે કહેલા અંશોથી ઇષ્ટ વખતના દ્વિતીય **શીઘ્રકેન્દ્રના** અંશો વધારે અથવા ઓછા હોય તો તે બન્નેનો અંતર કરવો પછી તેને ક્રમથી મંગળના હોય તો ૨ થી ગુણવા, બુધના હોય તો ૩ થી ભાગવા, ગુરૂના હોય તો તેના આવેલા અંતરમાં તેનોજ નવમો ભાગ ઉમેરવો, શુક્રના હોય તો તેને ૧૦ થી ગુણી ૬ થી ભાગવા, અને શનિના હોય તો ૧ થી ભાગવા ત્યારે ક્રમથી જે **લબ્ધાંક** આવે તેને **દિવસો** જાણવા અને પૂર્વોક્ત **શીઘ્રકેન્દ્રના** અંશોથી ઇષ્ટ વખતના શીઘ્રકેન્દ્રના અંશો વધારે હોય તો **વક્ર, ઉદય, અસ્ત** અને **માર્ગી** તેટલા દિવસો પહેલાં થયા સમજવા અને જો કેન્દ્રાંશ ઇષ્ટ કેન્દ્રાંશોથી ઓછા હોય તો **વક્ર, ઉદય અસ્ત** અને **માર્ગી** થવાને લબ્ધાંક જેટલા દિવસો બાકી રહ્યા સમજવા. ॥૪૦॥

**पूर्वास्तादुदयः परेऽनृजुगतिस्तोयास्तमैन्द्रगुद्गमोमार्गोऽस्तोऽत्र च दन्तदन्तदहनाष्ट्याज्याश्वदन्तैर्दिनः ॥ चान्द्रेस्तत्परतत्परं त्वथ भृगो स्तद्वद्विमाः स्यात्ततोऽष्टाभिर्यैघ्रिभुवांघ्रिणा विचरणैकेनाष्टमासैः क्रमात् ॥ ४१ ॥**

अन्वयः—दन्तदन्तदहनाष्ट्याज्याश्वदन्तैः, दिनैः, चान्द्रैः, क्रमात्, पूर्वास्तात्, परे, उदयः, अनृजुगतिः, तोयास्तम्, ऐन्द्रगुद्गमः मार्गः, अस्तः, स्यात्, च, अत्र, तत्परम्, तत्परम्, अथ, ( क्रमात् )

**द्विमाः, ततः, अष्टाभिः, त्र्यंघ्रिभुवा, अंघ्रिणा, विचरणैकेन, च, अष्टमासैः, भृगोः, तद्वत् ( स्यात् ) ॥ ४१ ॥**

**अन्वयार्थः**—(**दन्त** ३२ **दन्त** ३२ **दहन** ३ **अष्टि** १६ **आज्याश** ३ **दन्त** ३२) **दन्तदन्त दहनाष्ट्याज्याशदन्तैः** ३२, ३२, ३, १६ ३, ३२ **दिनैः** દિવસોવડે **चांद्रेः** બુધનો **क्रमात्** અનુક્રમથી **पूर्वास्तात्** પૂર્વના અસ્તથી **परे** પશ્ચિમમાં **उदयः** ઉદય **अनृजुगतिः** વક્રગતિ **तोयास्तम्** અસ્ત **ऐन्द्रयुद्गमः** પૂર્વ દિશામાં ઉદય (**ऐन्द्रि** પૂર્વ દિશામાં **उद्गमः** ઉદય) **मार्गः** માર્ગી **अस्तः** અસ્ત **स्यात्** થાય છે **च** અને **अत्र** અહિં **तत्पर-तत्परं** તેના પછી તેના પછી **अथ** ત્યાર પછી (**क्रमात्**) અનુક્રમથી **द्विमाः** બે માસ **ततः** તે થકી **अष्टाभिः** આઠ માસે **त्र्यंघ्रिभुवा** પોણા માસે **अंघ्रिणा** ૦। માસે **विचरणैकेन** પોણા માસે **च** અને **अष्टमासैः** આઠ માસવડે **भृगोः** શુક્રનું **तद्वत्** તે બધુ માફક (**स्यात्** થાય છે) ॥૪૧॥

**ભાવાર્થ**—બુધનો પૂર્વ દિશામાં **અસ્ત** થયા પછી ૩૨ દિવસે પશ્ચિમમાં **ઉદય** થાય છે, અને ઉદય થયા પછી ૩૨ દિવસે **વક્રગતિ** થાય છે, અને વક્રગતિ થયા પછી ૩ દિવસે પશ્ચિમમાં (વક્ર) **અસ્ત** થાય છે, અને પશ્ચિમમાં **અસ્ત** થયા પછી ૧૬ દિવસે પૂર્વમાં (વક્ર) **ઉદય** થાય છે, અને પૂર્વમાં ઉદય થયા પછી ૩ દિવસે **માર્ગી** થાય છે, અને માર્ગી થયા પછી ૩૨ દિવસે પૂર્વમાં **અસ્ત** થાય છે, એવી રીતે વારંવાર થતો રહે છે.

શુક્રનો પૂર્વ દિશામાં **અસ્ત** થયા પછી ૨ મહિને પશ્ચિમ દિશામાં **ઉદય** થાય છે, અને પશ્ચિમમાં **ઉદય** થયા પછી ૮ મહીને **વક્રી** થાય છે, અને વક્રી થયા પછી ૦।।। માસે પશ્ચિમમાં (વક્ર) **અસ્ત** થાય છે, અને પશ્ચિમે અસ્ત થયા પછી ૦। માસે પૂર્વ દિશામાં (વક્ર) **ઉદય** થાય છે, અને પૂર્વ દિશામાં **ઉદય** થયા પછી ૦।।। માસે **માર્ગી** થાય છે, અને માર્ગી થયા પછી ૮ મહિને પૂર્વ દિશામાં **અસ્ત** થાય છે; એવી રીતે વારંવાર થયા કરે છે. ॥૪૧॥

**भौमस्यास्तादुदय[illegible]टिलजुत्वमौढ्यं क्रमात्स्यान्मासैर्वेदैरथ दशमितैर्लोचनाभ्यां च दिग्भिः । जी[illegible]वस्योव्या सचरण[illegible]गः सागरैः साङ्घ्रिवेदैः साङ्घ्र्येकेनत्रि[illegible]गदहनैरर्ध[illegible]कैस्तथार्केः ॥ ४२ ॥**

**अन्वयः**—**भौमस्य, अस्तात्, वेदैः, अथ, दशमितैः, लोचनाभ्याम्, च, दिग्भिः, मासैः, क्रमात्, उदयकुटिलर्जुत्वमौढ्यम्,**

**स्यात् । जीवस्य, ( अस्तात् ), ऊर्व्या, सचरणयुगैः, सागरैः, सांघ्रिवेदैः ( मासैः, क्रमात् , उदयकुटिलर्जुत्वमौढ्यम्, स्यात् ) । तथा, आर्कैः, ( अस्तात् ), सांघ्र्येकेन, अर्द्धयुक्तैः, त्रियुगदहनैः, ( मासैः, क्रमात् , उदयकुटिलर्जुत्वमौढ्यम्, स्यात् ) ॥ ४२ ॥**

**अन्वयार्थः—** **भौमस्य** મંગળના **अस्तात्** અસ્તથી **वेदैः** ૪ **अथ** ત્યાર પછી **दशमितैः** ૧૦ **लोचनाभ्यां** ૨ **च** અને **दिग्भि** ૧૦ **मासैः** માસોએ **क्रमात्** અનુક્રમથી (**उदय** ઉદય **कुटिल** વક્ર **ऋजु** માર્ગીય **मौढयं** અસ્ત) **उदयकुटिलर्जुत्व मौढयं** ઉદય, વક્ર, માર્ગી અને અસ્ત **स्यात्** થાય છે **जीवस्य** ગુરૂના (**अस्तात्**) અસ્તથી **ऊर्व्या** ૧ માસે **सचरणयुगैः** ૪ા માસે **सागरैः** ૪ માસે **सांघ्रिवेदैः** ૪ા (**मासैः**) માસોએ (**क्रमात्**) અનુક્રમથી (**उदय कुटिलर्जुत्वमौढ्यम्**) ઉદય, વક્ર, માર્ગીય, અને અસ્ત (**स्यात्**) થાય છે **तथा** અને **आर्कै** શનિના (**अस्तात**) અસ્તથી **सांघ्येकेन** ૧ા માસે **अर्द्धयुक्तैः** અર્દ્ધ માસે યુક્ત **त्रियुगदहनैः** ત્રણ, ચાર, ત્રણ અર્થાત્ ૩ા, ૪ા, ૩ા (**मासैः**) માસોવડે (**क्रमात्**) અનુક્રમે **उदयकुटिलर्जुत्वमौढ्यम्**) ઉદય, વક્ર, માર્ગીય અને અસ્ત **स्यात** થાય છે. ॥૪૨॥

**ભાવાર્થ**—મંગળનો પશ્ચિમ-દિશામાં **અસ્ત** થયા પછી ૪ માસે પૂર્વમાં **ઉદય** થાય છે, અને ઉદય થયા પછી ૧૦ માસે **વક્રી થાય છે**, અને વક્રી થયા પછી ૨ માસે **માર્ગી** થાય છે, અને માર્ગી થયા પછી ૧૦ માસે પશ્ચિમમાં **અસ્ત** થાય છે; એ પ્રકારે વારંવાર થાય છે.

ગુરૂનો પશ્ચિમ દિશામાં **અસ્ત થયા** પછી ૧ માસે પૂર્વમાં **ઉદય** થાય છે, પૂર્વમાં ઉદય થયા પછી ૪ા માસે **વક્રી** થાય છે, વક્રી થયા પછી ૪ માસે **માર્ગી** થાય છે, અને માર્ગી થયા પછી ૪ા માસે પશ્ચિમમાં **અસ્ત** થાય છે; એ પ્રકારે વારંવાર થયાં કરે છે.

શનિ પશ્ચિમ દિશામાં **અસ્ત** થયા પછી ૧ા માસે પૂર્વમાં **ઉદય** થાય છે, અને ઉદય થયા પછી ૩ા માસે **વક્રી** થાય છે, અને વક્રી થયા પછી ૪ા માસે **માર્ગી** થાય છે, અને માર્ગી થયા પછી ૩ા માસે પશ્ચિમમાં **અસ્ત** થાય છે; એવી રીતે ફરી ફરીને થયાં કરે છે.

**શંકા**—ઉપર બતાવેલી માસ સંખ્યા તિથ્યાદિ પ્રમાણે લેવી નહિ પણ વારાદિ લેવી એટલે ૩૦ વારનો એક માસ સમજવો ॥૪૨॥

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### સારિણી ઉપરથી ગ્રહલાઘવનાં સ્પષ્ટ ગ્રહો તથા તેમની ગતિઓ કરવાની રીત તથા સારિણી.



**સારિણી ઉપરથી મધ્યમ ગ્રહો કરવાની રીત—અહર્ગણને** ૬૦ થી ભાગવો તો લબ્ધિ અને શેષ એવાં ૨ અંકો આવશે તેઓની સંખ્યા પ્રમાણે આગળ લખેલી સૂર્યાદિ મધ્યમ ગ્રહની સારિણીમાં જે ૧ થી ૬૭ સુધી રાશ્યાદિ શેષ લબ્ધિ કોષ્ટક છે, તેમાંથી રાશ્યાદિ અંક લેવા. લબ્ધિ અને શેષનું કોષ્ટક તો એકજ છે પણ તે બન્નેનાં રાશ્યાદિ અંક લેવાની રીત જુદી છે; તે એવી રીતે કે લબ્ધિ પ્રમાણે અંક લેવા હોય તો કોષ્ટકમાં રાશિ સ્થાને લખેલા અંકને છોડી માત્ર અંશ સ્થાનના અંકને ૬ થી ભાગવા શેષ રહે તેને બમણા કરવા તો લબ્ધિનો રાશિ અંક થશે. પછી તેની નીચેનો અંક (કળાવાળો) અંશ સ્થાનમાં આવે છે. માટે તે ૩૦ થી વધારે હોય તો તેમાંથી ત્રીશ બાદ કરવા શેષ અંશ જાણવાને રાશિમાં ૧ જોડવો ત્યારે રાશ્યાદિ લબ્ધિના અંકો આવે છે, શેષના તો જે કોષ્ટકમાં રાશ્યાદિ અંકો છે તેજ લેવા પછી લબ્ધિ અને શેષના આવેલા અંકોનો સરવાળો કરવો તેમાં ચક્રની સંખ્યા પ્રમાણે શેષ લબ્ધિ કોષ્ટકની ઉપર લખેલા ચક્રનિઘ્ન ધ્રુવોન ક્ષેપકના રાશ્યાદિ અંકો જોડી દેવા તો સૂર્યોદય વખતના મધ્યમ ગ્રહો થાય છે.

ઇષ્ટ વખતના મધ્યમ ગ્રહો કરવા હોય તો ઇષ્ટ ઘટીપળ પ્રમાણે ગ્રહના ઘટીપળ કોષ્ટકોમાંથી રાશ્યાદિ અંક લેઈ તેને સૂર્યોદય વખતના મધ્યમ ગ્રહમાં ઉમેરવા તો ઈષ્ટ સમયના મધ્યમ ગ્રહો થાય છે.

મધ્યમ રાહુ કરવાની રીત જુદી છે, તે એવી રીતે કે, પૂર્વે બતાવ્યા પ્રમાણે લબ્ધિ અને શેષનો રાશ્યાદિ સરવાળો આવે તેને ૧૨ રાશિમાંથી બાદ કરી પછી તેમાં તેનો ચક્રનિઘ્ન ધ્રુવોન ક્ષેપક જોડવો તો સૂર્યોદય વખતનો મધ્યમ રાહુ થાય છે અને જો ઇષ્ટ વખતનો કરવો હોય તો ઈષ્ટ ઘટીપલ પ્રમાણે રાહુના ઘટીપલ કોષ્ટકમાંથી જે રાશ્યાદિ અંક આવે તેને સૂર્યોદય વખતના મધ્યમ રાહુમાં ઘટાડવા તો ઈષ્ટ સમયનો મધ્યમ રાહુ તેજ સ્પષ્ટ રાહુ થાય છે.

એક ચક્ર ૪૦૧૬ અહર્ગણનું થાય છે, એ કરતાં જન્મ સમયનો અહર્ગણ વધારે આવે તો પણ સારિણીના ગ્રહો કરતી વખતે તો તેજ અહર્ગણથી લબ્ધિ શેષ લાવી **ગ્રહસાધન** કરવા અહિં ચક્રના અહર્ગણને બાદ કરી શેષ રહેલા અહર્ગણથી લબ્ધિ શેષ લાવી ગ્રહોસાધન કરવા નહિ એ ધ્યાન રાખવું કે એવો ફરક લબ્ધિ ૬૬।૬૭ માંજ આવે છે. પણ લેખન પદ્ધતિમાં ૪૦૧૬ કરતાં વધારે હોય તો તેમાંથી ૪૦૧૬ ને બાદ કરી શેષને અહર્ગણ લખવો ને ચક્રની સંખ્યામાં ૧ જોડી ચક્ર સંખ્યા લખવી.

**સારિણી ઉપરથી મધ્યમ સૂર્યનું** ઉદાહરણ—અહર્ગણ ૧૩૭ ને ૬૦ થી ભાગ્યા તો **લબ્ધિ** ૨ અને **શેષ** ૧૭ રહ્યા લબ્ધિ બે છે માટે સૂર્યની શેષ લબ્ધિ સારિણીમાંના **બીજા** કોષ્ટકમાંની રાશિ ૦ ને છોડી અંશ ૧ ને ૬ થી ભાગ્યા તો શેષ ૧ રહ્યા તેને ૨ થી ગુણ્યા તો રાશિ ૨ થઇ ને નીચેનાં ફળો ૫૮।૧૬।૨૦।૩૪।૧૮ છે તેને અંશાદિ જાણ્યા, અંશ ૫૮ છે માટે તેમાંથી ૩૦ બાદ કર્યા તો અંશ ૨૮ રહ્યા તેને રાશિ ૨ છે તેમાં એક ઉમેર્યો તો રાશિ ૩ થઇ તેથી લબ્ધિ પ્રમાણે રાસ્યાદિ ૩।૨૮।૧૬।૨૦।૩૪।૧૮ આવ્યા. તેમાં શેષ ૧૭ પ્રમાણે શેષ કોષ્ટકના રાશ્યાદિ અંક ૦।૧૬।૪૫।૧૮।૫૪।૫૧।૩૩ ઉમેર્યા તો રાસ્યાદિ ૪।૧૫। ૧૩૯ **અહર્ગણોત્પન્ન સૂર્ય** બુધ શુક્ર થયા. તેમાં ચક્ર ૩૩ પ્રમાણે ચક્રનિઘ્નધ્રુવોન ક્ષેપક રાસ્યાદિ ૯।૧૯।૩૭।૫૭। ઉમેર્યા તો રાશ્યાદિ ૨।૪।૬૯।૩૬ સૂર્યોદય વખતના મધ્યમ સૂર્ય બુધ શુક્ર થયા. તેમાં ઇષ્ટ ઘટી ૪૮ ને પળ ૩૯ પ્રમાણે ઘટી કોષ્ટકમાંથી ૪૮ નો અંક રાશ્યાદિ ૦।૦।૪૭।૧૯ તથા પળ કોષ્ટકમાંથી ૩૯ નો અંક રાશ્યાદિ ૦।૦।૦।૩૮ ઉમેર્યા તો રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ **ઇષ્ટમધ્યમ સૂર્ય બુધ શુક્ર** થયા. એ રીતે દરેક ગ્રહો પોતપોતાની સારિણી ઉપરથી ઇષ્ટ મધ્યમ કરવા.

**ગતિનું ઉદાહરણ**—ભુજાંશ ૧૨ છે, તેની નીચે **સારિણીમાં** ગતિ ફળ કળાદિ ૨૭ છે. તે સૂર્યનું મંદકેન્દ્ર મકરાદિ હોવાથી સૂર્યની **મધ્યમ ગતિ** કળાદિ ૫૯।૮ માંથી બાદ કર્યું તો કળાદિ ૫૭।૧ **સૂર્યની સ્પષ્ટ ગતિ** થઇ

## ॥ સારિણી ઉપરથી સૂર્ય સ્પષ્ટ કરવાની રીત ॥

સૂર્યનું મંદોચ્ચ રાશ્યાદિ ૨।૧૮।૦।૦ છે તેમાંથી **ઇષ્ટ મધ્યમ સૂર્ય** બાદ કરવો તો સૂર્યનું રાસ્યાદિ **મંદકેંદ્ર** થાય છે. તેનો **ભુજ** કરવો ભુજના **અંશ** કરવા તે અંશોની સંખ્યા પ્રમાણે સૂર્યની **મંદફળ સારિણી** કોષ્ટકમાંથી **અંશાદિ** અંક લેવો ને તેને જુદો મૂકવો તે લીધેલા અંક તથા તે પછીના

અંકનું અંતર કરવું તો જે રહે તે અંશાદિ અંતરને ચાલકની માફક ભુજાંશની નીચેના કળાદિથી ગુણવા ત્યારે જે કળાદિ ફળ આવે, તેને જુદા મૂકેલા અંશાદિમાં ઉમેરવું. તો સૂર્યનું અંશાદિ મંદફળ થાય છે તેને સૂર્યનું મંદકેંદ્ર મેષાદિ હોય તો ધન અને તુલાદિ હોય તો ઋણ જાણી ઇષ્ટ મધ્યમ સૂર્યમાં ઉમેરવું. કે બાદ કરવું તો મંદ સ્પષ્ટસૂર્ય થાય છે.

મંદ સ્પષ્ટસૂર્યમાં અયનાંશો જોડવાથી સાયનસૂર્ય થાય છે. તેનાથી પાના ૩૨૦ માં બતાવ્યા પ્રમાણે ચર લાવવું, તે ચર સાયનસૂર્ય મેષાદિ હોય તો મંદ સ્પષ્ટ સૂર્યમાં ઋણ અને તુલાદિ હોય તો ધન કરવું તો સ્પષ્ટ સૂર્ય થાય છે.

## ॥ સારિણી ઉપરથી સૂર્યની સ્પષ્ટગતિ કરવાની રીત ॥

સૂર્યના મંદકેંદ્રના ભુજાંશ કોષ્ટકની નીચે સારિણીમાં જે કળાદિ ગતિ ફળ લખેલું છે, તેને જો કેંદ્ર કર્કાદિ મકરાદિ હોય તો સૂર્યની મધ્યમ ગતિ કળાદિ ૫૯।૮ ણાં ઉમેરવું કે બાદ કરવું તો સૂર્યની સ્પષ્ટ ગતિ થાય છે.

ઉદાહરણ—સૂર્યનું મંદોચ્ચ રાશ્યાદિ ૨।૧૮।૦।૦ છે. તેમાંથી ઇષ્ટ મધ્યમ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ બાદ કર્યો, તો શેષ રાશ્યાદિ ૦।૧૨।૩૨।૨૭ સૂર્યનું મંદકેંદ્ર થયું. તેજ ભુજ છે તેના અંશાદિ ૧૨।૩૨।૨૭ છે અંશ પ્રમાણે સારિણીમાંથી અંશાદિ ૦।૨૭।૩૨ લીધા ને તેના પછીના અંક ૦। ૨૯।૪૬ એ બેનું અંતર અંશાદિ ૦।૨।૧૪ થયું તેને કળાદિ ૩૨।૨૭ થી ગુણ્યા તો કળાદિ ૧।૧૨ આવ્યું તેને અંશાદિ ૦।૨૭।૩૨ માં ઉમેર્યું તો અંશાદિ ૦।૨૮।૪૪ સૂર્યનું મંદફળ થયું, તેને ઇષ્ટ મધ્યમસૂર્યમાં કેંદ્ર મેષાદિ હોવાથી ઉમેર્યું, તો ૨।૫।૫૬।૧૭ મંદ સ્પષ્ટસૂર્ય થયો. તેમાં અયનાંશો ૨૨।૪૧।૧૧ જોડ્યા તો રાશ્યાદિ ૨।૨૮।૩૭।૨૮ સાયનસૂર્ય થયો તે પરથી પ્રથમ બતાવ્યા પ્રમાણે ચર ૧૧૬।૧૦ આવ્યું તે કેંદ્ર મકરાદિ હોવાથી મંદ સ્પષ્ટસૂર્યના વિકળામાંથી ઋણ કર્યું તો સ્પષ્ટસૂર્ય રાશ્યાદિ ૨।૫।૫૪।૨૧ થયો.

## ॥ સારિણીથી સ્પષ્ટચંદ્ર સાધવાની રીત ॥

સારિણી ઉપરથી ઇષ્ટ મધ્યમચંદ્ર તથા ચંદ્રોચ્ચ લાવી ચંદ્રને ગ્રહલાઘવમાં આ ગ્રંથના પાના ૩૦૭ ને ૩૨૦ માં બતાવ્યા પ્રમાણે ત્રિફળ સંસ્કાર કરવો તો ત્રિફળ સંસ્કૃતચંદ્ર થશે. તેને તેના ઉચ્ચમાંથી બાદ કરવો તો તેનું મંદ કેંદ્ર થાય છે તે કેંદ્રના ભુજાંશ પ્રમાણે સૂર્યના મંદફળ માફક ચંદ્રની મંદફળ સારિણીમાંથી મંદફળ લાવવું અને તેને મેષાદિતુલાદિ કેંદ્ર વડે ત્રિફળ સંસ્કૃત ચંદ્રમા ધન ઋણ કરવું તો સ્પષ્ટચંદ્ર થાય છે.

**ચંદ્રની સ્પષ્ટગતિ સાધન**—ચંદ્રસ્પષ્ટ સારિણીમાં ભુજાંશના કોષ્ટક નીચે કળાદિ ગતિ ફળ લખેલું છે તે લેવું પછી તેનાથી આગળના કોષ્ટકના અંતરવડે ભુજાંશનાં કળાદિકોને ગુણી ૬૦ થી ભાગતાં જે કળાદિ ફળ આવે, તેને ભુજાંશના ગતિફળમાંથી બાદ કરવું, તો ગતિનું મંદફળ આવે છે. તેને કર્કાદિ મકરાદિ કેંદ્રવડે ચંદ્રની મધ્યમ ગતિ કળાદિ ૭૯૦।૩૫ માં ધન ઋણ કરવું તો ચંદ્રની સ્પષ્ટગતિ થાય છે.

## ॥ સારિણી ઉપરથી સ્પષ્ટચંદ્ર લાવવાનું ઉદાહરણ ॥

ત્રિફળ સંસ્કૃતચંદ્ર રાશ્યાદિ ૮।૦।૧૨।૧૦ છે. તેને ઇષ્ટ મધ્યમ ચંદ્રોચ્ચ રાશ્યાદિ ૬।૨।૮।૪૨ માંથી બાદ કર્યો તો રાશ્યાદિ ૧૦।૧।૫૬।૪૨ ચંદ્રનું મંદકેંદ્ર થયું તેનો ભુજ કર્યો તો રાશ્યાદિ ૧।૨૮।૩।૧૮ થયો તેના અંશાદિ ૫૮।૩।૧૮ થયા તેમાંના અંશ ૫૮ પ્રમાણે ચંદ્રસ્પષ્ટ સારિણીમાંથી ૫૮ મા કોષ્ટકનો અંક અંશાદિ ૪।૧૫।૨૫ લીધો તેને જુદો મૂક્યો. પછી તે અંક તથા તે પછીના કોષ્ટકના અંક અંશાદિ ૪।૮।૧૧ નું અંતર કર્યું તો અંશાદિ ૦।૨।૪૬ રહ્યું. તેને ભુજાંશના નીચેના કળાદિ ૩।૧૮ થી ગુણ્યા તો કળાદિ ૦।૯ આવ્યા તેને જુદા મૂકેલા અંશાદિ ૪।૧૫।૨૫ માં ઉમેર્યા તો અંશાદિ ૪।૧૫।૩૪ ચંદ્રનું મંદફળ થયું તેને ચંદ્રનું મંદકેંદ્ર તુલાદિ હોવાથી ત્રિફળ સંસ્કૃત ચંદ્ર રાશ્યાદિ ૮।૦।૧૨।૧૦ માંથી બાદ કર્યું તો રાશ્યાદિ ૭।૨૫।૫૬। ૨૬ સ્પષ્ટચંદ્ર થયો.

**ચંદ્રની સ્પષ્ટ ગતિ સાધન**—ચંદ્ર સ્પષ્ટ સારિણીમાંથી ચંદ્ર મંદકેંદ્રના ભુજાંશાદિ ૫૮।૩।૧૮ છે, તેના અંશ ૫૮ નીચેનું કળાદિ ગતિ ફળ ૩૫।૪ લીધું તેને જુદું મૂક્યું ને તે તથા તેના પછીના કોષ્ટના કળાદિ ગતિફળ ૩૪।૧૩ નું અંતર કર્યું તો કળાદિ ૦।૫૧ થયું. તેનાથી ભુજાંશના કળાદિ ૩।૧૮ ને ગુણ્યા તો ૨।૪૭ આવ્યા. તેને ૬૦ થી ભાગ્યા તો કળાદિ ૦।૨ આવ્યું, તેને જુદા મૂકેલા ગતિ ફળ કળાદિ ૩૫।૪ માંથી બાદ કર્યું તો શેષ કળાદિ ૩૫।૨ ચંદ્રની ગતિનું મંદફળ થયું તેને મંદકેંદ્ર મકરાદિ હોવાથી ચંદ્રની મધ્યમ ગતિ કળાદિ ૭૯૦।૩૫ માંથી બાદ કર્યું તો કળાદિ ૭૫૫।૩૩ ચંદ્રની સ્પષ્ટ ગતિ થઇ.

## સારિણીથી ભૌમાદિ ગ્રહો સ્પષ્ટ કરવાની રીત.

ઇષ્ટ મધ્યમ સૂર્યમાંથી ઇષ્ટ મધ્યમ મંગળ ગુરૂ અને શનિને બાદ કરવા તો તેઓના રાશ્યાદિ પ્રથમ શીઘ્રકેન્દ્ર થાય છે. બુધ તથા શુક્રના

પ્રથમ શીઘ્રકેન્દ્ર ઇષ્ટ મધ્યમ ગ્રહ સાધતી વખતે બતાવેલાં છે તેના અંશ કરવા, ને જો તે કેન્દ્ર ૬ રાશિથી વધારે હોય તો ૧૨ રાશિમાંથી બાદ કરી શેષના અંશ કરવા એ રીતે ષડ્ભાલ્પ કેન્દ્રના અંશો પ્રમાણે ભૌમાદિ ગ્રહોની **શીઘ્રફળ સારિણીમાંથી અંશાદિ** ફળ લેવું તેમાં **કળાના** કોષ્ટકમાંથી કળાનું **કળાદિ** અને **તેજ** કોષ્ટકમાંથી **વિકળાનું** વિકળાદિ ફળ લઇ સારિણીમાં લખ્યા મુજબ **ધન** હોય તો જોડવું, ને **ઋણ** હોય તો બાદ કરવું. ત્યારે જે **અંશાદિ શીઘ્રફળ** આવે તેને ૨ થી ભાગવા તો **અંશાદિ પ્રથમ શીઘ્રફલાર્દ્ધ** આવે છે. તેને ઇષ્ટ મધ્યમ ગ્રહમાં મેષાદિ તુલાદિ કેન્દ્રવડે ધન ઋણ કરવાથી ભૌમાદિ ગ્રહો પ્રથમ શીઘ્રફલાર્દ્ધ સંસ્કૃત થાય છે. પ્રથમ શીઘ્રફલાર્દ્ધ સંસ્કૃત ભૌમાદિ ગ્રહોને તેઓના **મંદોચ્ચ** ક્રમથી રાશિ ૪।૭।૬।૩।૮ છે તેમાંથી બાદ કરવા, તો ભૌમાદિકોનાં **મંદકેન્દ્ર** થાય છે. મંદકેન્દ્રના **ભુજાંશો** પ્રમાણે **મંદફળ** સારિણીમાંથી **અંશોનું અંશાદિ** ફળ લેવું તેમાં **કળાના** કોષ્ટકમાંથી **કળાનું કળાદિ** અને **તેજ** કોષ્ટકમાંથી **વિકળાનું** વિકળાદિ ફળ લઇ તેને સદૈવ ધન કરવું. તો અંશાદિ **મંદફળ** આવે છે. તેને મેષાદિ તુલાદિ મંદકેન્દ્ર વડે ઇષ્ટ મધ્યમ ગ્રહોમાં ધન ઋણ કરવું, તો ભૌમાદિ **મંદસ્પષ્ટ** ગ્રહો થાય છે; **મંદફળ ધન** હોય તો તેને **પ્રથમ શીઘ્રકેન્દ્રમાંથી** બાદ કરવું. ને ઋણ હોય તો તેમાં ઉમેરવું. તો **દ્વિતીય શીઘ્રકેન્દ્ર** આવે છે. પછી ષડ્ભાલ્પ દ્વિતીયકેન્દ્રના અંશોથી પૂર્વે બતાવ્યા પ્રમાણે શીઘ્રફળ સારિણીમાંથી શીઘ્રફળ લાવી તે આખુ શીઘ્રફળ દ્વિતીયકેન્દ્ર મેષાદિ તુળાદિવડે મંદસ્પષ્ટ ગ્રહમાં ધન ઋણ કરવું, તો **ભૌમાદિ સ્પષ્ટ ગ્રહો** થાય છે.

## ભૌમાદિ ગ્રહોની ગતિ સાધન.

**મંદફળ** લેતી વખતે **ભુજાંશ** કોષ્ટકના છેલ્લા ખાનામાં જે કલાદિ **ગતિફળ** લખેલું છે, તે ગતિનું મંદફળ છે. તેને કર્કાદિ મકરાદિ **મંદકેન્દ્ર** વડે ધન ઋણ જાણવું. તે અને દ્વિતીય **શીઘ્રફળ** સાધતી વખતે ષડ્ભાલ્પ **શીઘ્રકેન્દ્રાંશના છેલ્લા** ખાનાપરથી જે ગતિ ફળ ધન ઋણ આવે તે બન્ને ધન ધન અથવા ઋણ ઋણ હોય તો જોડવું, એક ધન અને એક ઋણ હોય તો અંતર કરવું તો ભૌમાદિ ગ્રહોની સ્પષ્ટ ગતિ થાય છે; બન્ને ગતિફળો ઋણ ઋણ હોય અથવા ઋણ ગતિ ફળમાંથી ધન ગતિફળ બાદ

થતું હોય તો તે એનો સરવાળો અથવા બાદબાકી કરવાથી ભૌમાદિ ગ્રહોની કળાદિ વક્રગતિ થાય છે.

**સ્પષ્ટ મંગળનું ઉદાહરણ**—ઇષ્ટમધ્યમ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ છે, તેમાંથી ઇષ્ટ મધ્યમ મંગળ રાશ્યાદિ ૧૧।૧૬।૪૫।૧ બાદ કર્યો, તો શેષ રાશ્યાદિ ૨।૧૮।૪૨।૩૨ **પ્રથમ શીઘ્રકેંદ્ર** થયું. તે ષડ્ભાલ્પ હોવાથી તેનાજ અંશાદિ કર્યા તો ૭૮।૪૨।૩૨ થયા તે અંશ ૭૮ પ્રમાણે મંગળની શીઘ્રફળ સારિણીના **અંશ** કોષ્ટક ૭૮ માંથી અંક લીધા તો અંશાદિ ૨૮।૪૯।૧૨ આવ્યા તેમાં કળા કોષ્ટકમાંથી કળા ૪૨ નો અંક કળાદિ ૧૨।૫૩ તથા **તેજ કળાના** કોષ્ટકમાંથી **વિકળા** ૩૨ નો અંક **વિકળાદિ** ૯।૪૯ લઇ કળાદિ ફળ સારિણીમાં ધન લખેલું છે. માટે ઉમેર્યું, તો અંશાદિ ૨૯।૨।૧૪ થયું. તેને ૨ થી ભાગ્યા તો અંશાદિ ૧૪।૩૧।૭ **શીઘ્રફલાર્દ્ધ** થયું તેને **પ્રથન શીઘ્ર કેંદ્ર મેષાદિ** હોવાથી મધ્યમ મંગળ રાશ્યાદિ ૧૧।૧૬।૪૫।૧ માં ઉમેર્યું, તો રાશ્યાદિ ૦।૧।૧૬।૮ **શીઘ્રફલાર્દ્ધ સંસ્કૃત મંગળ થયો**, તેને મંગળના **મંદોચ્ચ** રાશિ ૪।૦।૦।૦ માંથી બાદ કર્યો, તો શેષ રાશ્યાદિ ૩।૨૮।૪૩।૫૨ **મંદ કેંદ્ર** થયું તેને ભુજ કરવા માટે રાશિ ૬ માંથી બાદ કર્યું તો શેષ રાશ્યાદિ ૨।૧।૧૬।૮ **ભુજ** થયો. તેના **અંશ** કર્યા તો ૬૧।૧૬।૮ થયા. તેના **અંશ** ૬૧ પ્રમાણે **મંગળની મંદફળ સારિણીના** ૬૧ મા અંશ કોષ્ટકમાંથી અંક લીધા તો **અંશાદિ** ૧૧।૦।૦ આવ્યા, તથા **કળા** કોષ્ટકમાંથી કળા ૧૬ પ્રમાણે અંક કળાદિ **૧।૩૬** ને **વિકળા** ૮ પ્રમાણે **તેજ કળા** કોષ્ટકમાંથી ૮ મો અંક **વિકળાદિ** ૦।૪૮ ત્રણેનો યોગ કર્યો, તો **અંશાદિ** ૧૧।૧।૩૬ **મંદફળ** થયું. **તેને મંદકેંદ્ર મેષાદિ** હોવાથી ઇષ્ટ મધ્યમ મંગળ રાશ્યાદિ ૧૧।૧૬।૪૫।૧ માં **ઉમેર્યું** તો રાશ્યાદિ ૧૧।૨૭।૪૬।૩૭ **મંદસ્પષ્ટ** મંગળ થયો મંદફળ **ધન** છે, માટે **પ્રથમ શીઘ્ર કેંદ્રમાં ઋણ** કર્યું, તો રાશ્યાદિ ૨।૭।૪૦।૫૬ **દ્વિતીય શાઘ્ર કેંદ્ર** થયું. તે ષડ્ભાલ્પ છે માટે તેનાજ **અંશ** કર્યા તો ૬૭।૪૦।૫૬ **થયા**. તે ઉપરથી **અંશ** ૬૭ પ્રમાણે **શીઘ્રફળ સારિણીમાંથી** ૬૭ મા કોષ્ટકનો **અંક** અંશાદિ ૨૫।૧૦।૪૮ લીધો. તેમાં કળા ૪૦ નો કળા **કોષ્ટકમાંથી અંક** કળાદિ ૧૩।૧૬ અને **તેજ કળાકોષ્ટકમાંથી વિકળા** ૫૬ **નો અંક વિકળાદિ** ૧૯।૨ લઇ તે સારિણીમાં ધન હોવાથી ઉમેર્યા **તો અંશાદિ** ૨૫।૨૪।૪૩ **દ્વિતીય શીઘ્રફળ** થયું. તેને **દ્વિતીયકેંદ્ર મેષાદિ હોવાથી**

**મંદસ્પષ્ટ** મંગળ રાશ્યાદિ ૧૧।૨૭।૪૬।૩૭ માં ઉમેર્યું તો રાશ્યાદિ ૦।૨૩। ૧૧।૨૦ **સ્પષ્ટ મંગળ** થયો, એ રીતે ભૌમાદિ ગ્રહો સ્પષ્ટ કરવા.

## ॥ ભૌમાદિ ગ્રહોની ગતિ કરવાનું ઉદાહરણ ॥

**મંદકેન્દ્રના ભુજાંશ** પ્રમાણે મંદફળ સારિણીમાં પન્નર પન્નર અંશને છેટે જે કોષ્ટકો છે, તેના છેલ્લા ખાનામાં ગતિનું **મંદફળ** લખેલું છે, તેમાંથી **ભુજાંશ** ૬૧ પ્રમાણે તેના કોષ્ટકમાંથી ગતિનું મંદફળ લીધું તો કળાદિ ૩૦ આવ્યું, તે મંગળનું મંદકેંન્દ્ર કર્કાદિ હોવાથી **ધન** થયું; અને ષડ્ભાલ્પ **દ્વિતીયશીઘ્રકેંન્દ્રના** અંશ ૬૭ પ્રમાણે **શીઘ્રફળ** સારિણીમાં પન્નર પન્નર અંશને છેટે જે કોષ્ટકો છે, તેના છેલ્લા ખાનામાંથી ગતિનું **શીઘ્રફળ** કળાદિ ૪૧।૩૮ લીધું. તે સારિણીમાં લખ્યા મુજબ **ધન** તે એ રીતે ગતિનું **મંદફળ** અને ગતિનું **શીઘ્રફળ** એ બન્ને ધન ધન આવેલાં છે માટે બન્નેનો યોગ કર્યો તો કળાદિ ૪૪।૩૮ મંગળની **સ્પષ્ટગતિ** થઇ.

**शुक्रारयोश्चलभवोत्यगतोयदाङ्कः** જ્યારે મંગળ તથા શુક્રના ષડ્ભાલ્પ **દ્વિતીય શીઘ્રકેન્દ્રાંશ ૧૬૫ થી ૧૮૦ સુધી આવે,** ત્યારે તેને સાધવાની સારિણી જુદી છે. તે ઉપરથી **શીઘ્રફળની** માફક ફળ લાવવું અને તેને મેષાદિ તુલાદિ **દ્વિતીય શીઘ્રકેન્દ્ર** પ્રમાણે સ્પષ્ટ મંગળ **અથવા** શુક્રમાં ધનઋણ કરવું, તો **મંગળ અથવા શુક્ર સ્પષ્ટ** થાય છે.

**મંગળ બુધ અને શુક્રની ગતિમાં વિષેશ**—જ્યારે મંગળ, બુધ, ને શુક્રના ષડ્ભાલ્પ **શીઘ્રકેન્દ્રના** અંશ ૧૬૫ થી ૧૮૦ સુધી આવે, ત્યારે એ ગ્રહો **શીઘ્રફળ સારિણીના** અંતમાં **અંત્યાંક** ગતિફળ કોષ્ટ લખેલું છે, તેમાંથી અંશ સંખ્યા પ્રમાણે અંશ કોષ્ટકમાંથી કળાદિ ગતિફળ લેવું. અને કળા કોષ્ટકમાં કળાનું વિકળાદિ અને તેજ કોષ્ટકમાંથી વિકળાનું પ્રતિવિકળાદિ ફળ લઇ તે ત્રણે ગતિફળોનો સરવાળો કરવો તો ગતિનું **શીઘ્રફળ** આવે છે, એને સદેવ ઋણ સમજવું. પછી તેનો મંદ સ્પષ્ટગતિમાં સંસ્કાર કરવો, તો **મંગળ, બુધ અને શુક્રની સ્પષ્ટગતિ** થાય છે.



## રવિ ચક્રનિઘ્ન ધ્રુવોન ક્ષેપક.

| ચક્ર. | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| અંશ | ૭ | ૬ | ૪ | ૨ | ૦ | ૨૮ | ૨૬ | ૨૫ | ૨૩ | ૨૧ | ૧૯ | ૧૭ | ૧૫ | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૫ |
| કળા | ૪૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૩ | ૫૪ | ૫ | ૧૬ | ૨૭ | ૩૭ | ૪૮ | ૫૯ | ૧૦ | ૨૧ | ૩૨ | ૪૨ | ૫૩ | ૪ |
| વિકળા | ૫૭ | ૩૬ | ૨૫ | ૧૪ | ૩ | ૫૨ | ૪૧ | ૩૦ | ૧૯ | ૮ | ૫૭ | ૪૬ | ૩૫ | ૨૪ | ૧૩ | ૨ | ૫૧ | ૪૦ | ૨૯ |

## રવિ શેષલબ્ધિ કોષ્ટક.

| | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| અં. | ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ |
| ક. | ૦ | ૫૯ | ૫૮ | ૫૭ | ૫૬ | ૫૫ | ૫૪ | ૫૩ | ૫૩ | ૫૨ | ૫૧ | ૫૦ | ૪૯ | ૪૮ | ૪૭ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૧ | ૪૦ |
| વિ. | ૦ | ૮ | ૧૬ | ૨૪ | ૩૨ | ૪૦ | ૪૯ | ૫૭ | ૫ | ૧૩ | ૨૧ | ૨૯ | ૩૮ | ૪૬ | ૫૪ | ૨ | ૧૦ | ૧૮ | ૨૭ | ૩૫ | ૪૩ | ૫૧ | ૫૯ |
| પ્ર. | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૧ | ૫૧ | ૧ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૩ | ૩ | ૧૩ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૫ | ૧૫ | ૨૫ | ૩૬ | ૪૬ |
| | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૨ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૨ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૩ | ૦ | ૧૭ |
| | ૦ | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ | ૫૪ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૨ | ૫૧ | ૦ | ૯ | ૧૮ |

## રવિ શેષલબ્ધિ કોષ્ટક.

| | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| અં. | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ક. | ૪૦ | ૩૯ | ૩૮ | ૩૭ | ૩૬ | ૩૫ | ૩૪ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૧ |
| વિ. | ૭ | ૧૬ | ૨૪ | ૩૨ | ૪૦ | ૪૮ | ૫૬ | ૫ | ૧૩ | ૨૧ | ૨૯ | ૩૭ | ૪૬ | ૫૪ | ૨ | ૧૦ | ૧૮ | ૨૬ | ૩૫ | ૩ | ૫૧ | ૫૯ | ૮ |
| પ્ર. | ૫૬ | ૬ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૮ | ૫૮ | ૮ | ૧૮ | ૨૯ | ૩૯ | ૪૯ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૧ | ૫૧ | ૧ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ |
| | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૬ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ |
| | ૨૭ | ૩૬ | ૪૫ | ૫૪ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૨ | ૫૧ | ૦ | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ |

## રવિ શેષલબ્ધિ કોષ્ટક.

| | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૦ |
| અં. | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ |
| ક. | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૫ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૨ | ૦ |
| વિ. | ૧૫ | ૨૪ | ૩૨ | ૪૦ | ૪૮ | ૫૬ | ૪ | ૧૩ | ૨૧ | ૨૯ | ૩૭ | ૪૫ | ૫૩ | ૨ | ૧૦ | ૧૮ | ૨૬ | ૩૪ | ૪૨ | ૫૧ | ૫૯ | ૭ | ૦ |
| પ્ર. | ૫૩ | ૩ | ૧૩ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૫ | ૧૫ | ૨૫ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૮ | ૫૮ | ૮ | ૧૮ | ૨૯ | ૦ |
| | ૮ | ૨૬ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૬ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૯ | ૨૬ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૯ | ૦ |
| | ૫૪ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૨ | ૫૧ | ૦ | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ | ૫૪ | ૩ | ૦ |

**શેષરાત્રી** થઇ, તેમાં **દિનાર્દ્ધ** ઘડી ૧૬ પળ ૫૬ ઉમેરવાથી ઘટચાદિ ૨૮।૧૭ **પૂર્વનત** થયું. તેને ત્રીશ ઘડીમાંથી બાદ કરવાથી ૧૧૪૩ **પૂર્વોન્નત** થયું, તેને ઇષ્ટઘટી ધારીને સ્પષ્ટ સૂર્ય ૨।૫।૫૪।૨૧ છે તેમાં છ રાશી જોડવાથી ૮।૫।૫૪।૨૧ થયો. તેમાં [1]**અયનાંશા** ૨૨–૪૧–૧૧ ઉમેરવાથી ૮।૨૮।૩૫।૩૨ **સાયનસૂર્ય** થયો, તેની રાશિ ૮ પ્રમાણે **લંકાનું માન** ૩૨૩ લીધું ને અંશાદિને ત્રીશમાંથી બાદ કર્યા તો ૧।૨૪।૨૮ રહ્યા, તેવડે ઉદયમાન ૩૨૩ ને ગુણી ૩૦ વડે ભાગવાથી ૧૫।૯।૨૫।૨૮ થાય, તેને પૂર્વોન્નતનીપળો ૧૦૩ માંથી બાદ કર્યા તો ૮૭।૫૦।૩૪।૩૨ થયા, તેમાંથી ઉદય પછીનું એકે **માન ન** જવાથી મકર રાશિનું ૩૨૩ **અશુદ્ધ** માન થયું. પૂર્વોન્નતની પળોમાંથી બાદ કરેલા ૮૭।૫૦।૩૪।૩૨ ને ૩૦ થી ગુણ્યા તો ૨૬૩૫।૧૭।૧૬ થયા, તેને **અશુદ્ધમાન** ૩૨૩ વડે ભાગવાથી **અંશાદિફળ** ૮।૯।૩૧ આવ્યું, તેના ઉપર **અશુદ્ધ માનની** રાશિ ૯ મૂકી તો **સાયન દશમો ભાવ** રાશ્યાદિ ૯।૮।૯।૩૧ થયો, તેમાંથી અયનાંશા ૨૨।૪૧।૧૧ બાદ કર્યા તો **સ્પષ્ટ દશમો ભાવ** રાશ્યાદિ ૮।૧૫।૨૮।૨૦ થયો. તેમાં ૬ રાશિ ઉમેરવાથી **ચોથો ભાવ** રાશ્યાદિ ૨।૧૫।૨૮।૨૦ થયો. ॥૨॥

**त्र्यंशोव्यस्तखभस्यभूयमहतो योज्यस्तनौद्विच्युतो बन्धौतेपिच सांगभास्तनुमुखाः. संधिर्द्वियोगोर्ऽद्धितः शून्यंसंधिषुभावगेऽखिलफलं स्याद्भावसंध्यंतरे णाप्तंसंधिखगांतरंक्षयचयं भावाधिकेऽल्पेखगे ॥३॥**

**अन्वयः—व्यस्तखस्यत्र्यंशः भूयमहतः तनौयोज्यः द्विच्युतः व्यस्तखभस्यत्र्यंशः भूयमहतः बन्धौयोज्यः च तेषि सांगभाः तनुमुखाः भावाः अर्द्धितः द्वियोगः संधिस्यात् संधिषुशून्यंफलं भावगे अखिलफलंस्यात् भावसंध्यंतरेण आप्तंसंधिखगान्तरंभावाधिके अल्पे खगे सति फलं क्षयचयंभवति ॥ ३ ॥**

**अन्वयार्थः**—**विगत** ગયો છે **अस्त** સાતમો ભાવ જે થકી એવો **खभस्य** દશમો ભાવ તેનો **त्र्यंशः** તૃતીયાંશ તે **भूयमहतः** એક અને બે વડે ગણીને **तनौ** લગ્નને વિશે **योज्यः** ઉમેરવો **द्विच्युतः** બેવડે કરીને પાડ્યો એવો **व्यस्तखभस्यत्र्यंशः** દશમા ભાવમાંથી સાતમો ભાવ ગયો,

---

[1] અયનાંશા અહલાઘવના બીજા અધિકારમાં પાના ૩૨૧ માં બતાવ્યા પ્રમાણે લેવા.

છે તેનો તૃતીયાંશ તે **भूयमहतः** એક અને બેવડે ગુણી **बंधौयोज्यः** ચોથા ભાવમાં ઉમેરવો **च** અને **तेपि** તે પણ **सांगभाः** ૭ રાશિ સહવર્તમાન **तनुमुखाः** લગ્નાદિ **भावाः** ભાવો હોય **अर्द्धितः द्वियोगः** બે ભાવોના યોગોનું અર્દ્ધ તે **संधिः स्यात्** સંધિ હોય **संधिषु** સંધિ વિશે રહેલો ગ્રહ **शून्यंफलं** ફળ થકી રહિત **भावगे** ભાવ વિશે ગયેલો તે **अखिलफलं स्यात्** સંપૂર્ણ ફળ આપે **भावसंध्यंतरेण** ભાવને સંધિના અંતરવડે કરીને **आप्तं** પ્રાપ્ત થએલું ( ભાગે લીધેલું ) **संधिखगान्तरं** સંધિ અને ગ્રહનું અંતર તે **भावाधिके** ભાવ થકી અધિક (અને) **अल्पे** અલ્પ **खगे सति** ગ્રહસતે **फलं** ફળ તે **क्षयचयं** આરોહ અવરોહ **भवति** હોય. ॥૩॥

**ભાવાર્થ—દશમા** ભાવમાંથી **સાતમો** ભાવ બાદ કરી તેનો **તૃતીયાંશ** કરવો તેને ૧ અને ૨ વડે ગુણવો ને **લગ્નમાં** જોડવો, ( તે **બીજો** અને **ત્રીજો ભાવ** થાય ) **તેજ તૃતીયાંશને** ૨ રાશિમાંથી બાદ કરવો ને ૧ અને ૨ વડે ગુણી **ચોથા** ભાવમાં ઉમેરવો, તે અનુક્રમે **પાંચમો** અને **છઠ્ઠો ભાવ** થાય ) તે દરેક ભાવોમાં ૭ ૭ રાશિ જોડવાથી લગ્નાદિ બાર ભાવ થાય છે; સાથે સાથેના બે ભાવોને **એકઠા** કરી તેનું **અર્દ્ધ** કરવું તે **સંધિ** થાય છે; જે ગ્રહો સંધિને પામ્યા હોય તે કંઇ ફળ આપતા નથી, ને ભાવને પામેલો ગ્રહ સંપૂર્ણ ફળ આપે છે, ભાવ અને સંધિનું અંતર[1] કરી તેવડે સંધિ અને ગ્રહના અંતરને ભાગવું, અને ભાવ થકી ગ્રહ વધારે હોય તો ફળ **આરોહ** અને ઓછો હોય તો **અવરોહ** જાણવું. ॥૩॥

**ઉદાહરણ**—દશમો ભાવ રાશ્યાદિ ૮।૧૫।૨૮।૨૦ છે, તેમાંથી સાતમો ભાવ રાશ્યાદિ ૫।૧૯।૬।૩૬ બાદ કરવાથી ૨।૨૬।૨૧।૪૪ **વ્યસ્તખભ** થયો, તેને ૩ થી ભાગતાં રાશ્યાદિ ૦।૨૮।૪૭।૧૪।૪૦ **તૃતીયાંશ** થયો. તેને ૧ વડે ગુણવાથી છે તેજ રહ્યો, તેને **પહેલા ભાવ** (લગ્ન) ૧૧।૧૯। ૬।૩૬ માં ઉમેરવાથી ૦।૧૭।૫૩।૫૦।૪૦ **બીજો ભાવ** થયો. તૃતીયાંશ ફળને ૨ થી ગુણતાં ૧।૨૭।૩૪।૨૯।૨૦ થયા, તેને પહેલા ભાવમાં ઉમેરવાથી ૧।૧૬।૪૫।૫।૨૦ **ત્રીજો ભાવ** થયો, તૃતીયાંશને ૨ રાશિમાંથી બાદ કર્યો તો ૧।૧।૧૨।૪૫।૨૦ રહ્યા, તેને ૧ થી ગુણ્યા તો એજ રહ્યા તેને **ચોથા ભાવ** ૨।૧૫।૨૮।૨૦ માં ઉમેરવાથી **પાંચમો ભાવ** ૩।૧૬।૪૧।૫।૨૦ થયો. તે ૨ રાશિમાંથી બાદ કરેલા તૃતીયાંશને ૨ થી ગુણતાં ૨।૨।૨૫। ૩૦।૪૦ થયો, તેને **ચોથા** ભાવમાં ઉમેરવાથી ૪।૧૭।૫૩।૫૦।૪૦ **છઠ્ઠો ભાવ**

---

૧—અંતર કરવું એટલે મોટી રકમમાંથી નાની રકમ બાદ કરવી.

થયો. એ રીતે થયેલા **બીજા, ત્રીજા, પાંચમા,** અને **છઠ્ઠા** ભાવમાં ૭ ૭ રાશિ ઉમેરવાથી અનુક્રમે **આઠમો, નવમો, અગિઆરમો** અને **બારમો** ભાવ થાય છે. ભાવની **સંધિઓ** કરવા માટે **પહેલો ભાવ** ૧૧।૧૯।૬।૩૬ છે અને **બીજો ભાવ** ૦।૧૭।૫૩।૫૦।૪૦ છે તે બેનો યોગ[1] **૨૪।૭।૦।** ૨૬।૪૦ થયો, તેનું અર્દ્ધ ૧૨।૩।૩૦।૧૩।૨૦ થયું, તે પહેલા ભાવની [2]વિરામ **સંધિ** અને બીજા ભાવની [3]**આરંભ સંધિ** થઈ. એમ દરેક સાથે સાથેના બે ભાવોના યોગનું અર્દ્ધ કરીએ તે, તે બે ભાવોની વચલી **સંધિ થાય છે.** બારમા અને પહેલા ભાવના યોગનું અર્દ્ધ તે બારમા ભાવની વિરામ સંધિ અને પહેલા ભાવની આરંભ સંધિ થાય છે. **ભાવ-ફળ** કરવાને માટે **સૂર્ય** રાશ્યાદિ ૨।૫।૫૪।૨૧ છે, તે ત્રીજા ભાવની વિરામ સંધિ એટલે ચોથા ભાવની આરંભ સંધિ ૨।૧।૪।૪૨ કરતાં વધારે હોવાથી તે **સંધિ અને સૂર્યનું** અંતર કરવાથી ૦।૪।૪૯।૩૯ થયા, અને **ચોથો ભાવ** ૨।૧૫।૨૮।૨૦ છે ને **સંધિ** ૨।૧।૪।૪૨ છે એ બન્નેનું અંતર ૦।૧૪।૨૩।૩૮ થયું, તેની **વિકળાઓ** ૫૧૮૧૮ થઈ, તેનાથી **સંધિ અને ગ્રહના અંતર** ૦।૪।૪૯।૩૯ ની **વિકળાઓ** ૧૭૩૭૯ ને ભાગતાં [4]**રૂપાત્મકફળ** ૦।૨૦।૭।૨૩ થયું, તે ફળ સૂર્ય ચોથા ભાવ કરતાં ઓછો હોવાથી **ચય** થયું. તે પ્રમાણે **ભાવફળ** કરવાં. ગ્રંથાંતર પ્રમાણે ભાવફળને ૩ થી ભાગીએ તો **વિંશોપકા** થાય છે.

ઉદાહરણ—સૂર્યનું ભાવફળ ૦।૨૦।૭।૨૩ છે. તેને ૩ થી ભાગ્યા તો ૦।૬।૪૨।૨૭ સૂર્યના વિંશોપકા થયા. ॥૩॥

## ॥ इति केशवीपद्धतौ भावाध्यायः ॥

---

૧—બે ભાવોનો યોગ કરતી વખતે જો એક ભાવ અગિઆર (૧૧) રાશિ હોય, અને બીજો ભાવ ૦ રાશિ હોય, તો તેના યોગમાં ૦ રાશિને બદલે ૧૨ રાશિ લઇને યોગ કરવો. ને જો અર્દ્ધ કરતી વખતે બાર (૧૨) રાશિ આવે તો તેને બદલે ૦ રાશિ મૂકવી. અને જો બન્ને ભાવોમાં ૦।૦ રાશિ હોય તો યોગ કરતી વખતે ૦ ને બદલે ૧૨ લેવા નહિ.

૨—વિરામ એટલે પૂરૂં થવું. ૩—આરંભ એટલે શરૂ થવું. ૪—રૂપાત્મક શબ્દને રાશ્યાદિ સમજવું નહિ પણ તે ફળો ૬૦-૬૦ ભાગનાં સમજવા એટલે કે ઉપરથી નીચે ઉતારવાને માટે સાઠે સાઠે ગણીને ઉતારાય છે. ને નીચેથી ઉપર ચઢાવવાને માટે સાઠે સાઠે ભાગવા પડે છે.

## પ્રકરણ ૨ જું

### દૃષ્ટિસાધનાધ્યાય.

**खैकाग्निद्विखवेदरामयमभू खाभ्राभ्रमेकादिके द्रष्ट्रावर्जितद्रश्यकस्य गुरुणा चेदष्टवेदेकृताः ॥ मंदेनांकयमे सृजानगगुणेंकाभादिजाः संस्कृता भागघ्नक्षयवृद्धिखानललवेनाब्ध्युद्धृताद्दग्भवेत् ॥४॥**

**अन्वयः–द्रष्ट्रावर्जितद्रश्यकस्यएकादिके (शेषेसति) (तदा) खैकाग्निद्विखवेदराम यमभू खा भ्राभ्रं द्रष्ट्रा गुरुणा वर्जितद्रश्य कस्य अष्ट वेदे (शेषे) (तदा) कृताः द्रष्ट्रामंदेनवर्जित द्रश्यकस्य अंकयमे (शेषे) (तदा) कृताः द्रष्ट्रा असृजः वर्जित द्रश्य कस्य नगगुणे (शेषे) (तदा) कृताः भागघ्नक्षयवृद्धिखानललवेन संस्कृताः भादिजाः अंकाः अब्ध्युद्धृता द्रग्भवेत् ॥४॥**

अन्वयार्थः—**द्रष्ट्रा** દેખનારે **वर्जित** રહિત એવો **द्रश्यकस्य** દેખાનારનો **एकादिकेशेषेसति** એકાદિ શેષ હોય **तदा** ત્યારે **खैकाग्निद्विखवेदरामयमभूखाभ्राभ्रं, ख,** ० **एक,** ૧ **अग्नि,** ૩ **द्वि,** ૨ **ख,** ० **वेद,** ૪ **राम,** ૩ **यम,** ૨ **भू,** ૧ **ख,** ० **अभ्र,** ० **अभ्रम,** ० **द्रष्ट्रा** દેખનાર **गुरुणा** ગુરૂએ **वर्जित** રહિત એવો **द्रश्यकस्य** દેખાનાર તે **अष्टवेदेशेषे सति** ૮।૪ શેષ હોય **तदा** ત્યારે **कृताः** ૪ (ગતાંક) **द्रष्ट्रा** દેખનાર **मंदेन** શનિથી **वर्जित** રહિત એવો **द्रश्यकस्य** દેખાનારનો **अंकयमेशेषे** ૯ અને ૨ શેષ હોય **तदा** ત્યારે **कृताः** ૪ હોય **द्रष्ट्रा** દેખનાર **असृजः** મંગળથી **वर्जित** રહિત એવો **द्रश्यकस्य** દેખાનારનો **नगगुण शेषे** ૭।૩ શેષ હોય **तदा** ત્યારે **कृताः** ૪ હોય **भागघ्न** શેષાંશ વડે કરીને ગણી એવી **क्षयवृद्धि** ક્ષય વૃદ્ધિના **खानललवेन** ત્રીશમા અંશવડે કરીને **संस्कृताः** સંસ્કાર કર્યા એવા **भादिजाः अंकाः** રાશ્યો થકી ઉત્પન્ન થયેલા ગતાંકો તે **अब्ध्युद्धृता** ચારવડે ભાગેલા **द्दग्भवेत्** દૃષ્ટિ હોય. ॥૪॥

**ભાવાર્થ—**[1]**દેખનારામાંથી** [2]**જોનારો ગ્રહ** [3]**બાદ** કરતાં શેષ

---

૧—ગ્રહો, જે ભાવ અથવા જે ગ્રહોને જુવે છે તે ભાવ અથવા તે ગ્રહો દેખાનારા કહેવાય છે. ૨—કોઇ પણ ગ્રહ અથવા ભાવને જે ગ્રહો દેખે છે તે ગ્રહો જોનારા કહેવાય છે. ૩—બાદ કરતું એટલે કાઢી નાંખવું,

રાશ્યાદિની રાશિ એકાદિકથી અનુક્રમે ૦।૧।૩।૨।૦।૪।૩।૨।૧।૦।૦।૦ એવા [1]ગતાંક તથા તેના પછીનો [2]એશ્યાંક લેવો અને તેનું અંતર કરવું, એજ પ્રમાણે દરેક ગ્રહોનું કરવું પણ **મંગળ ગુરૂ** અને **શનિ** બાદ કરતાં અનુક્રમે શેષ રાશ્યાદિ ૭।૩ અને ૮।૪ તથા ૯।૨ રહેતો તેનો ઉપર બતાવેલો ગતાંક નહિ લેતાં ૪ ગતાંક લેવો પણ એશ્યાંક તો ઉપર પ્રમાણેજ ગતાંક પછીનો લેવો ને તેનું અંતર કરવું તેમાં ગતાંકથી એશ્યાંક વધારે હોય તો **વૃદ્ધિ** જાણવું. ને ગતાંક વધારે હોય તો **ક્ષય** જાણવું, તે અંતરથી રાશિ બાદ કરતાં વધેલા અંશાદિકને ગણવા ને તેને ત્રીશે ભાગીને ત્રણ ફળ લાવી વૃદ્ધિ અંતરે ગતાંકમાં ઉમેરવાં અને ક્ષયે ગતાંકમાંથી બાદ કરવાં પછી તેને ચારે ભાગી ચાર ફળ લાવવાં તે દૃષ્ટિ થાય છે.

|| દૃષ્ટિ સાધવાના અંકોનું કોષ્ટક ||

| રાશિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંકો. | ૦ | ૧ | ૩ | ૨ | ૦ | ૪ | ૩ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ |

|| વિશેષ દૃષ્ટિ કોષ્ટક ||

| ગુરૂ | શનિ | મંગળ. | ગ્રહ. |
|---|---|---|---|
| ૮ | ૯ | ૭ | રાશિ |
| ૪ | ૨ | ૩ | રાશિ. |
| ૪ | ૪ | ૪ | ગતાંક. |

**ઉદાહરણ**--સૂર્યના ઉપર ચંદ્રની દૃષ્ટિ કરવી છે તો સૂર્ય દેખનારને ચંદ્ર દેખનાર થયો, માટે સૂર્ય રાશ્યાદિ ૨।૫।૫૪।૨૧ માંથી ચંદ્ર રાશ્યાદિ ૭।૨૫।૫૬।૨૬ બાદ કરતાં શેષ રાશ્યાદિ ૬।૯।૫૭।૫૫ થયા એ ઉપરથી ૬ રાશિ પ્રમાણે **ગતાંક** ૪ ને **એશ્યાંક** ૩ છે તે બેના અંતર ૧ થી, રહેલા અંશાદિ ૯।૫૭।૫૫ ને ગુણ્યા તો ૯।૫૭।૫૫ આવ્યા તેને ૩૦ થી ભાગ્યા તો ૦।૧૯।૫૫।૫૦ આવ્યા, તેને ગતાંક ૪ કરતાં આગળનો ( એશ્ય ) અંક ઓછો હોવાથી ૪ ગતાંકમાંથી બાદ કર્યા તો ૩।૪૦।૪।૧૦ રહ્યા તેને ચારે (૪) ભાગવાથી **રૂપાત્મક ફળ** ૦।૫૫।૧।૨ આવ્યું તે સૂર્યના ઉપર ચંદ્રની દૃષ્ટિ આવી. એ પ્રમાણે દરેક **ગ્રહ** તથા **ભાવની** દૃષ્ટિ કરવી.

**હવે વિશેષ દૃષ્ટિને માટે બીજું ઉદાહરણ**--ચંદ્ર ઉપર મંગળની દૃષ્ટિ કરવી છે માટે ચંદ્ર રાશ્યાદિ ૭।૨૫।૫૬।૨૬ માંથી મંગળ રાશ્યાદિ ૦।૨૩।૧૧।૨૦ બાદ કરતાં ૭।૨।૪૫।૬ રહ્યા **શેષ ૭ રાશિ** હોવાથી મંગ-

[1]--ગતાંક એટલે ગયેલો અંક.

[2]--એશ્યાંક એટલે ગતાંક પછીનો તરત શરૂ થતો અંક.

ળની **વિશેષ** દૃષ્ટિ થઇ, તો ૭ રાશિનો ગતાંક ૩ છે પણ વિશેષ દૃષ્ટિ હોવાથી **ગતાંક** ૪ લીધો ને એશ્યાંક તો **આઠમી** રાશિનો ૨ લીધો તે બેના અંતર ૨ થી અંશાદિ ૨।૪૫।૬ ને ગુણ્યા તો ૫।૩૦।૧૨ થયા. તેને ૩૦ ભાગી ચાર ફળ લાવતાં ૦।૧૧।૦।૨૪ આવ્યાં તે ક્ષય અંતર હોવાથી ગતાંક ૪ માંથી બાદ કરતાં ૩।૪૮।૫૯।૩૬ રહ્યા, તેને ચારે ભાગી રૂપાત્મક ચાર ફળ લાવવાથી ૦।૫૭।૧૪।૫૪ તે ચંદ્ર ઉપર મંગળની **વિશેષ** દૃષ્ટિ થઇ; એજ પ્રમાણે ગુરૂ અને **શનિની વિશેષ** દૃષ્ટિ હોય તો તે રાશિના પ્રમાણનો ગતાંક ન લેતાં ચાર ગતાંક લેવો ને એશ્યાંક તો પ્રથમ પ્રમાણેજ લઇ ઉપર પ્રમાણે કરવાથી દૃષ્ટિ થાય છે. એ રીતે દૃષ્ટિ કર્યા પછી દરેક ગ્રહો ઉપર [1]**શુભગ્રહની** દૃષ્ટિનો યોગ તથા [2]**પાપગ્રહની** દૃષ્ટિનો પણ યોગ કરવો. એ રીતે કરવાથી સૂર્ય ઉપર શુભગ્રહની દૃષ્ટિનું ઐક્ય ૦।૫૫।૧૨ અને પાપગ્રહની દૃષ્ટિનું ઐક્ય ૦।૬।૨૧।૩૦ થયું.

**॥ इति केशवी पद्धतौ दृष्टि साधनाध्यायः ॥**

---

## પ્રકરણ ૩ જું.

### ॥ બલાધ્યાય ॥

**उच्चबलं कन्यायां बुधस्य तुङ्गांशकैः सदाचिन्त्यम् ॥ परतस्त्रिकोण जातं पञ्चभिरंशैः स्वराशिजंपरतः ॥१॥ उच्चंभागत्रितयं वृषइन्दोश्च त्रिकोणमपरंऽशाः ॥ द्वादशभागामेषे त्रिकोणमपरे स्वभंतु भौमस्य ॥२॥ दशभागा ईज्यस्य च त्रिकोणमपरं स्वभंचापे ॥ शुक्रस्यतु तिथयोंशा स्त्रिकोणमपरे घटेस्वराशिश्च ॥ ३ ॥ विंशतिरंशाः सिंहे त्रिकोणमपरे स्वभवनमर्कस्य ॥ कुम्भेत्रिकोणनिजभे रविजस्य यथा रवेः सिंहे ॥ ४ ॥　　॥ इत्युक्तंसारावल्यायां. ॥**

---

૧. ભારિ ચંદ્ર, ગુરૂ, શુક્ર તથા શુભ યુક્ત અથવા એકલા રહેલા બુધને શુભ ગ્રહો સમજવા. ૨ સૂર્ય, મંગળ, શનિ તથા પાપગ્રહની સાથે રહેલા બુધને પાપગ્રહો સમજવા. તેમજ શુભ તથા પાપગ્રહ બન્નેની સાથે રહેલા બુધને પાપગ્રહજ જાણવો.

| ગ્રહોના નીચનું કોષ્ટક. | | | | | | | ગ્રહોના ઉચ્ચનું કોષ્ટક. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ | સૂ. | ચં | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહો. |
| ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ | રાશિ. |
| ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | અંશ. |

॥ આ ગ્રહોના મૂલત્રિકોણનું કોષ્ટક છે ॥

| | |
|---|---|
| સૂર્ય. | સિંહ રાશિના ૧ થી ૨૦ અંશ સુધા મૂળત્રિકોણ. પછી સ્વગૃહી. |
| ચંદ્ર. | વૃષભના ૩ થા ૩૦ અંશ સુધી. ,, તે પહેલાં ઉચ્ચ. |
| મંગળ. | મેષના ૦ થી ૧૨ અંશ સુધી. ., પછી સ્વગૃહી. |
| બુધ. | કન્યાના ૧૫ થી ૨૦ અંશ સુધી. ,, તે પહેલાં ઉચ્ચ. ને પછી સ્વગૃહી |
| ગુરૂ. | ધનના ૦ થી ૧૦ અંશ સુધી. ,. પછી સ્વગૃહી. |
| શુક્ર. | તુલાના ૦ થી ૧૫ અંશ સુધી. ,, પછી સ્વગૃહી. |
| શની. | કુંભના ૦ થી ૨૦ અંશ સુધી. ,, પછી સ્વગૃહી. |

| ॥સ્વગૃહાદિ બળનું કોષ્ટક॥ | | | | | | | ॥ સ્વરાશિનું ચક્ર ॥ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વ | સ | મૂ. | મિ. | અ. મિ | શ. | અ. શ. | સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫ | ૪ | ૧ | ૩ | ૯ | ૨ | ૧૦ |
| ૩૦ | ૭ | ૪૫ | ૧૫ | ૨૨ | ૩ | ૧ | સિંહ. | કર્ક. | મેષ. | મિથુન | ધન. | વૃષભ. | મકર. |
| ૦ | ૩૦ | ૦ | ૦ | ૩૦ | ૪૫ | ૫૨ | | | ૮ | ૬ | ૧૨ | ૭ | ૧૧ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૦ | | | વૃશ્ચિક | કન્યા. | મીન. | તુળા. | કુંભ. |

नीचोनोभगणाच्युतः षडधिकश्चेत्षड्हृदौ बलं स्वर्क्षेर्द्धं सममेष्टमस्त्रि-
चरणा मूलत्रिकोणेबलं ॥ मित्रर्क्षेऽघ्रिरधीष्टमेत्रयइभांशावैरिमेऽष्टषं
शकौ दंतांशोऽध्यरिभे गृहाधिपवशात् खेटस्य सत्तैक्यजम् ॥ ५ ॥

अन्वयः—नीचोनः ग्रहः षडधिकः चेत् तदा भगणात् च्युतः
षड्हृत् औच्चं बलस्यात्, स्वर्क्षेर्द्धं सममे अष्टमांशः मूलत्रिकोणे त्रि-
चरणा बलं, मित्रर्क्षे अंघ्रिः, अधीष्टमे त्रयःइभांशाः वैरिमे अ-

ष्टयंशकः, अध्यरिभेद्वंतांशः, गृहाधिप वशात् खेटस्य सप्तैक्यजं बलं भवति ॥ ५ ॥

**अन्वयार्थः—नीचोनः** નીચ થકી ઊન એવો **ग्रहः** ગ્રહ તે **षड्भिकः** ૭ રાશિ થકી અધિક **चेत्** હોય **तदा** ત્યારે **भगणात्च्युतः** બાર રાશિમાંથી બાદ કરવો ને **षड्हृत्** ૭વડે કરી ભાગે લીધેલું **औच्चंबलं** ઉચ્ચબલ **स्यात्** હોય. **स्वर्क्षेर्द्धं** પોતાની રાશિને વિશે અર્દ્ધ ( ૦।૩૦।૦ ) **समभे** સમ રાશિને વિશે **अष्टमांशः** અષ્ટમાંશ હોય ( ૦।૭।૩૦ ) **मूलत्रिकोणे** મૂલ ત્રિકોણને વિશે **त्रिचरणाबलं** ત્રણ ચરણ બલ હોય ( ૦।૪૫।૦ ) **मित्रर्क्षेअंघ्रिः** મિત્રની રાશિને વિશે ચરણબલ આપે ( ૦।૧૫।૦ ) **अधीष्टभे** અધિ મિત્રની રાશિને વિશે **त्रयःइभांशाः** ત્રણ અષ્ટમાંશ હોય (૦।૨૨।૩૦) **वैरिभे** શત્રુની રાશિને વિશે **अष्ट्यंशकः** ૧૬ મો ભાગ હોય ( ૦।૩।૪૫) **अध्यरिभेद्वंतांशः** અધિ શત્રુની રાશિને વિશે બત્રીશાંશ બલ હોય ( ૦।૧।૫૨।૩૦ )**गृहाधिपवशात्** ગૃહાધીનો સ્વામી તેના વશ થકી **खेटस्य** ગ્રહનું **सप्तैक्यजं** સપ્તક વર્ગ થકી ઉત્પન્ન થયેલું **बलं** બલ **भवति** થાય છે. ॥ ૫ ॥

**ભાવાર્થ—** ગ્રહમાંથી **નીચ** બાદ કરતાં જો ૭ થકી વધારે હોય તો તેને બાર રાશિમાંથી બાદ કરી [1]૭એ ભાગવાથી **ઉચ્ચબળ** થાય છે. ગ્રહ પોતાની રાશિમાં હોય તો ૦।૩૦।૦ સમરાશિમાં ૦।૭।૩૦ મૂલ ત્રિકોણ રાશિમાં ૦।૪૫।૦ મિત્રની રાશિમાં ૦।૧૫।૦ અધિમિત્રની રાશિમાં ૦।૨૨।૩૦ શત્રુની રાશિમાં ૦।૩।૪૫ અને અધિશત્રુની રાશિમાં ૦।૧।૫૨।૩૦ બળ આપે છે. તે [2]**સપ્તકવર્ગમાં** ગ્રહોની રાશિનો સ્વામી જન્મ **કુંડલીમાં** જે રાશિનો હોય તે રાશિના સ્વામીના મૈત્રીના બળ પ્રમાણે ગ્રહોનું સપ્તકવર્ગના ઐક્યનું બળ જાણવું. ॥ ૫ ॥

**રૂપાત્મક ફળની સમજણ—**રૂપાત્મક એટલે સાવયવ ગમે તે રકમને ૬૦ થી ભાગી ઉપર ચડાવવી અથવા ૬૦ થી ગુણી નીચે ઉતારવા તેને કહે છે, બીજા ગણિતમાં જ્યાં રાશિને ૧૨ થી, અંશને ૩૦ થી

---

૧. ૭એ ભાગવાની રીત હવે આવશે. ૨. લગ્ન–હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ ને ત્રિશાંશ એ સપ્તકવર્ગ કહેવાય છે. ૩. મૈત્રી જુઓ પાના ૧૭૬ માં.

અને કળાદિકોને ૬૦ થી ભાગ આપવામાં આવે છે, અને તેથી ઉલટું તેનો ગુણાકાર કરવો હોય તો રાશિને ૩૦ થી અંશને ૬૦ થી, અને કળાદિકોને ૬૦ થી ગુણવામાં આવે છે; એ રીતે આમાં થતું નથી આમાં તો કેવળ જે રકમનું **રૂપાત્મક ફળ** આવ્યું હોય તેને દરેક જગ્યોએ ૬૦ થી ગુણવી ત્યારે જે રકમ થાય તે દરેકને ૬૦ થી ભાગવી ત્યારે જેનું રૂપ બદલાતું નથી તેને રૂપાત્મક ફળ કહે છે, એટલે કે તે દરેક રકમ પોતપોતાથી ૬૦ ઘણી ઓછી વધારે સમજવી ફક્ત અહીંજ રૂપાત્મક ફળમાં સર્વેથી ઉપ· રની સંખ્યા ૧ કરતાં વધારે આવતી નથી.

**ઉદાહરણ**—સૂર્યનું **ઉચ્ચબળ રૂપાત્મક** ૦।૪૧।૨૧।૫૩ છે. તેની સૌથી ઉપરની રકમ ૦ છે તેને ૬૦ થી ગુણ્યા તો ૦ આવી. તેમાં ૪૧ ઉમેર્યા તો એજ થયા, તેને ૬૦ થી ગુણ્યા તો ૨૪૬૦ થયા તેમાં તેની નીચેની રકમ ૨૧ ઉમેરી તો ૨૪૮૧ થયા, તેને વળી ૬૦ થી ગુણ્યા તો ૧૪૮૮૬૦ થયા તેમાં સૌથી નીચેની રકમ ૫૩ ઉમેરી તો ૧૪૮૯૧૩ થયા. એ રૂપાત્મક રકમનો ગુણાકાર આવ્યો, હવે એ રકમને પ્રથમ ૬૦ થી ભાગ્યા તો લબ્ધિ ૨૪૮૧ શેષ ૫૩ રહ્યા પછી ૨૪૮૧ ને ૬૦ થી ભાગ્યા તો લબ્ધિ ૪૧ શેષ ૨૧ રહ્યા હવે આવેલી રકમ ૪૧ સાઠથી ઓછી છે માટે લબ્ધિ ૦ આવી. એવી રીતે ગુણતાં અને ભાગતાં એ રકમનું રૂપ બદલાયું નથી માટે એ રકમ ૦।૪૧।૨૧।૫૩ નું નામ **રૂપાત્મક ફળ** છે.

**ષડ્હત્ ( છએ ભાગવા ) ની રીત**—કોઇ પણ રાશ્યાદિ રકમને તેનું **રૂપાત્મક ફળ** લાવવા માટે ષડ્હત્ કરવી હોય એટલે છ થી ભા· ગવી હોય તો તેની રાશિને ૩૦ થી ગુણી અંશો કરવા અને તેમાં તેની નીચેના અંશાદિ યુક્ત કરવા ત્યારે જે અંશાદિ થાય તેને ૩ થી ભાગી ત્રણ ફળો લાવવાં તે એવી રીતે કે અંશને ત્રણથી ભાગવા તો લબ્ધિ પ્રથમ ફળ આવશે અને શેષ રહે તેને ૬૦ થી ગુણી તેમાં અંશ નીચેની કળાઓની જે સંખ્યા હોય તે જોડી દેવી ત્યારે જે થાય તેમાં ૩ નો ભાગ આપવો તો લબ્ધિ બીજું ફળ આવશે પછી શેષ જે રહે તેને ૬૦ થી ગુણી કળાની નીચે લખેલી વિકળાઓ યુકત કરવી ત્યારે જે થાય તેમાં ૬૦ થી ભાગ દેવો તો લબ્ધિ ત્રીજું ફળ આવશે એટલે અંશથી, કળાથી અને વિકળાથી ઉત્પન્ન થયેલું ફળ થશે તેમાં પ્રથમ ફળની ઉપર ૦ મૂકવી તો શુન્યાદિ રૂપાત્મક થશે, એવી રીતે કરવાથી **ષડ્હત્નાં રૂપાત્મક ફળ** આવે છે.

**ષડ્હત ( છએ ભાગવા ) નું ઉદાહરણ**—સૂર્યનું ઉચ્ચબળ સાધવા માટે તેના રાશ્યાદિ ૨।૫।૫૪।૨૧ માંથી તેનું **નીચ** રાશ્યાદિ ૬।૧૦।૦।૦ ને બાદ કર્યું તો શેષ રાશ્યાદિ ૭।૨૫।૫૪।૨૧ રહ્યા. તે ૭ રાશિ કરતાં વધારે છે, માટે તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યા, તો રાશ્યાદિ ૪।૪।૫।૩૯ રહ્યા. આ રકમને ૬ થી ભાગી રૂપાત્મક ફળ લાવવું છે, માટે રાશિ ૪ ને ૩૦ થી ગુણ્યા તો ૧૨૦ અંશ થયા. તેમાં તેની નીચેના અંશાદિ ૪।૫।૩૯ ઉમેર્યા તો અંશાદિ ૧૨૪।૫।૩૯ થયા. તેમાંથી અંશને ૩ થી ભાગ્યા તો લબ્ધિ ૪૧ **પ્રથમફળ** આવ્યું અને શેષ ૧ રહી તેને ૬૦ થી ગુણી અંશાદિ નીચેની કળા ૫ ઉમેરી તો ૬૫ થયા. તેને ૩ થી ભાગ્યા તો લબ્ધિ ૨૧ **બીજુંફળ** આવ્યું અને શેષ ૨ રહ્યા તેને ૬૦ થી ગુણ્યા તો ૧૨૦ થયા. તેમાં અંશાદિની વિકળા ૩૯ ઉમેરી તો ૧૫૯ થયા. તેમાં ૩ નો ભાગ આપ્યો તો લબ્ધિ ૫૩ **ત્રીજુંફળ** આવ્યું એવી રીતે ૪૧।૨૧।૫૩ ફળ થયું. તેની પહેલાના ફળ ઉપર ૦ મૂકી તો ૦।૪૧।૨૧।૫૩ **સૂર્યનું** રૂપાત્મક ઉચ્ચબળ આવ્યું.

**ષડ્હતની બીજી રીત**—જે રાશ્યાદિ રકમને **ષડ્હત** કરવી હોય તેની રાશિ સિવાય અંશાદિકને બમણા કરવા ત્યારે કળા તથા વિકળામાં ૬૦ થી વધારે અંક થાય તો વિકળામાં ૬૦ નો ભાગ આપી શેષ રહેવા દેવી અને લબ્ધિ કળામાં જોડવી પછી તે વિકળાની લબ્ધિથી જોડેલી કળામાં ૬૦ નો ભાગ આપવો લબ્ધિ આવે તે અંશોમાં જોડી દેવી શેષને રહેવા દેવું એવી રીતે બમણા કરતાં જે અંશ, કળા, વિકળા આવે તેમાં રાશિને ૬૦ થી ગુણતાં જે અંશો થાય તેને જોડી દેવા ત્યારે જે અંશાદિ થાય; તેને ૬ થી ભાગી ત્રણફળ લાવવાં એટલે પ્રથમ અંશને ૬ નો ભાગ આપવો લબ્ધિ જે આવે તે **પ્રથમફળ** થશે. પછી શેષને ૬૦ થી ગુણી તેમાં અંશ નીચેની કળા જોડી તેને ૩ થી ભાગ આપવો તો લબ્ધિ **બીજુંફળ** આવશે, શેષ રહે તેને ૬૦ થી ગુણી તેમાં વિકળા જોડવી ત્યારે જે થાય તેમાં ૬ નો ભાગ આપવો તો **ત્રીજું ફળ** આવશે એવી રીતે જે ત્રણ ફળ આવે તેની પહેલાં ૦ મુકવા તો ૦ ને આદિ લઇને ચારફળ થશે, એવી રીતે કરવાથી **રૂપાત્મક ફળ** આવે છે.

**ષડ્હત કરવાની બીજી રીતનું ઉદાહરણ**—રાશ્યાદિ ૪।૪।૫।૩૯ ઉપરથી ષડ્હત કરી રૂપાત્મક ફળ લાવવું છે, માટે તેની રાશિ સિવાયના અંશો ૪।૫।૩૯ ને બમણા કર્યા તો ૮।૧૦।૭૮ થયા. તેમાં વિકળાની સંખ્યા ૬૦ થી વધારે આવેલી છે. ૦ માટે તેને ૬૦ ભાગી લબ્ધિ કળામાં

જોડી દીધી તો કળા ૧૧ શેષ વિકળા ૧૮ રહી એટલે બમણા અંશાદિ ૮।૧૧।૧૮ થયા. તેમાં રાશિ ૪ ને ૬૦ થી ગુણ્યા તો ૨૪૦ આવ્યા તેને અંશમાં જોડયા તો અંશાદિ ૨૪૮।૧૧।૧૮ થયા, તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૪૧ પ્રથમ ફળ આવ્યું શેષ ૨ ને ૬૦ થી ગુણ્યા તો ૧૨૦ થયા. તેમાં કળા ૧૧ ઉમેરી તો ૧૩૧ થયા તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૨૧ બીજું ફળ આવ્યું શેષ ૫ ને ૬૦ થી ગુણ્યા તો ૩૦૦ થયા. તેમાં વિકળા ૧૮ ઉમેરી તો ૩૧૮ થયા. તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૫૩ ત્રીજું ફળ આવ્યું, એવી રીતે કરતાં ૪૧।૨૧।૫૩ ત્રણ ફળ આવ્યા તેની પહેલાના ફળની ઉપર ૦ મુકી તો ૦।૪૧।૨૧।૫૩ રૂપાત્મક **ષડ્ભૂત્ફળ** આવ્યું.

**॥ કેશવીના નિયમ પ્રમાણે બતાવેલી ષડ્ભૂતની ત્રીજી રીત ॥**

જે **રાશ્યાદિને** ૬ **થી** ભાગવા છે તેના રાશિ, અંશ, કળા અને વિકળાની સંખ્યાને ૬૦ થી ગુણવી ત્યારે જે રાશ્યાદિ ચાર સંખ્યા આવે તે સંખ્યામાંથી છેલ્લી વિકળાની સંખ્યામાં ૬૦ નો ભાગ આપી શેષ રહેવા દેવું અને લબ્ધિને તે થકી ઉપરની સંખ્યા એટલે કળાની સંખ્યામાં ઉમેરવી ત્યારે જે કળા થાય, તેને ૬૦ થી ભાગવી શેષને રહેવા દેવું લબ્ધિને ઉપરની અંશ સંખ્યામાં ઉમેરવી ત્યારે જે અંશો થાય તેને ૩૦ થી ભાગી શેષને રહેવા દેવું લબ્ધિને ૬૦ થી ગુણેલી રાશિમાં જોડી દેવી ત્યારે જે રાશ્યાદિ થાય. તેની રાશિમાં ૬ નો ભાગ આપવો જે લબ્ધિ આવે તેને ગ્રહણ કરવી તો **પ્રથમ ફળ** આવશે પછી શેષ જે રાશ્યાદિ રહે તે દરેકને ૬૦ થી ગુણી પૂર્વવત્ ( પ્રથમની પેઠે ) ચઢાવવા પછી સૌથી ઉપરની રાશિની રકમને ૬ નો ભાગ આપવો તો લબ્ધિ **બીજું ફળ** આવશે, પછી શેષને ૬૦ થી ગુણી વળી પૂર્વવત્ ક્રિયા કરતાં ( ચઢાવતાં ) જે રાશ્યાદિ થાય તેને ૬ થી ભાગવા તો લબ્ધિ **ત્રીજું ફળ** આવશે, એવી રીતે કરતાં જે ત્રણ ફળો આવે તેઓની ઉપર **શૂન્ય** મૂકવી તો, શૂન્યાદિ ચાર ફળ તેજ **રૂપાત્મક ફળ** થાય છે.

**ઉદાહરણ**—રાશ્યાદિ ૪।૪।૫।૩૯ ને **છથી** ભાગી **રૂપાત્મક ફળ** લાવવું છે, માટે તેના રાશિ અંશ કળા તથા વિકળા દરેકને ૬૦ થી ગુણ્યા તો ૨૪૦, ૨૪, ૩૦૦, ૨૩૪૦ થયા, તેમાંની સૌથી છેલ્લી વિકળાની સંખ્યા ૨૩૪૦ માં ૬૦ નો ભાગ આપ્યો તો લબ્ધિ ૩૯ આવી, અને શેષ ૦ રહી એ આવેલી લબ્ધિને ૩૦૦ કળામાં જોડી તો ૩૩૯ થયા તેને ૬૦ થી ભાગ્યા તો લબ્ધિ ૫ શેષ ૩૯ રહ્યા તેને એક બાજુએ રહેવા દીધા અને

લબ્ધિને અંશ સંખ્યા ૨૪૦ માં ઉમેરી તો ૨૪૫ થાય, તેને ૩૦ થી ભાગ્યા તો લબ્ધિ ૮ શેષ ૫ રહ્યા તેને પ્રથમ રહેલા શેષની ઉપર રાખ્યા અને લબ્ધિ ૮ રાશિની સંખ્યા ૨૪૦ માં ઉમેરી તો ૨૪૮ થયા. એટલે ઉપર બતાવેલી રીત પ્રમાણે ૬૦ થી ગુણતાં રાશ્યાદિ સંખ્યા ૨૪૮।૫।૩૯।૦ થયા. તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૪૧ **પ્રથમ ફળ** આવ્યું, અને શેષ રાશ્યાદિ ૨।૫।૩૯।૦ રહ્યા. તે દરેકને ૬૦ થી ગુણી પૂર્વવત્ ચઢાવ્યા તો રાશ્યાદિ ૧૩૧।૯।૦।૦ આવ્યા તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૨૧ **બીજું ફળ** આવ્યું, અને શેષ રાશ્યાદિ ૫।૯।૦।૦ રહ્યા તેને પણ પૂર્વવત્ ૬૦ થી ગુણી ચઢાવ્યા તો રાશ્યાદિ ૩૧૮।૦।૦।૦ થયા. તેને ૬ થી ભાગ્યા તો લબ્ધિ ૫૩ **ત્રીજું ફળ** આવ્યું. એટલે એ રીતે કરતાં ૪૧।૨૧।૫૩ ફળ આવ્યું તેની ઉપર ૦ મૂકી તો ૦।૪૧।૨૧।૫૩ **રૂપાત્મક ષડ્હૃત્ ફળ થયું.**

**ચોથી રીત**—જેને **ષડ્હૃત્** કરવી છે. તે રાશ્યાદિ રકમની કળાદિ કરવી. પછી તેને ૧૮૦ થી ભાગવા તો લબ્ધિ **પ્રથમ ફળ** આવશે શેષ કળાદિને ૬૦ થી ગુણવા ત્યારે જે થાય તેને ૧૮૦ થી ભાગવા તો લબ્ધિ **બીજું** ફળ આવશે પછી જે શેષ રહે તેઓને પણ ૬૦ થી ગુણતાં જે થાય તેને ૧૮૦ થી ભાગવા તો લબ્ધિ **ત્રીજું ફળ** થશે. એવી રીતે કરતાં જે ત્રણ ફળો આવે તેની ઉપર ૦ મુકવી તો શુન્યને આદિ લઇને **રૂપાત્મક ષડ્હૃત્** ફળ થાય **છે.**

**ચોથી રીતનું ઉદાહરણ**—ષડ્હૃત્ કરવા માટે રાશ્યાદિ ૪।૪।૫।૩૯ ને કળાદિ કર્યા તો કળાદિ ૭૪૬૫।૩૯ થયા. તેને ૧૮૦ થી ભાગ્યા તો લબ્ધિ ૪૧ **પ્રથમ ફળ** આવ્યું. શેષ ૬૫ ને ૬૦ થી ગુણ્યા તો ૩૯૦૦ થયા. તેમાં ૩૯ ઉમેર્યા તો ૩૯૩૯ થયા. તેને ૧૮૦ થી ભાગ્યા તો લબ્ધિ ૨૧ **બીજું ફળ** આવ્યું, શેષ ૧૫૯ રહ્યા તેને ૬૦ થી ગુણ્યા તો ૯૫૪૦ થયા. તેને ૧૮૦ થી ભાગ્યા તો લબ્ધિ ૫૩ **ત્રીજું ફળ** આવ્યું. એ રીતે ૪૧।૨૧।૫૩ ત્રણ ફળ આવ્યાં તેની ઉપર ૦ મૂકી તો ૦।૪૧।૨૧।૫૩ **રૂપાત્મક** ષડ્હૃત્ ફળ થયું,

**ઉચ્ચબળનું ઉદાહરણ**—સૂર્ય ૨।૫।૫૪।૨૧ માંથી તેનું નીચ રાશ્યાદિ ૬।૧૦।૦।૦ બાદ કરવાથી ૭।૨૫।૫૪।૨૧ રહ્યા, તે ૭ થી વધારે હોવાથી ૧૨ રાશિમાંથી બાદ કર્યા તો ૪।૪।૫।૩૯ રહ્યા. તેને ૭એ ભાગ્યા તો રૂપાત્મક સૂર્યનું **ઉચ્ચબળ** ૦।૪૧।૨૧।૫૩ થયું. એવીજ રીતે ચંદ્રાદિકાનું કરવું.

જન્મકુંડલીમાં સૂર્ય મિથુન રાશિનો છે, તેનો સ્વામી બુધ થયો, ને તે બુધ **જન્મકુંડલીમાં** શુક્રની રાશિનો છે. તે શુક્ર **બુધની** પંચધામૈત્રિમાં **સમ** છે, માટે સૂર્યનું **ગૃહમાં** બળ ૦૭।૩૦।૦ થયું. હોરામાં સૂર્ય સ્વગૃહી છે તે સૂર્ય જન્મકુંડલીમાં બુધના ઘરનો છે અને સૂર્યનો બુધ મિત્ર છે તેથી **હોરામાં** સૂર્યનું બળ ૦।૧૫।૦।૦ થયું એ પ્રમાણે દ્રેષ્કાણુમાં સૂર્ય બુધના ઘરમાં છે ને તે બુધ જન્મકુંડલીમાં શુક્રની રાશિમાં છે તે શુક્ર બુધની પંચધા મૈત્રીમાં સમ છે તેથી **દ્રેષ્કાણુમાં** સૂર્યનું બળ ૦।૭।૩૦।૦ થયું. એ રીતે આવેલા સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ અને ત્રિશાંશ વિગેરે સાતે વર્ગના બળનું ઐક્ય કરવાથી ૧।૨૬।૧૫।૦ સૂર્યનું **સપ્તક વર્ગ બલૈક્ય** થયું. એ-વીજ રીતે દરેક ગ્રહોનું કરવું.

**शुक्रेन्दुसमभांशकेह्विषमेऽन्येदद्युरंघ्रिबलं केंद्राद्येषुचरूपकार्द्धचरणान् यच्छंतिखेटाः क्रमात् ॥ स्त्रीखेटौचरमेनराःप्रथमके क्लीबौच-मध्येतथा द्रेष्काणे वितरंतिपादमुदितं स्थानाख्यवीर्यंत्विदम् ॥६॥**

**अन्वयः—शुक्रेन्दुसमभांशकेसति अंघ्रि बलं दध्यास्ताम् च अन्येविषमे ( विषमभांशके ) सति अंघ्रिबलंदद्युः रूपकार्द्धचरणान् केंद्राद्येषु क्रमात्, खेटाः ( बलं ) यच्छंति, स्त्रीखेटौचरमे द्रेष्काणे पादंवितरंति, नराः प्रथमके द्रेष्काणेपादंवितरंति, तथा क्लीबौमध्ये द्रेष्काणेपादंवितरंति, इदंस्थानाख्यवीर्यं उदितम् ॥६॥**

**अन्वयार्थः—शुक्रेन्दु** શુક્ર અને ચંદ્ર **समभांशकेसति** સમ રાશિ અને સમ નવમાંશને વિશે રહે સતે **अंघ्रिबलं** ચરણુબળ **दद्यास्ताम्** આપે **अन्ये** બીજા ગ્રહો તે **विषमे** વિષમ એવી **भांशके** રાશિ અને નવમાંશને વિશે **अंघ्रिबलं** ચરણુ બલને **दद्युः** આપે, **रूपक** એક **अर्द्ध** અડધુ **चरणान्** ચરણુ બલને **केंद्राद्येषु** કેન્દ્રાદિકને વિશે **क्रमात्** અનુક્રમથી **खेटाः** ગ્રહો તે **(बलं)** બલને **यच्छंति** આપે છે, **स्त्री खेटौ** સ્ત્રી ગ્રહો તે **चरमे** છેલ્લા **द्रेष्काणे** દ્રેષ્કાણુને વિશે **पादं** ચરણુ બળને **वितरंति** વિસ્તારે ( આપે છે ) **नराः** પુરૂષ ગ્રહો, તે **प्रथमके** પહેલા **द्रेष्काणे** દ્રેષ્કાણુને વિશે **पादं** ચરણુબળને **वितरंति** આપે છે, **क्लीबौ** નપુંસક

ગ્રહો તે **मध्य** મધ્ય **द्रेष्काणे** દ્રેષ્કાણને વિશે **पादं** ચરણબળને **वितरंति** આપે છે. **इदं** આ **स्थानाख्यवीर्यं** સ્થાન બળ તે **उदितं** કહ્યું. ॥૬॥

**ભાવાર્થ**—શુક્ર અને ચંદ્ર [૧]**સમ** રાશિ અને **સમ** નવમાંશમાં હોય તો ચરણબળ ( ૦।૧૫।૦।૦ ) પામે, બાકીના ગ્રહો [૨]**વિષમ** રાશિ અને **વિષમ** નવમાંશમાં હોય તો ચરણ બળને આપે, [૩]**કેન્દ્રમાં** રહેલો ગ્રહ ૧-૦-૦-૦ બળને પામે, [૪]**પણફરમાં** રહેલા ગ્રહનું ૦।૩૦।૦।૦ બળ મુકવું, [૫]**આપોકિલમમાં** રહેલા ગ્રહનું ૦।૧૫।૦।૦ બળ મુકવું, [૬]**સ્ત્રી-ગ્રહો** [૭]છેલ્લા દ્રેષ્કાણમાં હોય તો તેનું ૦।૧૫।૦।૦ બળ મૂકવું, [૮]**પુરૂષ ગ્રહો** [૯]પહેલા દ્રેષ્કાણમાં હોય તો તેનું ૦।૧૫।૦।૦ બળ મુકવું અને [૧૦]**નપુંસક ગ્રહો** [૧૧]મધ્ય-દ્રેષ્કાણમાં હોય તો તેનું ૦।૧૫।૦।૦ બળ મુકવું, એ પ્રમાણે **સ્થાનબળ** કહ્યું. ॥૬॥

**ઉદાહરણ**—સૂર્ય મિથુન રાશિનો હોવાથી વિષમ રાશિમાં છે તેથી તેનું **સમ વિષમ ભાંશબળ** ૦।૧૫।૦।૦ થયું. એ પ્રમાણે ચંદ્રાદિકોને કરવું.

સૂર્યકેન્દ્રમાં છે તેથી તેનું **કેન્દ્રાદિબળ** ૧।૦।૦।૦ થયું. એ પ્રમાણે ચંદ્રાદિકોનું કરવું.

સૂર્ય ૨।૫।૫૪।૨૧ છે માટે પ્રથમ દ્રેષ્કાણમાં હોવાથી તેનું **દ્રેષ્કાણબળ** ૦।૧૫।૦।૦ થયું, એ પ્રમાણે ચંદ્રાદિકોનું કરવું,

**सप्तवर्गजनितं द्रेष्काणजं तुंगजंविषमयुग्मभांशजं ॥**
**केंद्रभादिजयथादिपंचधा स्थानवीर्यमितिहौरिकं बुधैः ॥१॥**

---

૧ સમરાશિ એટલે બેકી રાશિ, ૨ વિષમ રાશિ એટલે એકી રાશિ. ૩ કેન્દ્રસ્થાન એટલે જન્મ લગ્નથી ૧।૪।૭।૧૦ સ્થાન. ૪ પણફર એટલે ૨।૫।૮।૧૧ સ્થાન. ૫ આપોકિલમ એટલે ૩।૬।૯।૧૨ સ્થાન.

***लघुजातकार्के—क्लीबपती बुधसौरी चंद्रसितौ योषितां नृणां शेषाः॥**

૬ સ્ત્રી ગ્રહો ચંદ્ર અને શુક્ર. ૭ સ્પષ્ટ ગ્રહના અંશ ૨૦ થી ૩૦ સુધી હોય તો ૮ પુરૂષગ્રહો સૂર્ય, મંગળ, ગુરૂ. ૯ સ્પષ્ટ ગ્રહના અંશ ૦ થી ૧૦ ની અંદર હોય તો. ૧૦ નપુંસક ગ્રહો બુધ, શનિ. ૧૧ સ્પષ્ટ ગ્રહના અંશ ૧૦ થી ૨૦ સુધી હોય તો.

**ભાવાર્થ**—સપ્તકવર્ગ બલૈક્ય, દ્રેષ્કાણુબળ, ઉચ્ચબળ, સમવિષમ ભાંશબળ અને કેન્દ્રાદિબળ એ પાંચ બળોનો યોગ કરવાથી **સ્થાનબળ** થાય છે.

**ઉદાહરણ**—સૂર્યનું સપ્તકવર્ગ બલૈક્ય ૧૨૬।૧૫।૦, દ્રેષ્કાણુબળ ૦।૧૫।૦।૦, ઉચ્ચબળ ૦।૪૧।૨૧।૫૩. સમ વિષમ ભાંશબળ ૦।૧૫।૦।૦, કેન્દ્રાદિ બળ ૧।૦।૦।૦ એ પાંચ બળનો યોગ કરવાથી ૩।૩૭।૩૬।૫૩, સૂર્યનું **સ્થાનબળ** થયું. ॥૬॥

**मंदाल्लग्नमिनात्कुजाच्चहिबुकं शोध्यंविधोर्भार्गवान्माध्यंज्ञाद्गुरुतोऽस्त मत्ररसभात्पुष्टंत्यजेच्चक्रतः ॥ दिग्वीर्यंरसहृत्त्वथोसमयजं रूपंसदा-स्याद्विद स्त्रिशद्भक्तनतोन्नते शशिकुजार्कीणांपरेषांबले ॥७॥**

**अन्वयः—मंदात्लग्नंशोध्यं, इनात्च कुजात्हिबुकंशोध्यं, विधोः भार्गवात् माध्यंशोध्यं, ज्ञात् गुरुतः अस्तं शोध्यं, अत्ररसभात्पुष्टं तदाचक्रतः त्यजेत् रसहृत्दिग्वीर्यंभवेत् अथसमयजंकथ्यते सदाविदः रूपंबलंस्यात् त्रिशद्भक्तनतोन्नते शशिकुजार्कीणां च परेषां बलेस्तः**

अन्वयार्थः—**मंदात्** શનિ થકી **लग्नं** લગ્ન **शोध्यं** શોધવું **इनात्** સૂર્ય થકી **च** અને **कुजात्** મંગળ થકી **हिबुकं** ચોથો ભાવ **शोध्यं** શોધવો **विधोः** ચંદ્ર થકી ને **भार्गवात्** શુક્ર થકી **माध्यं** દશમો ભાવ **शोध्यं** શોધવો, **ज्ञात्** બુધ થકી ને **गुरुतः** ગુરૂ થકી **अस्तं** સાતમો ભાવ **शोध्यं** શોધવો, **अत्र** એને વિષે **रसभात्** ૭ થકી **पुष्टं** અધિક હોય **तदा** ત્યારે **चक्रतः** બાર થકી **त्यजेत्** બાદ કરવા **रसहृत्** ૭ થકી ભાગે લીધેલું **दिग्वीर्यं** દિગ્બલ **भवेत्** થાય. **अथ** ત્યાર પછી **समयजं** કાળબલ **कथ्यते** કહેવાય છે, **सदा** નિરંતર **विदः** બુધનું **रूपं** એક **बलं** બલ **स्यात्** થાય. **त्रिशद्भक्तनतोन्नते** ત્રીશવડે કરી ભાગે લીધેલું નતને ઉન્નત **शशि** ચંદ્ર **कुज** મંગળ **आर्कीणां** શનિ તેઓનું **च** અને **परेषां** બાકીના ગ્રહો તેઓનું **बले** બલ **स्तः** થાય ॥૭॥

**ભાવાર્થ**—શનિમાંથી લગ્ન કાઢી નાંખવું, સૂર્ય અને મંગળથી ચોથો ભાવ કાઢી નાંખવો, ચંદ્ર અને શુક્રમાંથી દશમો ભાવ કાઢી નાંખવો, બુધ અને ગુરૂમાંથી સાતમો ભાવ કાઢવો, ને તે ૭ થકી વધારે વધે તો

બાર રાશિમાંથી કાઢી નાંખવા પછી તેને છએ [1]ભાગવાથી **દિગ્બલ** થાય છે. હવે **કાળબલ** કહે છે બુધનું હમેશાં એકબળ, ( ૧।૦।૦।૦ ) અને નતને ત્રીશે ભાગવાથી ચંદ્ર મંગળ ને શનિનું અને ઉન્નતને ત્રીશે ભાગવાથી [2]બાકીના ગ્રહોનું **નતોન્નતબળ** થાય છે, ॥૭॥

**ઉદાહરણ**—સૂર્ય ૨।૫।૫૪।૨૧ માંથી ચોથો ભાવ ૨।૧૫।૨૮।૨૦ બાદ કર્યો તો ૧૧।૨૦।૨૬।૧ રહ્યા તે ૭ થકી વધારે હોવાથી ૧૨ રાશિમાંથી બાદ કરતાં ૦।૯।૩૩।૫૯ રહ્યા. તેને છવડે ભાગતાં ૦।૩।૧૧।૧૫ સૂર્યનું **દિગ્બળ** થયું. **ઉન્નત** ૧૪૩ ને ૩૦ થી ભાગતા ૦।૩।૨૬।૦ સૂર્યનું **નતોન્નતબળ** થયું. ॥૭॥

**शुक्लेऽन्त्येतिथिहृद्गतैष्यतिथयो वीर्यंसतांभूच्युतं पापानांद्विगुणंविधोरिदमथाह्नस्त्र्यंशकेषुक्रमात् ॥ सौम्यार्कार्किभूवांनिशः शशिसिताराणांचरूपंसदे ज्यस्याथांघ्रिचयाद्बली किलसमामासद्युहोरेश्वरः॥८॥**

**अन्वयः—शुक्ले अन्त्ये तिथिहृत् गतैष्यतिथयः सतां, वीर्यं, इदं, भूच्युतंपापानां, वीर्यं, इदं, विधोः द्विगुणं, अथ अह्नः त्र्यंशकेषु-क्रमात्, सौम्यार्कार्किभूवां, निशः त्र्यंशकेषु, शशि सिताराणां (बलं) सदा, इज्यस्यरूपं ( बलं ) स्यात्, अथ अंघ्रिचयात् समामासद्युहो-रेश्वरः बलीकिल ॥ ८ ॥**

अन्वयार्थः—**शुक्ले** શુકલ પક્ષને વિશે, **अन्त्ये** કૃષ્ણ પક્ષને વિશે, **तिथि** ૧૫ વડે કરીને **हृत्** ભાગે લીધેલી **गत** ગયેલી ને **ऐष्य** આવતી **तिथयः** તિથિઓ તે **सतां** શુભ ગ્રહોનું **वीर्यं** બલ હોય **इदं** એને **भूच्युतं** એક થકી પાડેલું **पापानां** પાપ ગ્રહોનું **वीर्यं** બલ હોય **इदं** એ બન્નેને **विधोः** ચંદ્રમાનું **द्विगुणं** બમણું કરવું **अथ** ત્યાર પછી **अह्नः** દિવસના **त्र्यंशकेषु** તૃતીયાંશને વિશે **क्रमात्** અનુક્રમથી **सौम्य** બુધ **अर्क** સૂર્યને **अर्कभवां** શનિ તેઓનું, **निशः** રાત્રીના **त्र्यंशकेषु** તૃતીયાંશને વિશે **शशि** ચંદ્ર **सित** શુક્રને **आराणां** મંગળ તેઓનું **बलं** બલ હોય **सदा** નિરંતર **इज्यस्य** ગુરૂનું **रूपंबलं** એક બલ **स्यात्** થાય, **अथ** ત્યાર પછી **अंघ्रिचयात्** ચરણની વૃદ્ધિ થકી **समा** વરસ **मास** માસ **द्यु** દિવસ **होरेश्वरः** હોરાનો સ્વામી **बली** બળવાન **किल** નિશ્ચય છે. ॥૮॥

---

[1] છએ ભાગવાની રીત પાના ૪૪૦ માં બતાવી છે. [2] સૂર્ય, ગુરૂ અને શુક્રનું.

**ભાવાર્થ**—શુકલ પક્ષમાં જન્મ હોય તો [1]**ગત** તિથિયોને **અને** કૃષ્ણ પક્ષમાં હોય તો [2]**ઐષ્ય** તિથિઓને ૧૫ વડે ભાગવાથી [3]શુભ ગ્રહોનું, અને તેને એકમાંથી બાદ કરવાથી [4]પાપગ્રહોનું પક્ષબળ થાય છે. અને શુભ ગ્રહના બળને બેએ ગુણવાથી ચંદ્રમાનું **પક્ષબળ** થાય છે. દિવસે જન્મ હોય તો [5]દિવસના ત્રણ ભાગમાં અનુક્રમે **બુધ, સૂર્ય** અને **શનિનું,** તથા રાત્રીએ જન્મ હોય તો રાત્રીના [6]ત્રણ ભાગમાં અનુક્રમે **ચંદ્ર, શુક્ર** અને **મંગળનું** ૧।૦।૦।૦ બળ, તથા ગુરૂનું હમેશાં ૧।૦।૦।૦ **દિન** અથવા **રાત્રી ત્રિભાગબળ** થાય છે. **વર્ષેશનું** ૦।૧૫।૦।૦ **માસેશનું** ૦।૩૦।૦।૦, **દિનેશનું** ૦।૪૫।૦।૦ અને **હોરેશનું** ૧।૦।૦।૦ **બળ** થાય છે, તેને **વર્ષેશાદિબળ** કહે છે. ॥૮॥

**सूर्योनचन्द्रस्थलवार्कभागो गतातिथिः षष्टिगुणावशेषात् ॥**
**द्विचन्द्र १२लब्धङ्घटिकादिचान्द्रं भवेदिदंपक्षबलस्यसिद्ध्यै ॥१॥**
**कृष्णेतुपक्षेखगुणच्युतासौ गतातिथिः सावयवाऽगतास्यात् ॥ऽ॥**

**ભાવાર્થ**—ચંદ્રમાંથી સૂર્ય બાદ કરી તેના અંશ કરવાને તેને ૧૨ થી ભાગવા તો **ગતતિથિ** થાય છે, શેષ અંશાદિકને ૬૦ થી ગુણી ૧૨ વડે ભાગવાથી **ચાંદ્રઘટચાદિ** થાય છે, તે ઉપરથી **પક્ષબળ** કરવું. કૃષ્ણ પક્ષમાં જન્મ હોય તો તે સાવયવ ગતતિથિને ૩૦ માંથી બાદ **કરવાથી** સાવયવ **ઐષ્યતિથિઓ** થાય છે. ॥૧॥

**ઉદાહરણ**—ચંદ્ર ૭।૨૫।૫૬।૨૬ માંથી સૂર્ય ૨।૫।૫૪।૨૧ બાદ કરતાં ૫।૨૦।૨।૫ રહ્યા, તેના અંશ કર્યા તો ૧૭૦।૨।૫ **થયા, ફક્ત** અંશને ૧૨ વડે ભાગતાં લબ્ધ ૧૪ **ગતતિથિઓ** આવી, શેષ **અંશાદિ** ૨।૨।૫ ને ૬૦ થી ગુણ્યા તો ૧૨૨।૫ **થયા**, તેને બારે ભાગતાં **ઘટચાદિ** ફળ ૧૦।૧૦।૨૫ થયું, તેના ઉપર ગતતિથિઓ ૧૪ મૂકી તો **સાવયવ**

---

૧ ગયેલી. ૨ આવતી. ૩ શુભગ્રહો, ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર છે. ૪ પાપગ્રહો સૂર્ય, મંગળ અને શનિ છે. અને પાપ ગ્રહોની સાથે રહેલા બુધને પણ પાપગ્રહ જાણવો. ૫ દિનમાનને ૩ થી ભાગવું તો દિવસનો ત્રીજો ભાગ આવશે. ૬ રાત્રીમાનને ૩ થી ભાગતાં રાત્રીનો ત્રીજો ભાગ થશે, રાત્રીએ જન્મ હોય તો ૬૦ ઘડીમાંથી દિનમાન બાદ કરવો જે રહે તેનાથી રાત્રીના ભાગ ગણવા.

ગતતિથિ ૧૪।૧૦।૧૦।૨૫ થઈ તેને પન્નર (૧૫) થી ભાગતાં રૂપાત્મક ફળ ૦।૫૬।૪૦।૪૧।૪૦ **શુભ ગ્રહોનું**, અને તેને ૧ માંથી બાદ કરતાં ૦।૩।૧૯।૧૮।૨૦ **પાપ ગ્રહોનું પક્ષબળ** થયું, અને શુભ ગ્રહોના બળને ૨ થી ગુણતાં ૧।૫૩।૨૧।૨૩।૨૦ **ચંદ્રનું પક્ષબળ** થયું. ઇષ્ટ ઘટિ ૪૮ ને પળ ૩૯ છે તેથી રાત્રીના બીજા ભાગમાં જન્મ થવાથી શુક્રનું ૧।૦।૦।૦ **રાત્રી ત્રિભાગ બળ** થયું.

[1]વર્ષેશ તથા માસેશને માટે.

***द्विष्टोऽयंग्रहलाघवद्युनिचयश्चक्राहतैः षट्शरैः षट्दस्रैश्चयुतः। सबाण तपनः सेषुश्च खांगाग्निभिः ॥ खाज्याशैर्विहृतेफले गुणयमघ्नेचक्र निघ्नाक्षखोपेतो द्वित्रियुते नगोर्वरितके स्तोर्कात्समामासपौ ॥१॥**

**अन्वयः—अयं ग्रहलाघव द्युनिचयः द्विष्टः च चक्राहतैः षट्शरैः षट्दस्रैः युतः सबाण तपनः सेषुः च खांगाग्निभिः खाज्याशैः विहृते फले गुणयमघ्ने चक्रनिघ्नाक्षखो पेतेद्वित्रियुते नगोर्वरितके अर्कात् समामासपौस्तः ॥१॥**

**अन्वयार्थ—अयं** આ **ग्रहलाघव** ગ્રહલાઘવનો **द्युनिचयः** અહર્ગણ તે **द्विष्टः** બે ઠેકાણે સ્થાપન કરેલો અને **चक्राहतैः** ચક્રવડે ગણેલા **च षट्शरैः** ૫૬ **षट्दस्रैः** ૨૬ વડે કરીને **युतः** યુક્ત **सबाणतपनः** ૧૨૫ **सेषुः** ૫ વડે સહવર્ત્તમાન એવા **च** અને **खांगाग्निभिः** ૩૬૦ **खाज्याशैः** ત્રીશવડે **विहृते** ભાગે લીધેલું **फले** ફળ **गुणयमघ्ने** ત્રણ અને બેવડે ગણેલું **चक्रनिघ्नाक्षखोपेते** ચક્રથી ગણેલા ૫ ને ૦ તે વડે યુક્ત કરવું **द्वित्रियुते** બે અને ત્રણ યુક્ત કરે સતે **नगोर्वरितके** સાતવડે શેષ કરે સતે **अर्कात्** સૂર્ય થકી **समा मासपौ** વરસ અને માસના સ્વામી **स्तः** હોય. ॥૧॥

**ભાવાર્થ—વર્ષપતિ લાવવાની રીત—**જન્મના **અહર્ગણમાં** જન્મના **ચક્રને** ૫૬ થી ગુણતાં જે થાય તે, તથા ૧૨૫ ઉમેરવા ત્યારે જે સંખ્યા થાય તેને ૩૬૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તેને ૩ થી ગુણી

---

૧ ગ્રહતુલ્ય પ્રમાણે આ શ્લોકથી વર્ષેશ માસેશ લાવવા.

**द्विष्टोद्युपिंडोरद १३२ भू १ युतोऽर्कयुक् [illegible] फलेयुते॥ वेदै[illegible]णै[illegible]द्विहतेद्रिशेषितेर्काद्ग्रहतुल्ये करणेऽब्द मासपौ॥१॥**

તેમાં **ચક્રને** ૫ થી ગુણતાં જે થાય તે, અને ૨ ઉમેરવા ત્યારે જે સંખ્યા થાય તેને ૭ વડે ભાગવાથી ૦ શૂન્યાદિ શેષે **રવિવારાદિ વર્ષેશ** થાય છે.

**માસપતિ લાવવાની રીત**—જન્મના અહર્ગણમાં જન્મના ચક્રને ૨૬ થી ગુણતાં જે થાય તે, તથા ૫ ઉમેરવા ત્યારે જે સંખ્યા થાય તેને ૩૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તેને ૨ થી ગુણી તેમાં ચક્રને ૦ થી ગુણેલા તથા ૩ ઉમેરવા ત્યારે જે સંખ્યા થાય તેને ૭ વડે ભાગવાથી ૦ શૂન્યાદિ શેષે **રવિવારાદિ માસેશ** થાય છે. ॥૧॥

**વર્ષેશનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ માં ચક્ર ૩૩ ને ૫૬ થી ગુણેલા ૧૮૪૮, તથા ૧૨૫ ઉમેર્યા તો ૨૧૧૦ થયા. તેને ૩૬૦ થી ભાગતાં લબ્ધ ૫ થયું, તેને ૩ થી ગુણતાં ૧૫ થયા તેમાં ચક્ર ૩૩ ને પાંચથી ગુણેલા ૧૬૫ તથા ૨ જોડવાથી ૧૮૨ થયા. તેને ૭ થી ભાગતાં શેષ ૦ રહી માટે પૂર્ણાદિ રવિવારથી ગણતાં **વર્ષેશ રવિ** થયો માટે તેનું બળ ૦।૧૫।૦।૦ થયું.

**માસેશનું ઉદાહરણ**—અહર્ગણ ૧૩૭ માં ચક્ર ૩૩ ને ૨૬ થી ગુણેલા ૮૫૮, તથા ૫ ઉમેર્યા તો ૧૦૦૦ થયા. તેને ૩૦ થી ભાગતાં લબ્ધ ૩૩ થયું તેને ૨ થી ગુણતા ૬૬ થયા. તેમાં ચક્રને ૦ થી ગુણતાં ૦ થયું તે અને ૩ ઉમેર્યા તો ૬૯ થયા તેને સાતે ભાગતાં શેષ ૬ રહ્યા માટે શુન્યાદિ રવિ-વારથી ગણતાં **શનિ માસેશ** થયો, તેથી તેનું બળ ૦।૩૦।૦।૦ થયું. ॥૧॥

**દિનેશ લાવવાની રીત**—જે દિવસે જન્મ હોય તે દિવસે સૂર્યોદયથી જેવાર ગણાતો હોય તેને **દિનેશ** જાણવો, વાર પ્રવૃત્તિથી દિનેશ જાણવો નહિ, વાર પ્રવૃત્તિ ફક્ત **હોરેશ** જાણવા માટે છે, માટે તેનો ઉપયોગ હોરેશમાં કરવો. અહિ દિનેશમાં કરવો નહિ.

**દિનેશનું ઉદાહરણ**--મંગળવારે જન્મ હોવાથી **દિનેશ મંગળ** થયો, અને તેનું બળ ૦।૪૫।૦।૦ થયું.

હોરેશ માટે

**पादोनरेखापरपूर्वयोजनैः पलैर्युतोनास्तिथयोदिनार्द्धतः ॥**
**ऊनाधिकास्तद्विवरोद्भवैःपलै रूर्ध्वं तथाधोदिनप प्रवेशनम् ॥१॥**

**ભાવાર્થ**—પોતાનો **દેશ** મધ્ય રેખાથી પશ્ચિમ કે પૂર્વમાં જેટલા [1]**યોજન** દૂર હોય તે યોજનનો ચોથો ભાગ તેમાંથીજ બાદ કરવો શેષ

---

૧. મધ્ય રેખાથી પોતાનો દેશ પૂર્વ કે પશ્ચિમ કેટલાક યોજન દૂર છે તે કોષ્ટક પાના ૧૧૧।૧૧૨ માં જોવું.

**રહે તેને પળો** સમજી, **પશ્ચિમે** હોય તો ૧૫ ઘટિમાં ઉમેરવી **અને પૂર્વે** હોય તો ૧૫ ઘડીમાંથી બાદ કરવી. બાદ કરતાં જે રહે તે ઘટ્યાદિ દિનાર્દ્ધની ઘટ્યાદિથી જેટલી ઓછી વત્તી હોય તેટલી ઘટ્યાદિએ વાર પ્રવૃત્તિ સમજવી, જો **ઓછી** હોય તો **સૂર્ય ઉદય પછી** અને **વત્તી** હોય તો **સૂર્યોદય પહેલાં** વારની શરૂઆત થાય છે, જો સૂર્યોદય પછી વાર બેસે તો ઇષ્ટ ઘડીમાંથી વાર પ્રવૃત્તિની ઘટ્યાદિ બાદ કરવી અને ઉદય પહેલાં બેસે તો વાર પ્રવૃત્તિની ઘડી પળો ઇષ્ટમાં જોડવી ત્યારે જે ઘટ્યાદિ થાય તેને બે વડે ગુણી પાંચથી ભાગતાં લબ્ધિ જન્મના વાર થકી છઠ્ઠા છઠ્ઠા વારની ગએલી હોરાઓ આવે છે અને તે પછીનો છઠ્ઠો વાર હોરેશ થાય છે. **अर्कशुक्रो बुधश्चंद्रो मंदोजीव धरासुतः**—સૂર્ય શુક્ર, બુધ, ચંદ્ર, શનિ, ગુરૂ અને મંગળ એ પ્રમાણે જન્મના વારથી આરંભીને **હોરેશ** જાણવા. ॥ ૧ ॥

**હોરેશનું ઉદાહરણ**—જન્મ કરાંચીમાં હોવાથી દેશાંતર યોજન ૨૫ **પશ્ચિમ** છે તેને ૪ વડે ભાગતાં ૬।૧૫ થયા તેને ૨૫ માંથી બાદ કરતાં પલાત્મક ૧૮।૪૫ રહ્યું. તે **પશ્ચિમના** યોજન હોવાથી ૧૫ ઘડીમાં ઉમેર્યું તો ઘટયાદિ ૧૫।૧૮।૪૫ થયું, તેને દિનાર્દ્ધ કરતાં ઓછું છે માટે દિનાર્દ્ધ ૧૬।૫૬ માંથી બાદ કરતાં શેષ ઘટયાદિ ૧।૩૭।૧૫ સમયે **સૂર્યોદય પછી વાર પ્રવૃત્તિ** થઇ, તેને ઇષ્ટ ઘડી ૪૮।૩૯ માંથી બાદ કરતાં ૪૭।૧।૪૫ રહ્યાં. તેને ૨ થી ગુણ્યા તો ૯૪।૩।૩૦ થયા. તેને ૫ થી ભાગતાં લબ્ધિ ૧૮ ગત હોરા થઈ, માટે જન્મ મંગળવારે હોવાથી મંગળથી છઠ્ઠા છઠ્ઠા વાર પ્રમાણે અઢારમી હોરા **બુધની** ગત થઇ. ને ઓગણીશમો **હોરેશ** ચંદ્ર થયો તેનું બળ ૧।૦।૦।૦ થયું. ॥૧॥

**पक्षजंनतसमुन्नताद्भवं । त्र्यंशजंचशरदादिनाथजं ॥**
**कालजंत्विति चतुर्विधंबलं त्वेकधैवखलुदृष्टिदिग्भवम् ॥१॥**

**ભાવાર્થ**—પક્ષબળ, નતોન્નતબળ, દિન અથવા રાત્રી ત્રિભાગબળ, અને વર્ષેશાદિબળ એ ચાર બળનો યોગ કરવાથી કાળબળ થાય છે; દૃષ્ટિબળ અને દિગબલ એક પ્રકારનું છે. ॥૧॥

**કાળબળનું ઉદાહરણ**—સૂર્યનું પક્ષબળ ૦।૩।૧૯।૧૮।૨૦ નતોન્નત બળ ૦।૩।૨૬।૦ રાત્રી વિભાગબળ ૦।૦।૦।૦ અને વર્ષેશાદિબળ ૦।૧૫।૦।૦ એ ચાર બળનો યોગ કરવાથી સૂર્યનું કાળબળ ૦।૨૧।૪૫।૧૮।૨૦ થયું. એવી રીતે ચંદ્રાદિકોનું કરવું. ॥૧॥ ॥ ૮ ॥

चत्वारिंशदशीतिरद्रिकुभुवः क्क्षेन्दवोभूधृतिः । षट्खाक्षीणिजिनाश्विनोऽङ्कविकृती खाब्ध्यश्विनः सायनात् ॥ खेटाद्दोर्लवदिग्लव प्रमगतोंकोऽसौ तदूनागता च्छेषघ्नाद्दशलब्धि युग्दशहृतोंशाद्योपमः स्यात्स्वदिक् ॥ १ ॥

अन्वयः—चत्वारिंशत् ४० अशीतिः ८० अद्रिकुभुवः ११७ क्क्षेन्दवः १५१ भूधृतिः १८१ षट्खाक्षीणि. २०६ जिनाश्विनः २२४ अंगविकृतीः २३६ खाब्ध्यश्विनः २४० सायनात् खेटात् दोर्लवदिग्लव प्रमगतः अंकः असौ तदूनागतात् शेषघ्नात् दशलब्धियुक् दशहृतः स्वदिक् अंशाद्यः अपमः स्यात् ॥ १ ॥

अन्वयार्थः—चत्वारिंशत् ચાલીશ (૪૦) अशीति એંસી (૮૦) अद्रिकुभुवः ૧૧૭ क्क्षेन्दवः ૧૫૧ भूधृतिः ૧૮૧ षट्खाक्षीणि ૨૦૬ जिनाश्विनः ૨૨૪ अङ्कविकृतीः ૨૩૬ खाब्ध्यश्विनः ૨૪૦ सायनात् અયનાંશાએ સહવર્તમાન खेटात् ગ્રહ થકી दोर्लव ભુજાંશનો दिग्लव જે દશમો અંશ તેને તુલ્ય એવો प्रमगतोंकः ગતાંક હોય असौ એ જે ગતાંક तदूनागतात् તે થકી રહિત એષ્યાંક (તે વડે) शेषघ्नात् શેષાદિકને ગણેલા दशलब्धियुक् દશવડે ભાગે લીધેલી પ્રાપ્તિ યુક્ત કરવી दशहृतः દશવડે ભાગે લીધેલી स्वदिक् પોતાની દીશા ( સાયન ગ્રહના ગોલ પ્રમાણે ) ની अंशाद्यः અંશાદિક अपमः ક્રાન્તિ स्यात् થાય. ॥૧॥

**ભાવાર્થ**—૪૦, ૮૦, ૧૧૭, ૧૫૧, ૧૮૧, ૨૦૬, ૨૨૪, ૨૩૬, ૨૪૦ એવા **ક્રાંતિના અંકો** (ખંડકો) છે, ગ્રહોમાં પ્રથમ બતાવેલા **અયનાંશ** ઉમેરી તેઓને સાયન કરવા તેનો **ભુજ** કરી તેના **અંશ** કરવા. તે અંશોને ૧૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તે પ્રમાણે ક્રાંતિનો **ગતાંક** તથા **એષ્યાંક** લઇ તેના અંતરવડે શેષ **અંશાદિકને** ગુણી દશે ભાગતાં જે અંશાદિ લબ્ધિ આવે તેને ગતાંકમાં ઉમેરતાં જે થાય તેને ૧૦ વડે ભાગવાથી **અંશાદિ ક્રાન્તિ** થાય છે. તે ક્રાન્તિ **સાયન ગ્રહ** ઉત્તર કે દક્ષિણ [૧]**ગોલીય** હોય તે પ્રમાણે ઉત્તર દક્ષિણ સમજવી. ॥ ૧ ॥

---

૧ સાયનગ્રહ મેષાદિ ૭ રાશિમાં હોય તો ઉત્તર અને તુલાદિ ૭ રાશિમાં હોય તો દક્ષિણ ગોલીય સમજવો.

કાન્ત્યંક કોષ્ટક.

| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | લબ્ધાંક. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૪૦ | ૮૦ | ૧૧૭ | ૧૫૧ | ૧૮૧ | ૨૦૬ | ૨૨૪ | ૨૩૬ | ૨૪૦ | ક્રાંત્યંક. |
| ૪૦ | ૪૦ | ૩૭ | ૩૪ | ૩૦ | ૨૫ | ૧૮ | ૧૨ | ૪ | ૦ | અંતર. |

**ક્રાંતિનું ઉદાહરણ**—સૂર્ય ૨।૫।૫૪।૨૧ માં અયનાંશા ૨૨।૪૧।૧૧ ઉમેર્યા તો ૨।૨૮।૩૫।૩૨ **સાયનસૂર્ય** થયો, તેનો **ભુજ** ૨।૨૮।૩૫।૩૨ થયો, તેના અંશાદિ ૮૮।૩૫।૩૨ થયા. અંશને ૧૦ થી ભાગતાં લબ્ધિ ૮ આવી, શેષ અંશાદિ ૮।૩૫।૩૨ રહ્યા. લબ્ધિ પ્રમાણે **ગતાંક** ૨૩૬ આવ્યો તેને **એષ્યાંક** ૨૪૦ માંથી બાદ કરતાં અંતરાંક ૪ રહ્યા. તે વડે શેષ અંશાદિકને ગુણતાં ૩૪।૨૨।૮ થયા, તેને ૧૦ થી ભાગતાં ૩।૨૬।૧૨ આવ્યા તેને ગતાંક ૨૩૬ માં ઉમેરતાં ૨૩૯।૨૬।૧૨ થયાં, તેને ૧૦ થી ભાગતાં અંશાદિ ૨૩।૫૬।૩૭।૧૨ **સૂર્યની ક્રાંતિ** થઇ, તે સાયન સૂર્ય **ઉત્તર ગોલમાં** હોવાથી ઉત્તર થઇ. ॥૧॥

**सदाक्रांतिभागैर्युताज्ञस्यसिद्धाः शनिन्द्वोर्युतोनाः क्रमाद्याम्यसौम्यैः॥ विलोमंपरेषां गजांभोधिभक्ता भवेदायनं वीर्यमर्कस्य दृग्घ्नम् ॥९॥**

**अन्वयः—सदाज्ञस्यक्रांतिभागैः सिद्धाः युताः, कार्याः शनीन्द्वोः क्रांतिभागैः क्रमात् याम्यसौम्यैः (सिद्धाः) युतोनाः कार्याः, परेषां विलोमं, गजांभोधिभक्ताः, आयनंवीर्यभवेत्, ( किंविशिष्टं आयनं-वीर्यं), अर्कस्य दृग्घ्नंकार्यं, (तदा), आयनं वीर्यं भवेत् ॥९॥**

**अन्वयार्थः—सदा** નિરંતર **ज्ञस्य** બુધના **क्रान्तिभागैः** ક્રાન્ત્યાંશ વડે **सिद्धाः** ૨૪ **युताः** યુક્ત **कार्याः** કરવા. **शनीन्द्वोः** શનિ અને ચંદ્ર માના **क्रांतिभागैः** ક્રાન્ત્યંશોવડે **क्रमात्** અનુક્રમથી **याम्यसौम्यः** દક્ષિણ અને ઉત્તર ક્રાંતિવડે કરીને ( **सिद्धाः** ચોવીશ તે ) **युतोनाः** યુક્ત અને ઊન **कार्याः** કરવા. **परेषां** બીજા ( ગ્રહો ) ને **विलोमं** વિપરીત ( કરવું. **गजांभोधिभक्ताः** ૪૮ થી ભાગે લીધેલું **आयनंवीर्यं** આયન બળ હોય. ( **किंविशिष्टं** કેવું આય-વાર્ય આયન બળ ) **अर्कस्य** સૂર્યનું **दृग्घ्नंकार्यं** બમણું કરવું. ( તદા ત્યારે **आयनंवीर्यं** આયન બળ **भवेत्** હોય. ) ॥૯॥

**ભાવાર્થ—બુધની** ઉત્તર કે દક્ષિણ **ક્રાન્તિ** હોય તો પણ તેમાં

૨૪ જોડવા, **શનિ** અને **ચંદ્રની** ક્રાંતિ દક્ષિણ હોય તો તેમાં ૨૪ જોડવા, અને ઉત્તર હોય તો ૨૪ માંથી ક્રાંતિ બાદ કરવી, **બીજા ગ્રહોને** માટે ઉલટું એટલે ઉત્તર હોય તો ૨૪ જોડવા, અને દક્ષિણ હોય તો ૨૪ માંથી ક્રાંતિ બાદ કરવી. ત્યારે જે થાય, તેને ૪૮ વડે ભાગવાથી **આયન બળ** થાય છે. પણ **સૂર્યના** અયનબળને **બમણું** કરવું. ॥ ૯ ॥

**આયન બળનું ઉદાહરણ**—સૂર્યની **ક્રાંતિ** ૨૩।૫૬।૩૭।૧૨ ઉત્તર હોવાથી તેમાં ૨૪ ઉમેર્યા તો ૪૭।૫૬।૩૭।૧૨ **સિદ્ધ સંસ્કૃત ક્રાંત્યંશા** થયા, તેને ૪૮ થી ભાગતાં ૦।૫૯।૫૫।૪૬ થયા, તેને ૨ વડે ગુણવાથી ૧।૫૯।૫૧।૩૨ **સૂર્યનું અયનબળ** થયું. ॥ ૯ ॥

**मध्यस्पष्टयुतेर्दलोनितचलं चेष्टाख्यकेंद्रंकुजात् । स्यात्तच्चेद्भगणाच्च्युतं षडधिकं षडहृच्चचेष्टाबलं ॥ स्यादेकोत्तररूपमद्रिविहृतं नैसर्गिकंस्याद्बलं । मंदारज्ञसुरेज्य शुक्रशशभृत्तीक्ष्णद्युतीनां क्रमात् ॥१०॥**

**अन्वयः–मध्यस्पष्टयुतेः, दलोनितचलं, कुजात्, चेष्टाख्य केंद्रं स्यात्, तच्चेष्टाख्यकेंद्रं, षडधिकंचेत् तदा भगणात् च्युतं षड्हृत् चेष्टाबलंस्यात्, एकोत्तररूपंअद्रिविहृतं, मंदारज्ञ सुरेज्य शुक्र शशभृत् तीक्ष्णद्युतीनां, क्रमात्, नैसर्गिकं बलं स्यात् ॥१०॥**

**अन्वयार्थः—मध्यस्पष्टयुतेः** મધ્યમ અને સ્પષ્ટ ગ્રહનો જે યોગ તેના **दलोनित** અર્ધવડે કરીને રહિત **चलं** શીઘ્રોચ્ચ જે તે **कुजात्** મંગળથી **चेष्टाख्यकेंद्रंस्यात्** ચેષ્ટાકેંદ્ર હોય. **तत्चेष्टाख्यकेंद्रं** તે ચેષ્ટાખ્ય કેંદ્ર **षडधिकंचेत्** ૭ થકી અધિક હોય **तदा** ત્યારે **भगणात्** બારથી **च्युतं** પાડેલું **षडहृत** છવડે ભાગે લીધેલું **चेष्टाबलंस्यात्** ચેષ્ટાબલ હોય. **एकोत्तररूपं** એકથી ઉત્તરોત્તર રૂપને **अद्रिविहृतं** સાતથી ભાગવા તો **मंद** શનિ **आर** મંગળ **ज्ञ** બુધ **सुरेज्य** ગુરૂ **शुक्र** શુક્ર **शशभृत** ચંદ્ર **तीक्ष्णद्युतीनां** સૂર્ય અને બીજા ગ્રહોનું **क्रमात्** અનુક્રમથી **नैसर्गिकंबलं स्यात्** નૈસર્ગિકબળ થાય. ॥૧૦॥

**ભાવાર્થ**—મધ્યમ અને સ્પષ્ટ ગ્રહના [1]યોગનું અર્દ્ધ કરવું. તે ભૌમાદિ

---

૧–મધ્યમ અને સ્પષ્ટ ગ્રહનો યોગ કરતી વખતે મધ્યમ અથવા સ્પષ્ટ ગ્રહ ૧૧ રાશિનો હોય અને તેજ ગ્રહ મધ્યમ યા સ્પષ્ટ ૦ રાશિનો

ગ્રહોના અર્દ્ધને તેઓના શીઘ્રોચ્ચમાંથી બાદ કરવાં, તે ભૌમાદિ ગ્રહોનું ચેષ્ટાકેંદ્ર થાય છે, તે ચેષ્ટાકેંદ્ર ૭ થકી વધારે હોય તો બાર રાશિમાંથી ઘટાડવું તેને ²૭વડે ભાગવાથી ચેષ્ટાબળ થાય છે.

રૂપાત્મક ૧-૨-૩-૪-૫-૬-૭ને દરેકને સાતે ભાગવાથી અનુક્રમે શનિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર અને સૂર્ય તેઓનું નૈસર્ગિકબળ થાય છે. ॥૧૦॥

**भौमस्यइज्यस्यशनैश्चरस्य शीघ्रोच्चमेवं रविमध्यमस्तु ॥**
**भृगोस्तुकेंद्रंहितथाबुधस्य योगोस्तुकार्यः रविमध्यमेन ॥१॥**

**ભાવાર્થ**—મંગળ, ગુરૂ અને શનિનું શીઘ્રોચ્ચ ધ્રુષ્ટ **મધ્યમ સૂર્યજ** છે. અને શુક્ર તથા બુધનું શીઘ્રોચ્ચ તેઓના ધ્રુષ્ટ **મધ્યમ કેંદ્ર** (પ્રથમ કેન્દ્ર) માં ધ્રુષ્ટ મધ્યમ **સૂર્ય** ઉમેરવાથી થાય છે. (સૂર્ય ચંદના ચેષ્ટાકેંદ્રની અહિં જરૂર ન હોવાથી હવે પછી બતાવવામાં આવશે.)

**ચેષ્ટા બળનું ઉદાહરણ**—મધ્યમ મંગળ ૧૧।૧૬।૪૫।૧ સ્પષ્ટ મંગળ ૦-(૧૨) ૨૩।૧૧।૨૦ એ બેનો યોગ કરવાથી ૨૪।૯।૫૬।૨૧ થયા. તેનું **અર્દ્ધ** કર્યું તો ૧૨।૪।૫૮।૧૦ થયા. તેને મંગળના **શીઘ્રોચ્ચ** ૨।૫।૨૭।૩૩ માંથી બાદ કરતાં ૨।૦।૨૯।૨૩ રહ્યા, તે મંગળનું **ચેષ્ટાકેંદ્ર** થયું, તેને ૭થી ભાગતાં ૦।૨૦।૯।૪૭ મંગળનું ચેષ્ટાબળ થયું. ॥ ૧ ॥

**નૈસર્ગિક બળનું ઉદાહરણ**—રૂપાત્મક ૭ ને ૭ થી ભાગવાથી સૂર્યનું **નૈસર્ગિક બળ** ૧-૦-૦-૦ આવ્યું.

☞ આ નૈસર્ગિક બળનું ચક્ર દરેકની જન્મ પત્રિકામાં સરખુંજ રહે છે.

**નૈસર્ગિક બળ ચક્ર.**

| સ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૫૧ | ૧૭ | ૨૫ | ૩૪ | ૪૨ | ૮ |
| ૦ | ૨૫ | ૮ | ૪૨ | ૧૭ | ૫૧ | ૩૪ |
| ૦ | ૪૨ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૧૭ |
| ૦ | ૫૧ | ૧૭ | ૨૫ | ૩૪ | ૪૨ | ૮ |

---

૦ હોય તો તેના યોગમાં ૦ ને બદલે ૧૨ રાશિ લઇ યોગ કરવો, અને અર્દ્ધ કરતાં ૧૨ રાશિ આવે તો તેજ રહેવા દેવી પણ તેને બદલે ૦ કરવું નહિ.

² ૭એ ભાગવાની રીત પાના ૪૩૮ માં છે.

युद्धेबाणवियोगहृत् खचरयोवी र्यैक्ययोरन्तरं । स्वंसौम्यस्थवलेक्षयंच यमदिक् संस्थस्यकुर्याद्वले ॥ सदृदृष्ट्यङ्घ्रियुगुग्र दृष्टिचरणोनंखेट वोर्यंभवेत् । भावानांबलमीशजं चनृचतुष्पादाख्यकीटांबुजाः ॥११॥

अन्वयः—युद्धे खचरयोः, वीर्यैक्ययोः, अन्तरं, बाण वियोगहृद् कार्यं, सौम्यस्थ बले स्वं कुर्यात्, यमदिक् संस्थस्यबलेक्षयं कुर्यात्, सद्दृष्ट्यंघ्रियुक्, उग्र दृष्टिचरणोनं, खेटवीर्यं भवेत्. भावानांबलं ईशजं, नृचतुष्पादाख्यकीटांबुजाः ॥११॥

**अन्वयार्थः—युद्धे** યુદ્ધ બળ હોય તો **खचरयोः** બે ગ્રહોના **वीर्यैक्ययोः** સર્વ બળનું **अन्तरं** અંતર **बाणवियोगहृत्** શરના અંતરવડે ભાગે લીધું એવું **कार्यं** કરવું **सौम्यस्थबले** ઉત્તરમાં રહેલા ગ્રહના ચેષ્ટા બળને વિશે **स्वं** ધન **कुर्यात्** કરવું **यमदिक्संस्थस्य** દક્ષિણ દિશાને વિશે રહેલા ગ્રહના **बले** ચેષ્ટાબળને વિશે **क्षयं** રૂણ **कुर्यात्** કરવું. **सद्दृष्ट्यंघ्रियुक्** શુભ ગ્રહની દૃષ્ટિનો ચતુર્થાંશ યુકત કરવો. **उग्रदृष्टिचरणोनं** પાપગ્રહની દૃષ્ટિનો ચતુર્થાંશ રહિત કરવો તે **खेटवीर्यं** ગ્રહોનું બળ **भवेत्** હોય. **भावानां** ભાવોનું **बलं** બળ **ईशजं** સ્વામીથી ઉત્પન્ન થયેલું, **नृ** મનુષ્ય રાશિ **चतुष्पादाख्य** ચતુષ્પદ નામવાળી રાશિ **कीट** કીટ રાશિ **अम्बुजः** જલચર રાશિ જે તે. ॥૧૧॥

**ભાવાર્થ—યુદ્ધબળ** હોય તો જે બે ગ્રહો યુદ્ધ કરનાર છે, તે બે ગ્રહોના [1]સર્વબળનું [2]અંતર કરવું, ને અંતરને તે બે ગ્રહોના શરના અંતર વડે ભાગવું. જે આવે તેને **રૂપાત્મક** માનીને જે ગ્રહ [3]ઉત્તરમાં છે, તેના **ચેષ્ટાબળ**માં જોડવું, ને દક્ષિણમાં હોય તેના **ચેષ્ટાબળમાંથી** કાઢી નાંખવું. તો તે યુદ્ધ કરનારા ગ્રહોનું **સ્પષ્ટ ચેષ્ટાબળ** થાય છે. શુભ ગ્રહની દૃષ્ટિના ઐકયનો **ચતુર્થાંશ** કરવો. તેને **ધન** જાણવો, અને પાપગ્રહની દૃષ્ટિના ઐકયના

---

૧–સર્વબળનું એટલે–સ્થાનબળ, દિગ્બળ, કાળબળ, ચેષ્ટાબળ અને નૈસર્ગિક બળના ઐક્યનું. ૨–બે ગ્રહોના શર એક દિશાના અથવા જુદી જુદી દિશાના હોય તોપણ અંતરજ કરવું. ૩–જો બે ગ્રહ એક દિશાના હોય તો જેનો શર ઓછો છે તેને જુદી દિશાનો ધારવો.

ચતુર્થાંશને ઋણ જાણવો. તે બેનું અંતર કરવું, તો તે ધનર્ણરૂપ દગ્બળ થાય છે, તે દગ્બળને ધન ચતુર્થાંશ વધારે હોય તો અંતર ધન અને ઋણ ચતુર્થાંશ વધારે હોય તો ઋણ સમજવું, સ્પષ્ટભાવની જે રાશિ તેના સ્વામીનું જે ષડ્બલૈક્ય તે, તે **ભાવના સ્વામીનું બળ** જાણવું. **મનુષ્ય, ચતુષ્પદ, કીટ અને જલચર** રાશિઓ.[1] ॥૧૧॥

**दिवसकरेणास्तमयः समागमः शीतरश्मि सहितानां ॥**
**कुसुतादिनां युद्धं निगद्यतेऽन्योन्य युक्तानाम् ॥१॥**

**ભાવાર્થ**—જે ગ્રહો સૂર્યના ભેગા હોય તે **અસ્તના** કહેવાય, ને ચંદ્રના ભેગા ભૌમાદિ ગ્રહો હોય તો તે ગ્રહોનો **સમાગમ** થયો કહેવાય, અને ભૌમાદિક પાંચ ગ્રહોમાંથી ગમે તે બે ગ્રહોનાં રાશિ અંશ કળા વિકળા સરખાં હોય તો તે બે ગ્રહોનું **યુદ્ધ** કહેવાય છે. ॥૧॥

**खाम्बुधयः खयमाः खभुजङ्गाः खाङ्गमिताः खदशक्रमशः स्युः ॥**
**पातलवाः कुसुताद्बुधभृग्वोर्मध्यम चञ्चलकेन्द्रविहीनाः ॥१॥**

**अन्वयः—खाम्बुधयः, खयमाः, खभुजङ्गाः, खाङ्गमिताः, खदश, (एते), क्रमशः, कुसुतात्, पातलवाः, स्युः, बुधभृग्वोः, मध्यम चञ्चलकेन्द्रविहीनाः, ( स्युः ) ॥१॥**

**अन्वयार्थः—खाम्बुधयः**, ૪૦ **खयमाः**, ૨૦ **खभुजङ्गाः**, ૮૦ **खाङ्गमिताः**, ૬૦ **खदश**, ૧૦૦ ( **एते** એ ) **क्रमशः**, અનુક્રમે **कुसुतात्**, મંગળથી **पातलवाः स्युः** પાતાંશ હોય. **बुधभृग्वोः**, બુધ અને શુક્રના **मध्यमचञ्चलकेन्द्रविहीनाः**, (**स्युः**) મધ્યમ શીઘ્રકેન્દ્રે રહિત કરેલા હોય.

**ભાવાર્થ**—૪૦, ૨૦, ૮૦, ૬૦, ૧૦૦ એ મંગળથી અનુક્રમે ગ્રહોના પાતાંશ થાય છે, પણ બુધ અને શુક્રના પાતાંશમાંથી તેઓનાં દ્દષ્ટિ-મધ્યમશીઘ્રકેંદ્ર બાદ કરવાથી બુધ અને શુક્રના સ્પષ્ટ પાતાંશ થાય છે. જો કે અહિં યુદ્ધબળનો સંભવ નથી તોપણ સમજણ પડવા માટે યુદ્ધ-બળની રીત મુકી છે.

---

૧—આ શ્લોકનો સંબંધ ૧૨ મા શ્લોક સાથે છે.

**ભૌમાદિગ્રહોના રાશ્યાદિ પાતાંશ.**

| મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહોનાં નામ. | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૨ | ૨ | ૩ | રાશિ. | પાતાંશ અથવા સંપાતાંશ. |
| ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૧૦ | અંશ. | |

**બુધ તથા શુક્રના સ્પષ્ટ પાતાંશો બનાવવાનું ઉદાહરણ**—બુધના પાતાંશ રાશ્યાદિ ૦।૨૦।૦।૦ માંથી બુધનું છઠ્ઠ મધ્યમ શીઘ્ર (એટલે પ્રથમ શીઘ્ર) કેંદ્ર ૭।૧૩।૫૦।૧૪ બાદ કરવાથી **બુધના સ્પષ્ટ પાતાંશ** રાશ્યાદિ ૫।૬।૯।૪૬ થયા. શુક્રના પાતાંશ રાશ્યાદિ ૨।૦।૦।૦ માંથી શુક્રનું છઠ્ઠ મધ્યમકેંદ્ર ૧૦।૨।૧।૧૪ બાદ કરવાથી રાશ્યાદિ ૩।૨૭।૫૮।૪૬ **શુક્રના સ્પષ્ટ પાતાંશ** થયા. ।।૧।।

**कुद्वित्र्यब्धियुगाश्विनो दलचयश्चेत्षड्भपुष्टं चलं केन्द्रं चक्रविशुद्धमस्य भमितार्धैक्यं लवघ्नागतात् ॥ त्रिंशल्लब्धयुतं कुजात्कुयमलाब्धीन्द्वद्रिभक्तं क्रमात् तद्धीना धृतिरिष्विलागुणभुवो गोब्जा इना द्राक्श्रुतिः ॥ २ ॥**

**अन्वयः—कुद्वित्र्यब्धियुगाश्विनः, दलचयः, ( स्यात् ), चलम्, केन्द्रम्, षड्भपुष्टम्, चेत्, ( तदा ), चक्रविशुद्धम्, ( कार्य्यम् ); अस्य, भमितार्द्धैक्यम्, लवघ्नागतात्, त्रिंशल्लब्धयुतम्, ( कार्य्यम् ); ( ततः ), कुजात्, कुयमलाब्धीन्द्वद्रिभक्तम्, ( कार्य्यम् ); ( तदा, यत्, फलम्, तद्धीनाः ), क्रमात्, धृतिः, इष्विलाः, गुणभुवः, गोब्जाः, इनाः, द्राक्श्रुतिः, ( स्यात् ), ॥ २ ॥**

**अन्वयार्थः**—**कु** १ **द्वि** २ **त्रि** ३ **अब्धि** ४ **युग** ४ **अश्विन** २ **दलचयः (स्यात्)** ખંડ હોય. **चलंकेन्द्रं** શીઘ્રકેંદ્ર તે **षड्भपुष्टंचेत् (तदा)** ૭ રાશિથી વધારે હોય ત્યારે **चक्रविशुद्धं (कार्यम्)** બાર રાશિમાંથી બાદ કરવા; **अस्य** એનું **भमितार्द्धैक्यम्** રાશિના તુલ્ય ખંડોનું ઐક્ય **लवघ्नागतात्**, અંશવડે ગણેલા શેષ ખંડકથી **त्रिंशल्लब्धयुतं (कार्यम्)** ત્રીશે ભાગેલું લબ્ધયુક્ત કરવું **( ततः )** ત્યાર પછી **कुजात्** મંગળથી **कु** १ **यमल** २ **अब्धि** ४ **इन्दु** १ **अद्रि** ७ તેણે **भक्तं (कार्यम्)** ભાગવા. **( तदा यत्फलं)** ત્યારે જે ફળ **तद्धीनाः** તેણે રહિત કરેલા **क्रमात्**

અનુક્રમથી **धृतिः** ૧૮ **इष्विलाः** ૧૫ **गुणभुवः** ૧૩ **गोब्जाः** ૧૯ **इनाः** ૧૨ **द्राक्श्रुतिः ( स्यात् )** શીઘ્રકર્ણ હોય. ॥૨॥

**ભાવાર્થ**—૧-૨-૩-૪-૪-૨ એ ખંડ છે. ભૌમાદિ ગ્રહોનું **શીઘ્રકર્ણ** લાવવા માટે તેમનું દ્વિતીય શીઘ્રકેન્દ્ર ૭ રાશિથી વધારે હોય તો ૧૨ રાશિમાંથી બાદ કરવાથી જે રાશિ રહે તેટલા ખંડોનો યોગ કરવો, તે પછીના ખંડકથી શેષ અંશાદિને ગુણવા અને તેઓને ૩૦ વડે ભાગવાથી જે આવે તે ખંડોના સરવાળામાં ઉમેરવું ત્યારે જે થાય તે મંગળનું હોય તો તેને ૧ થી, બુધનું હોય તો ૨ થી, ગુરૂનું હોય તો ૪ થી, શુક્રનું હોય તો ૧ થી, અને શનિનું હોય તો તેને ૭ થી ભાગવા, ભાગતાં જે લબ્ધિ આવે તે મંગળની હોય તો તેને ૧૮ માંથી, બુધની હોય તો ૧૫ માંથી, ગુરૂની હોય તો ૧૩ માંથી, શુક્રની હોય તો ૧૯ માંથી, અને શનિની હોય તો તેને ૧૨ માંથી બાદ કરવાથી ભૌમાદિગ્રહોનાં **શીઘ્રકર્ણ** થાય છે. ॥૨॥

॥ આ ખંડાંકોનું કોષ્ટક છે ॥

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | રાશિ સંખ્યા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૨ | શીઘ્રાંક. ખંડકો |

॥ આ શીઘ્રકર્ણાંકોનું કોષ્ટક છે ॥

| મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહો. |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૧ | ૭ | ભાજ્યાંક. |
| ૧૮ | ૧૫ | ૧૩ | ૧૯ | ૧૨ | શીઘ્રકર્ણાંક. |

**શીઘ્રકર્ણનું ઉદાહરણ**--બુધનું દ્વિતીય શીઘ્રકેન્દ્ર ૭।૧૧।૫૯।૮ તે ૭ રાશિ કરતાં વધારે હોવાથી ૧૨ રાશિમાંથી બાદ કર્યું તો ૪।૧૭।૦।૫૨ થયા. તેની રાશિ ૪ પ્રમાણે ચાર ખંડોનો યોગ કર્યો તો ૧૦ થયો, શેષ અંશાદિકને પછીના ખંડક ૪ વડે ગુણ્યા તો ૬૮।૩।૨૮ થયા, તેને ત્રીશે ભાગવાથી ૨।૧૬।૬ થયા તેને ખંડોના યોગ ૧૦ માં ઉમેરવાથી ૧૨।૧૬।૬ થયા, તેને બુધના **ભાજ્યાંશ** ૨ થી ભાગ્યા તો ૬।૮।૩ આવ્યા, તેને બુધના **શીઘ્રકર્ણાંક** ૧૫ માંથી બાદ કરતાં ૮।૫૧।૫૭ બુધનો **શીઘ્રકર્ણ** થયો.

**मन्दस्पष्टखगात्स्वपातरहितात्क्रांत्यंशकाः केवलात्कर्णाप्तास्त्रियमाहता अथ गुरोश्चेल्लोचनाप्ताः पुनः ॥ स्वाङ्कैर्युना अस्रजो [illegible]ला।देकशरः पातोनदिक्स्यादसौ त्रिघ्नः स्यात्कलिकादिकः स्फुटतरस्तत्संस्कृत श्चापमः ॥३॥**

अन्वयः–स्वपातरहितात्, मन्दस्पष्टखगात्, केवलात्, क्रान्त्यंशकाः (साध्याः), (ते), त्रियमाहताः, (ततः), कर्णाप्ताः, (कार्य्याः), अथ, गुरोः, चेत्, (तर्हि), लोचनाप्ताः, (कार्य्याः), असृजः, (चेत्), तर्हि, द्व्याप्ताः, पुनः स्वाङ्घ्र्यूनाः, (सन्तः) पातोनदिक्, अङ्गुलादिकशरः, स्यात्, असौ, त्रिघ्नः, कलिकादिकः, (स्यात्), तत्संस्कृतः, च अपमः, स्फुटतरः, (भवति) ॥३॥

**अन्वयार्थ—स्वपातरहितात्** પોતાના પાતાંશે રહિત **मंदस्पष्टखगात्** મંદસ્પષ્ટ ગ્રહ થકી **केवलात्** કેવળ **क्रान्त्यंशकाः** ક્રાન્તિના અંશાદિક તે ( **साध्याः** ) સાધવા; (**ते**) તે **त्रियमाहताः** તેવીશે ૨૩ ગુણેલા (**ततः**) તે થકી, **कर्णाप्ताः** શીઘ્રકર્ણ વડે ભાગેલા ( **कार्य्याः** ) કરવા. **अथ** ત્યાર પછી **गुरोः चेत्** ગુરૂના (શર કરવા) હોય (**तर्हि**) ત્યારે **लोचनाप्ताः** બેવડે ભાગે લીધેલા ( **कार्य्याः** ) કરવા, **असृजः** ( **चेत्** ) મંગળના હોય **तर्हि** ત્યારે **द्व्याप्ताः** ) બે વડે ભાગેલા **पुनः** ફરીથી **स्वांघ्र्यूनाः** ( **सन्तः** ) પોતાના ચતુર્થાંશે રહિત કરે સતે **पातोनदिक्** પાતે રહિત ગ્રહની દિશાનો **अङ्गुलादिकशरः** અંગુલાદિશર **स्यात्** હોય; **असौ** એ શરો તે **त्रिघ्न** ત્રણથી ગુણેલા **कलिकादिकः स्यात्** કળાદિક થાય **च** અને **तत्संस्कृतः** તેથી સંસ્કાર કરેલી **अपमः** ક્રાન્તિઃ તે **स्फुटतरः** સ્પષ્ટ ( **भवति** ) થાય છે. ॥૩॥

**ભાવાર્થ**—જે ગ્રહનો શર લાવવો હોય તે ગ્રહ **મંદસ્પષ્ટ** લેવો **અને** તેમાંથી તેનોજ **પાતાંશ** બાદ કરવો તે **પાતોનગ્રહ** થાય છે, પછી તેમાં અયનાંશ ઉમેર્યા સિવાય આગળ કહ્યા પ્રમાણે ક્રાન્તિ[1] લાવવી, તે **અંશાદિ** ક્રાન્તિને તેવીશ (૨૩) થી ગુણી પોતાના **શીઘ્રકર્ણથી** ભાગવી તો **અંગુલાદિ શર** થાય છે, તે શર **પાતોનગ્રહ** ઉત્તરગોલીય હોય તો ઉત્તર, ને દક્ષિણગોલીય હોય તો દક્ષિણ થાય છે, જ્યારે **ગુરૂનો શર** કરવો હોય તો તેના આવેલા **શરને** બે વડે ભાગવાથી, અને **મંગળનો** શર લાવવો હોય તો તેના આવેલા શરમાંથી **તેનોજ** ચતુર્થાંશ બાદ કરવાથી તેઓના અંગુલાદિ સ્પષ્ટ શરો થાય છે; પણ જો મંગળનો શીઘ્રકર્ણ ૧૧ અંશથી ઓછો હોય તો શીઘ્રકર્ણથી ભાગેલા ફળને બેથી ભાગી, ભાગેલા ફળમાંથી તેનોજ ચતુર્થાંશ બાદ કરવાથી મંગળનો અંગુલાદિ **સ્પષ્ટશર** આવે છે. તે અંગુલાદિ શરોને ૩ થી ગુણીએ તો **કળાદિ શરો થાય છે, સાયનગ્રહ** ઉપરથી ક્રાન્તિ લાવીને

૧–ક્રાન્તિ કરવાની રીત પાના ૪૫૦ માં છે.

તેમાં કળાદિ શરનો સંસ્કાર કરવાથી સ્પષ્ટ[1] ક્રાન્તિ થાય છે ॥ ૩ ॥

**શરનું ઉદાહરણ—**મંદસ્પષ્ટ બુધ ૨।૭।૧૮।૩૯ માંથી તેનો પાતાંશ ૫।૬।૯।૪૬ બાદ કરવાથી ૯।૧।૮।૫૩ **પાતોન બુધ** થયો, તેનો ભુજ ૨।૨૮।૫૧।૭ થયો, તેના અંશાદિ ૮૮।૫૧।૭ થયા, **અંશોને** ૧૦ થી ભાગ્યા તો **લબ્ધિ** ૮ આવી તે પ્રમાણે ક્રાન્તિનો **ગતાંક** ૨૩૬ ને **એષ્યાંક** ૨૪૦ એ બેનું અંતર કર્યું તો ૪ થયા તે અંતરવડે શેષ અંશાદિ ૮।૫૧।૭ ને ગુણ્યા તો ૩૫।૨૪।૨૮ થયા તેને ૧૦ થી ભાગ્યા તો ૩।૩૨।૨૬ થયા. તેને **ગતાંક** ૨૩૬ માં ઉમેર્યા તો ૨૩૯।૩૨।૨૬ થયા. તેને ૧૦ થી ભાગતાં ૨૩।૫૭।૧૪ **બુધની અંશાદિ ક્રાન્તિ** થઈ, તેને ૨૩ થી ગુણ્યા તો ૫૫૦।૫૬।૨૨ થયા. તેની વિકળાઓ ૧૯૮૭૩૮૨ થઇ તેને બુધના **શીઘ્ર-કર્ણ** ૮।૫૧।૫૭ ની વિકળાઓ ૩૧૯૧૭ થી ભાગ્યા તો ૬૨।૮।૩૦ બુધનો અંગુલાદિ શર થયો, તેને ત્રણવડે ગુણ્યા તો ૧૮૬।૨૫।૩૦ બુધનો કળાદિ સ્પષ્ટ શર થયો, તે **પાતોન બુધ** દક્ષિણ ગોલનો હોવાથી **દક્ષિણ** થયો.

**યુદ્ધબળનું કલ્પિત ઉદાહરણ**--સ્પષ્ટ મંગળ ૪।૧૨।૫।૩૯ છે તેમજ સ્પષ્ટ **શનિ** ૪।૧૨।૫।૩૯ છે એ બે ગ્રહોના રાશિ, અંશ. કળા વિકળા સરખાં છે તેથી આ બે ગ્રહોનું યુદ્ધ થશે. માટે મંગળનું સર્વ બલૈક્ય ૫।૨૮।૪૫।૩૪ તેમજ શનિનું સર્વ બલૈક્ય ૬।૫।૪૫।૩૭ એ બેનું અંતર કર્યું તો ૦।૭।૦।૩ થયું, મંગળનો કળાદિ શર **૧૧।૨ ઉત્તર** છે, તથા શનિનો કળાદિ શર ૨૮।૨ **દક્ષિણ** છે. એ બન્નેનું અંતર ૮૪।૦ થયું. તેને ત્રણ વખત ૬૦ થી ગુણવા ( ઉતારવા )થી ૧૮૧૪૪૦૦૦ થયા, તેનાથી સર્વ બલૈક્યના અંતરને ત્રણ વખત સાઠે ગુણેલા ૨૫૨૦૩ ને ભાગ્યા તો ૦।૦।૫।૦ **રૂપાત્મક યુદ્ધ-બળ** થયું. તે મંગળ **ઉત્તરમાં** છે, માટે તેના આયનબળ ચેષ્ટાબળયોગે **સ્પષ્ટ ચેષ્ટાબળમાં** જોડવું, અને શનિ દક્ષિણમાં છે તેથી તેના સ્પષ્ટ ચેષ્ટા-બળમાંથી બાદ કરવું તો યુદ્ધ કર્તા ગ્રહોનાં **સ્પષ્ટ ચેષ્ટાબળ** થાય છે.

**દૃગ્બળનું ઉદાહરણ**--આ ઉદાહરણમાં **શુભગ્રહો** ચંદ્ર, ગુરૂ અને શુક્ર છે તેનું **ગ્રહો પરિદૃષ્ટિમાં સૂર્યોપરિ** દૃષ્ટિનું **ઐક્ય** ૦।૫૫।૧।૨ છે, તેને ચારે ભાગવાથી ૦।૧૩।૪૫।૧૫ **ધન** થયું, અને **પાપગ્રહો** સૂર્ય મંગળ, બુધ, તથા શનિનું ઐક્ય ૦।૬।૨૧।૩૦ છે, તેને ચારે ભાગવાથી ૦।૧।૩૫।૨૨ **ઋણ** થયું, એ બન્નેનું અંતર કરવાથી ૦।૧૨।૯।૫૩ સૂર્યનું **ધનરૂપ દૃગ્બળ** ધન ચતુર્થાંશ વધારે હોવાથી **ધન** થયું.

---

૧-આ સ્પષ્ટ ક્રાંતિની અહિં કેશવીમાં જરૂર નથી.

**चेष्टाख्यकेन्द्रोद्भवमायनंच युद्धंत्रिधाचैष्टिक वीर्यमाहुः ॥**
**नैसर्गिकंत्वेकविधंबलानां षण्णांयुतेषड्बलमाहुरार्याः ॥१॥**

**ભાવાર્થ**—ચેષ્ટાખ્યકેન્દ્રથી ઉત્પન્ન થયેલું ચેષ્ટાબળ, અયનબળ, અને યુદ્ધબળ એ ત્રણે બળોનો યોગ કરવાથી સ્પષ્ટ ચેષ્ટાબળ થાય છે, નૈસર્ગિક બળ એક પ્રકારનું છે. પહેલું સ્થાનબળ, બીજું કાળબળ, ત્રીજું દિગ્બળ, ચોથું ચેષ્ટાબળ, પાંચમું નૈસર્ગિકબળ અને છઠ્ઠું દગ્બળ આ છ બળોનો યોગ કરવાથી **ષડ્બલૈક્ય** થાય છે. ॥૧॥

**ષડબલૈક્યનું ઉદાહરણ**--સૂર્યનું સ્થાનબળ ૩।૩૭।૩૬।૫૩, કાળબળ ૦।૨૧।૪૫।૧૮ દિગ્બળ ૦।૩।૧૧।૧૯ આયનબળચેષ્ટાબળયોગેસ્પષ્ટચેષ્ટાબળ ૧।૫૯।૫૧।૩૨ **ધનર્ણ**રૂપ દગ્બલ ૦।૧૨।૯।૫૩ ધન, નૈસર્ગિકબળ ૧।૦।૦।૦ આ છ બળોનો યોગ કરવાથી સૂર્યનું **ષડ્બલૈક્ય** ૭।૧૪।૩૪।૫૫ થયું; એ રીતે દરેક ગ્રહોનું કરવું.

**ભાવોના સ્વામીબળનું ઉદાહરણ**--પહેલા ભાવનો સ્વામી ગુરૂ તેનું ષડ્બલૈક્ય ૬।૨૭।૫૫।૩૧ છે જેથી પહેલા ભાવનું સ્વામીબળ ૬।૨૭।૫૫।૩૧ થયું

**मेषवृषधन्विसिंहा श्चतुष्पदामकरपूर्वभागश्च ।**
**कीटः कर्कटराशिः सरिसृपो वृश्चिकः कथितः ॥**
**मकरस्यपश्चिमार्द्धं ज्ञेयोमीनश्चजलचराख्यातः**
**मिथुनतुलाघटकन्याद्विपदाख्याः धन्विपूर्वभागश्च ॥१॥**

**ભાવાર્થ**—મેષ, વૃષભ, ધન ૧૫ અંશ પછી, સિંહ, અને મકર રાશિ ૧૫ અંશ સુધી એઓની **ચતુષ્પદ** સંજ્ઞા જાણવી; કર્કરાશિ[1] **કીટ** છે; વૃશ્ચિક રાશિ **સરીસૃપ** (કીટ) છે; મકર રાશિ ૧૫ અંશ પછી તથા મીનની **જલચર** સંજ્ઞા છે; (મિથુન, તુલા, કુંભ, કન્યા, અને ધન રાશિ ૧૫ અંશ સુધી એઓની **દ્વિપદ** (મનુષ્ય) સંજ્ઞા છે. ॥૧॥૧૧॥

**जायांबाधखभोनिताः खलुततो दिग्वीर्यवन्तःयुतं । सदृष्टचर्यंघ्रियुगु-**
**ग्रहदृष्टिचरणोर्नं ह्यज्यदृग्युक्पुनः ॥ व्यर्केन्दुस्त्रिभयुक्तसायनरवि श्चे-**

---

૧-પ્રૌઢ મનોરમાની ટીકામાં કર્ક રાશિને જલચર રાશિ કહેલી છે.

ष्टाख्यकेन्द्रेतयोर्गोकष्टेष्ट विधौबलेकुरुततः प्रागवन्नवीर्यायते ॥१२॥

अन्वयः—जायांबाद्यखभोनिताः ततः दिग्वीर्यवत् यत् तद्युतं तत् भावानां दिग्वीर्यंभवेत् सदृदृष्ट्यंघ्रियुक् उग्रदृष्टिचरणोनं, पुनः ज्ञेज्यदृक् युक् कार्यः व्यर्केन्दुः त्रिभयुक्त सायनरविः तयोः चेष्टाख्यकेंद्रेस्तः तच्चेष्टाख्यकेन्द्रं गोकष्टेष्टविधौबले कुरु ततः प्रागवत् वीर्यायते न ॥१२॥

**अन्वयार्थः**—**जाया** સાતમો ભાવ **अंबा** ચોથો ભાવ **आद्य** પહેલો ભાવ **ख** **भ** દશમો ભાવ તેઓવડે **उनिताः** રહિત. એવી **ततः** તે થકી **दिग्वीर्यवत्** દિગ્બલની પેઠે **यत्** જે બલ **तत्** તે બળ **युक्तं** યુક્ત કરવું **तत्** તે **भावानां** ભાવોનું **दिग्वीर्यं** દિગ્બળ **भवेत्** હોય, **सदृदृष्ट्यंघ्रियुक्** શુભ ગ્રહની, દૃષ્ટિનો ચતુર્થાંશ યુક્ત કરવો **उग्रदृष्टि चरणोनं** પાપ ગ્રહની દૃષ્ટિનો ચતુર્થાંશ રહિત કરવો **पुनः** ફરીને **ज्ञेज्यदृक्** બુધ અને ગુરુની દૃષ્ટિ **युक्** યુક્ત કરવી **व्यर्केन्दुः** જેમાંથી સૂર્ય ગયો છે એવો ચંદ્ર **त्रिभयुक्त** **सायनरविः** ત્રણ રાશિએ યુક્ત અને અયનાંશાએ સહવર્ત્તમાન સ્પષ્ટ સૂર્ય **तयोः** તે બે (**चंद्रसूर्ययोः** ચંદ્ર અને સૂર્ય ) નું **चेष्टाख्यकेंद्रे** **स्तः** ચેષ્ટાખ્યકેન્દ્ર હોય **तच्चेष्टाख्यकेन्द्रं** તે ચેષ્ટાખ્યકેન્દ્ર **गो** ઉચ્ચ રશ્મિ અને ચેષ્ટા રશ્મિ **कष्ट** કષ્ટ **इष्ट** ઇષ્ટ **विधौबले** બલને વિશે **कुरु** કરવાં **ततः** તેથી **प्राग्वत्** પ્રથમની પેઠે **वीर्यायतेन** ષડ્બલમાં ન લેવાં. ॥૧૨॥

**ભાવાર્થ**—તે (પૂર્વે બતાવેલી મનુષ્યાદિ રાશિઓ) જે[1] ભાવમાં પડેલી હોય તે ભાવમાંથી અનુક્રમે સાતમો, ચોથો, પહેલો અને દશમો ભાવ કાઢી નાંખવો જે રહે તેથી દિગ્બળની[2] રીતે બળ લાવવું તો તે, **ભાવોનું દિગ્બળ** થાય છે, ભાવોપરિ શુભદૃષ્ટિના ઐક્યનો ચતુર્થાંશ તે **શુભદૃષ્ટે ચતુર્થાંશો ધન**, થાય, અને પાપ ગ્રહની દૃષ્ટિના ઐક્યનો ચતુર્થાંશ તે **પાપ દૃષ્ટે ચતુર્થાંશો ઋણ** થાય, ધન અને ઋણ ચતુર્થાંશનું અંતર કરવાથી **ધનર્ણરૂપ દૃગ્બળ** જો ધન ચતુર્થાંશ વધારે હોય તો

---

૧–અર્થાત્ મનુષ્ય રાશિના ભાવમાંથી સાતમો ભાવ, ચતુષ્પદ રાશિના ભાવમાંથી ચોથો ભાવ, કીટ રાશિના ભાવમાંથી પહેલો ભાવ, અને જળચળ રાશિના ભાવમાંથી દશમો ભાવ બાદ કરવો.

૨–દિગ્બળની રીત પાના ૧૪૪ માં છે.

**ધન** અને ઋણ ચતુર્થાંશ વધારે હોય તો **ઋણ** થાય છે, ભાવોપરિ બુધ અને ગુરૂની દૃષ્ટિનો યોગ કરવો તો તે **જીવજ્ઞ દૃષ્ટિયોગ** થાય છે, તેમાં ધનર્ણરૂપ દૃગ્બળ ધન હોય, તો ઉમેરવું. **અને ઋણ** હોય, તો કાઢી નાંખવું. તો તે **જીવજ્ઞ દૃષ્ટિ સંસ્કૃત ધનર્ણરૂપ દૃગ્બળ** થાય છે, એ રીતે કરેલાં ભાવોનો **સ્વામીબળ, દિગ્બળ** અને **જીવજ્ઞ દૃષ્ટિ સંસ્કૃત ધનર્ણરૂપ દૃગ્બળ** એ ત્રણે બળનો યોગ કરવાથી ભાવોનું **સ્પષ્ટ (સ્ફુટ) બળ** થાય છે. પ્રથમ સૂર્ય ચંદ્રના ચેષ્ટાકેન્દ્રનો ઉપયોગ ન હોવાથી બતાવ્યું નથી, માટે અહિ બતાવવામાં આવે છે. સ્પષ્ટ ચંદ્રમાંથી સ્પષ્ટ સૂર્યને બાદ કરવાથી **ચંદ્રનું,** અને સ્પષ્ટ સૂર્યમાં અયનાંશા તથા ત્રણ રાશિ જોડવાથી **સૂર્યનું સ્પષ્ટ ચેષ્ટાકેન્દ્ર** થાય છે. આ ચંદ્ર સૂર્યના ચેષ્ટાકેન્દ્રનો **ષડ્બલમાં** ઉપયોગ કરવો નહિ પણ ઉચ્ચરશ્મિ, ચેષ્ટારશ્મિ અને ગ્રહોના કષ્ટ તથા ઇષ્ટ બળમાં ઉપયોગ કરવો. ॥૧૨॥

**ભાવોના દિગ્બળનું ઉદાહરણ**—પહેલો ભાવ રાશ્યાદિ ૧૧।૧૯।૬।૩૬ છે. તે મીન રાશિ **જલચર** હોવાથી તેમાંથી **દશમો ભાવ** રાશ્યાદિ ૮।૧૫।૨૮।૨૦ બાદ કરતાં ૩।૩।૩૮।૧૬ થયા, તેને **દિગ્બળની** પેઠે છએ ભાગવાથી ૦।૩૧।૧૨।૪૫ પહેલા ભાવનું **દિગ્બળ** થયું; એ રીતે દરેક ભાવોનું દિગ્બળ કરવું.

**જીવજ્ઞ દૃષ્ટિ સંસ્કૃત ભાવોનાં દૃગ્બળનું ઉદાહરણ—પહેલા** ભાવ ઉપર **શુભ ગ્રહ**ની દૃષ્ટિનું ઐક્ય ૦।૪૮।૧૨।૧૯ છે, તેને ચારે **ભાગવાથી** ૦।૧૨।૩।૪ શુભ દ્રષ્ટે ચતુર્થાંશો **ધન થયું,** ને પાપ ગ્રહની દૃષ્ટિનું **ઐક્ય** ૦।૮।૨૩।૫૨ છે, તેને ચારે ભાગવાથી ૦।૨।૫।૫૮ પાપદ્રષ્ટે ચતુર્થાંશો ઋણ થયું. એ બન્નેનું અંતર કરવાથી ૦।૯।૫૭।૬ **ધનર્ણરૂપ દૃગ્બળ** ( ધનચતુર્થાંશ વધારે હોવાથી ) **ધન થયું** તેમાં **બુધ** અને **ગુરૂની** દૃષ્ટિનું ઐક્ય ૦।૧૪।૪૭।૨૪ ઉમેરવાથી ૦।૨૪।૪૪।૩૦ **જીવજ્ઞ દૃષ્ટિ સંસ્કૃત** પહેલા ભાવનું **દૃગ્બળ** થયું.

**ભાવોના સ્પષ્ટબળનું ઉદાહરણ**—પહેલા ભાવના સ્વામીનું બળ ૬।૨૭।૫૫।૩૨, દિગ્બળ ૦।૩૧।૧૨।૪૫, **અને** જીવજ્ઞ દૃષ્ટિ સંસ્કૃત દૃગ્બળ ૦।૨૪।૪૪।૩૦, એ ત્રણેનો યોગ કરવાથી પહેલા ભાવનું **સ્પષ્ટબળ** ૭।૨૩।૫૨।૪૬ થયું.

**સૂર્ય તથા ચંદ્રના ચેષ્ટાકેન્દ્રનું** ઉદાહરણ—સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ

૧—ચેષ્ટાબળ પાના ૪૫૨ માં છે.

૨।૫।૫૪।૨૧ તેમાં અયનાંશ ૨૨।૪૧।૧૧ ઉમેરવાથી સાયનસૂર્ય ૨।૨૮।૩૫।૩૨ થયો, તેમાં ત્રણ (૩) રાશિ ઉમેરવાથી ૫।૨૮।૩૫।૩૨ સૂર્યનું ચેષ્ટાકેન્દ્ર થયું. તે ઉપરથી પ્રથમ [૧]ચેષ્ટાબળમાં બતાવ્યા પ્રમાણે કરવાથી સૂર્યનું ચેષ્ટાબળ ૦।૫૯।૩૧।૫૦ થયું; સ્પષ્ટચંદ્ર ૭।૨૫।૫૬।૨૬ છે. તેમાંથી સ્પષ્ટસૂર્ય ૨।૫।૫૪।૨૧ બાદ કરવાથી ૫।૧૦।૨।૫ ચંદ્રનું ચેષ્ટાકેન્દ્ર થયું. તેનું પણ ચેષ્ટાબળની રીતે કરવાથી ૦।૫૬।૪૦।૪૧ ચંદ્રનું ચેષ્ટાબળ થયું. ॥૧૨॥

॥ इति केशवी पद्धतौ बळाध्यायः ॥

---

## પ્રકરણ ૪ થું.

---

### ॥ ઇષ્ટકષ્ટ સાધનાધ્યાય ॥

**येचेष्टोच्चबलेरसैर्विनिहते सैकेनिजारश्मय। श्चेष्टातुंगबलाहतेः पदमिहेष्टंस्याद्बलोनैकयोः ॥ घातान्मूलमिदंहिकष्टमथतद्रूपंदशायाः फलं। वीर्यंदृक् प्रथगिष्टकष्टगुणिते द्वेचेष्टकष्टाव्हये ॥ १३ ॥**

**अन्वयः—ये चेष्टोच्चबले रसैः विनिहते सैकेनिजाः रश्मयः स्युः, चेष्टातुंगबलाहतेः पदम् इह इष्टं स्यात्, बलोनैकयोः घातात् मूलम् इदं कष्टं स्यात्, हि अथ दशायाः फलं तद्रूपं ( इष्टकष्टरूपं ), वीर्यं च दृक् पृथक् इष्ट कष्टगुणिते द्वे इष्ट कष्टाव्हये स्याताम् ॥ १३ ॥**

**अन्वयार्थः—ये** જે **चेष्टोच्चबले** ચેષ્ટાબલ અને ઉચ્ચ બલને **रसैः** ૭ વડે **विनिहते** ગુણી એવી **सैके** એકે સહવર્તમાન **निजाः** પોત પોતાની **रश्मयः** રશ્મિઓ **स्युः** હોય, **चेष्टातुंगबलाहतेः** ચેષ્ટા અને ઉચ્ચ બલના ગુણનનું **पदं** મૂલ તે **इह** અહિં **इष्टं** ઇષ્ટ **स्यात्** થાય, **बलोनैकयोः** બલે રહિત એવો એક તેના **घातात्** ગુણન થકી **मूलम्** મૂળ **इदं** એ (મૂળ) **कष्टंस्यात्** કષ્ટ હોય, **हि** નિશ્ચય **अथ** ત્યાર પછી **दशायाः** દશાનું **फलं** ફળ **तद्रूपं ( इष्टकष्टरूपं )** તે ઇષ્ટકષ્ટની માફક, **वीर्यं** પડ્બલૈક્ય **च** અને **दृक्** દૃષ્ટિ (અહ દૃષ્ટિ) **प्रथक्** ભિન ભિન **इष्टकष्टगुणिते** ઇષ્ટ અને કષ્ટ વડે ગુણેલાં **द्वे** તે બે **इष्टकष्टाव्हये** ઇષ્ટ અને કષ્ટ સંજ્ઞાવાળા **स्याताम्** હોય.

**ભાવાર્થ**—ચેષ્ટાબલ[1] અને ઉચ્ચબલને ૭ વડે ગુણી રાશિમાં એક ઉમેરવાથી અનુક્રમે **ચેષ્ટારશ્મિ** અને **ઉચ્ચરશ્મિ** થાય છે, ચેષ્ટાબળ અને ઉચ્ચબળનો ગુણાકાર કરી તેનું સાવયવ મૂળ લેવાથી ગ્રહોનું ઇષ્ટ થાય છે, ચેષ્ટાબલ તથા ઉચ્ચબલને એકમાંથી બાદ કરી તે બેનો ગુણાકાર કરવો તેનું **સાવયવમૂળ** લેવાથી **ગ્રહોનું** કષ્ટ થાય છે, જો ગ્રહોનું ઇષ્ટ વધારે હોય તેનું **દશાફળ સારૂં** સમજવું, ને કષ્ટ વધારે હોય તો **દશાફળ ખરાબ** સમજવું ઇષ્ટ અને કષ્ટવડે **ષડ્બલૈક્ય** અને **ગ્રહદૃષ્ટિને** ગુણવાથી અનુક્રમે ઇષ્ટ અને કષ્ટ ગુણિત **ષડ્બલૈક્ય** અને **ગ્રહદૃષ્ટિ** થાય છે. ॥૧૩॥

**ચેષ્ટારશ્મિનું ઉદાહરણ**—સૂર્યનું ચેષ્ટાબળ ૦।૫૯।૩૧।૫૦ છે તેને ૬ થી ગુણતાં ૫।૫૯।૧૧।૦ થયા, તેના ઉપલા અંકમાં ૬ ઉમેરવાથી ૬।૫૭।૧૧।૦ સૂર્યની **ચેષ્ટારશ્મિ** થઈ.

**ઉચ્ચ રશ્મિનું ઉદાહરણ**—સૂર્યનું ઉચ્ચબળ ૦।૪૧।૨૧।૫૩ છે તેને ૬ થી ગુણતાં ૪।૮।૧૧।૧૮ થયા, તેના ઉપલા અંકમાં ૧ ઉમેરવાથી ૫।૮।૧૧।૧૮ સૂર્યની **ઉચ્ચરશ્મિ** થઇ. ॥ ૧૩ ॥

**त्यक्त्वान्त्याद्विषमात्कृतिंद्विगुणयेन्मूलंसमेतद्धृते। त्यक्त्वा लब्ध कृतिं तदाद्यविषमाल्लब्धंद्विनिघ्नं न्यसेत् ॥ पंक्त्यांपंक्तिहृतेसमेऽन्त्यविषमा-त्त्यक्त्वाप्तवर्गम्फलं पंक्त्यांतद्विगुणंन्यसेदितिमुहुः पंक्तेर्दलंस्यात्पदम् १**

**अन्वयार्थः**—**भो हे गणक** ગણિત કરનાર ! **अन्त्यात्** અન્ત્ય એવા **विषमात्** વિષમ થકી **कृतिम्** વર્ગને **त्यक्त्वा** ત્યાગ કરીને **मूलम्** મૂળ જે તે **द्विगुणयेत्** બમણું કરવું **तद्धृते समेसति** તે વડે ભાગે લીધા એવા સમ સતે **तदाद्य विषमात्** તેના આદિ વિષમ થકી **लब्धकृतिम्** લબ્ધના વર્ગને **त्यक्त्वा** ત્યાગ કરીને **लब्धम्** લબ્ધ જે તે **द्विनिघ्नं** બેથી ગણેલું **पंक्त्याम्** પંક્તિને વિષે **न्यसेत्** સ્થાપન કરવું **समे** સમ જે તે **पंक्तिहृतेसति** પંક્તિવડે ભાગે લીધે સતે **अन्त्यविषमात्** અન્ત્ય વિષમ થકી **आप्तवर्गम्** લબ્ધ થયેલાના વર્ગને **त्यक्त्वा** ત્યાગ કરીને **तत्फलम्** તે જે ફળ **द्विगुणं** બેથી ગણેલું **पंक्त्यां** પંક્તિને વિષે **न्यसेत्** સ્થાપન કરવું **इति** એ પ્રકારે **मुहुः** વારંવાર **पंक्तेःदलं** પંક્તિનું જે અર્દ્ધ તે **पदंस्यात्** પદ (મૂળ) હોય. ॥ ૧ ॥

---

૧–અહિં ચેષ્ટાખ્ય કેંદ્ર ઉપરથી આવેલું ચેષ્ટાબળ લેવું આયનબળ ચેષ્ટાબળ યોગે રૂપ ચેષ્ટાબળ લેવું નહિ.

**ભાવાર્થ**—કોઇ પણ બે સરખા અંકનો ગુણાકાર કરીએ તો વર્ગ થાય છે, હે ગણિત કરનાર! છેલ્લા વિષમથી જે અંકનો વર્ગ જાય તે અંકના વર્ગને બાદ કરવો, અને જે અંકનો વર્ગ ગયો, તે અંકને બમણો કરવો. અને તે થકી સમને ભાગવા. તે સમના આગળ વિષમના અંકમાંથી લબ્ધનો વર્ગ બાદ કરવો,–પછી લબ્ધને બેથી ગુણી પ્રથમ જે અંકનો વર્ગ કરેલો છે, તેનો એકાંક જમણી બાજુએ મૂકવો, ને દશાંક હોય તો તે અંકમાં ઉમેરવો તેનું નામ **પંક્તિ** થઇ, જે સમ અંક છે તેની **પંક્તિથી** ભાગ લેવો અને પછીના વિષમ અંકથી લબ્ધના વર્ગને બાદ કરવો, પછી લબ્ધને બેથી ગુણી પ્રથમ પ્રમાણે પંક્તિમાં ઉમેરવું. એ પ્રમાણે વારંવાર કરવું. પછી પંક્તિનું અર્દ્ધ કરવાથી જે આવે તેનું નામ **વર્ગમૂળ** કહેવાય છે.

**વર્ગ અને મૂળ કરવાની રીત**—જે રકમનો વર્ગ કરવો હોય તે રકમને તેનાજ જેવી બીજી સરખા રકમે ગુણવાથી વર્ગ થશે. જેમ કે અંક ૨ ને; ૨ વડે ગુણવાથી તેનો વર્ગ ૪ સમજવો. અંક ૬ નો વર્ગ: ૬ ને ૬ વડે ગુણવાથી ૩૬, ને ૧૨ નો વર્ગ ૧૨ ને ૧૨ થી ગુણ્યા તો ૧૪૪, ને ૨૮ ને ૨૮ થી ગુણવાથી ૭૮૪ તે અઠાવીશનો વર્ગ થયો; એટલે અનુક્રમે બેનો વર્ગ ૪, છનો વર્ગ ૩૬, બારનો વર્ગ ૧૪૪, અને અઠાવીશનો વર્ગ ૭૮૪ થયો. એ રીતે મૂળ જે રકમ હોય તે રકમને તેજ રકમે ગુણવાથી તે ( મૂળ રકમનો ) વર્ગ થાય છે. **સાવયવ રકમનો વર્ગ** કરવો હોય તો જે મૂળ રકમ સાવયવ છે તેને તેજ ( સાવયવ રકમ ) વડે જન્મપત્રિકા કરવાની રીતમાં બતાવ્યા પ્રમાણે ચાલનથી સ્પષ્ટ ગ્રહ કરવામાં જે ગોમૂત્રિકા કરી ગુણાકાર કરવાની રીત બતાવી છે તે પ્રમાણે ગુણવાથી સાવયવ રકમના વર્ગ થાય છે.

**વર્ગ કરવાનો દાખલો**—સાવયવ મૂળ રકમ ૨।૨૫ાદિ ૫ા૯ા૧૧ા૧૨ નો વર્ગ કરવો છે, માટે એને સાવયવ ૨।૨૫ાદિ ૫ા૯ા૧૧ા૧૨ થી ગોમૂત્રિકા કરી ગુણ્યા તો એ રકમનો વર્ગ સાવયવ ૨।૨૫ાદિ ૨૮ા૩ા૧૬ા૨૩ થયો.

**મૂળ કરવાની રીત**—ઉપલા દાખલામાં જે ૪–૩૬–૧૪૪–૭૮૪ એ ચાર વર્ગ કરેલા છે, એ વર્ગ કરવાને માટે જે બે રકમનો ગુણાકાર કરેલો છે તે રકમ જે હોય તે, તેનુ. મૂળ કહેવાય છે, ત્યારે વર્ગ ૪ નું મૂળ શું? તો એનું મૂળ ૨ થયું. વર્ગ ૩૬ નું મૂળ ૬ થયું, તેમજ વર્ગ ૧૪૪ નું મૂળ ૧૨, અને વર્ગ ૭૮૪ નું મૂળ ૨૮ થયું, એટલે કે મૂળ રકમને મૂળ રકમથીજ ગુણવાથી જે આવે તે વર્ગ થાય છે, અને એ વર્ગનું મૂળ લઇએ તો તે મૂળ રકમ જે હોય તેજ તેનું મૂળ થાય છે.

તે પ્રમાણે કોઈ પણ વર્ગ કહ્યો હોય તેનું મૂળ શોધવું છે તો એવી રકમ શોધી કહાડવી કે જે રકમને તેટલીજ બીજી રકમનો ગુણાકાર કરીયે તો કહેલો વર્ગ થાય, તે શોધેલી રકમને મૂળ કહે છે. જેમકે ૮૧ વર્ગની રકમ છે. એનું મૂળ શોધી કહાડવું છે, તો તેવી રકમ ૯ શોધી કહાડી એટલે કે ૯ ને ૯ થી ગુણવાથી ૮૧ આવે છે. માટે ૯ એ, રકમ ૮૧ નું **મૂળ** થયું.

એવી રીતે એક અથવા બે અંકોનું મૂળ સ્હેલાઇથી શોધી કઢાય છે. તથાપિ લાખો કરોડોની સંખ્યાના વર્ગનું મૂળ કાઢવું જરા **અઘરૂં** પડે છે. માટે તેના દાખલા આપી સ્પષ્ટ સમજાય તેમ જણાવીયે છીયે.

જે સંખ્યાનું મૂળ લેવું હોય તો તે સંખ્યાના છેલ્લા અંક ઉપર ઉભી. (।) અને તે છેલ્લાથી એક અંક પહેલામાં આડી (–) લીટી કરી જવી, તે પછી ઉભી આડી કરી પહેલા અંક સુધી માંડવી, એવી રીતે વર્ગની રકમ ઉપર જેટલી ઉભી લીટીઓ આવે તેટલી સંખ્યાનું **મૂળ** આવશે એમ સમજવું, હવે ઉપલી રકમ ૮૧ નું મૂળ લાવવું છે માટે એ રકમ ઉપર ઉભી આડી લીટીઓ કરી તો એકડાની ઉપર ઉભી અને આઠડાની ઉપર આડી લીટી આવી, ૮|૧ એ રીતે લીટીની નિસાનીઓ સંખ્યા ઉપર દરેક વખતે કરવી પછી સંખ્યા ગમે તેટલી મોટી હોય–જેમ કે ૧|૨૧=૧|૭૬|૪=૧|૫૩|૭૬| હમેશાં આ પ્રમાણે લીટીઓ મૂકવાની રીત જાણવી, એટલે કે વર્ગની જે સંખ્યા હોય તેના છેલ્લા અંકથી ઉભી આડી, ઉભી આડી લીટીઓ **ચિન્હને** માટે મૂકવી. જેમ રકમ વધશે તેમ આડી ઉભી લીટીઓ પણ વધારે આવશે એ લીટીઓમાં જેટલી ઉભી લીટીઓ આવે તેટલા ભાગ આવશે એમ જાણવું. જો કે ૮૧ નું મૂળ તો ૯ સમજાય છે. કેમકે ૯ ને ૯ થી ગુણ્યા તો ૮૧ થયા. તેમજ ૧૨૧ નું મૂળ ૧૧ થયું. તે પણ સમજાય છે. તથાપિ મોટી રકમ ૧૭૬૪ નું જલ્દીથી મૂળ ન સમજાય માટે તેનો દાખલો લઇ મૂળ કરીએ તો, એ રકમમાં પ્રથમથી બીજા અંક ઉપર ઉભી લીટી છે, માટે પ્રથમ ભાગ ૧૭ ની સંખ્યાને ભાગ અપાશે, માટે ૧૭ સંખ્યાને વર્ગ ધારી તેનું મૂળ શું આવશે તે વિચારી જવું. તો ૪ લઇએ તો તેનો વર્ગ ૧૬ આવે ને શેષ ૧ વળી

```
  ૪            ૧૭|૬૪| (૪૨ બેનો વર્ગ કરીને
 ----          ૧૬          મુકવો.
  ૮            -----
  ૪             ૧૬૪ કાપેલો અંક ૪ જાણવો.
 ----           ૧૬૪ વર્ગ ૪ મુકયો.
 ૮૪ પંકિત      -----
 ----           ૦૦૦
અર્ધ. ૪૨ મૂળ.
```

હવે નિયમ એવો છે કે ભાગાકારમાં શેષ આગળ એક આંક ઉતારીયે છીયે તો આમાં હમેશાં બે આંક ઉતારવા, એટલે ઉભી લીટી સુધીના આંક ઉતારવા તો ઉભી લીટી સુધીના બે આંક ૬૪ છે તે શેષ એકડા આગળ મૂકવાથી ૧૬૪ થયા, હવે ભાગતાં લબ્ધિ ૪ આવી તેને હમેશાં ડાબી બાજુના કાંશમાં બમણી કરી મૂકવી તો આઠ થયા, તે આઠની રકમે ૧૬૪ ને ભાગવા તેમાં ભાગ ચલાવતાં હમેશાં જમણી બાજુનો એક અંક કાપીને ભાગ ચલાવવો. તો ફકત ૧૬ ને ૮ થી ભાગતાં લબ્ધિ ૨ આવી. તેને ચારની જોડે મૂકવી, ને જે લબ્ધિ ભાગતાં મૂકી, તેનો વર્ગ કરીને તે વર્ગને જે કાપી રાખેલો આંકડો છે તેના નીચે મૂકવો એટલે બેનો વર્ગ ૪ થયો તે કાપેલા આંક તળે મૂકયો પણ જો વર્ગ ૧૦ ઉપર હોય તો તેનો એકમનો આંક કાપેલા આંક તળે મૂકવો અને દશકનો આંક ડાબી બાજુના આંકમાં ઉમેરી દેવો તો ૧૬૪ બરાબર થઈ ગયા તો વર્ગનું મૂળ ૪૨ થયું સમજવું.

**દાખલો બીજો**—વર્ગ સંખ્યા ૧|૫૩|૭૬| નું **મૂળ** શું?

ત્યારે પ્રથમ ઉભી લીટી ડાબી બાજુના એકડા ઉપર છે તો એક વર્ગનું **મૂળ એકજ** સમજવું, એમ ધારી પ્રથમ ભાગ એકે ચાલ્યો લબ્ધિ

| | | દાખલો. મૂળ |
|---|---|---|
| | ૧ | ) ૧\|૫૩\|૭૬\| ( ૧૨૪ |
| | ૨ | ૧ |
| | ૪ | ૦૫૩ |
| | ૨૪ | ૪૪ |
| | ૮ | ૯૭૬ |
| | | ૯૭૬ |
| પંક્તિ | ૨૪૮ | |
| અર્ધં | ૧૨૪ મૂળ | ૦૦૦ |

એકને બમણી કરી તો બે જમણી બાજુએ મૂકયા ઉભી લીટી સુધી ૫૩ ઉતાર્યા તો તેપનજ રહ્યા હવે ૫૩ માનો જમણી બાજુનો આંક ત્રણ છે તે કાપીને પાંચને ડાબી બાજુના ૨ ના આંકની રકમે (બમણા કરેલાએ) ભાગવા તો બે વડે ભાગ ચાલ્યો, પાંચની નીચે ચાર આવ્યા. લબ્ધિ ૨ નો વર્ગ કર્યો તો ૪ થયા તે કાપેલા આંક નીચે મૂકતાં ૪૪ થયા, તેને ૫૩ માંથી બાદ કર્યા તો ૯ રહ્યા, ઉપરના બે આંક ૭૬ ઉતર્યા તો ૯૭૬ થયા. હવે જેટલી લબ્ધિ થઇ હોય તેનાથી આગળ ભાગ ચલાવવો હોય તો જેટલી વખત ભાગ આવે ત્યારે ત્યારે લબ્ધિને બમણી કરવી એ રીતે લબ્ધિ પહેલાંની

૧ ને પછીની ૨ મલી ૧૨ છે, તેને બમણા કરવાથી ૨૪ થયા તે ચોવીશે ૯૭૬ ને ભાગતાં જમણો આંક ૬ કાપી નાંખતાં રહ્યા ૯૭ તેને ૨૪ થી ભાગતાં ભાગ ૪ થી ચાલ્યો તો ૯૬ નીચે આવ્યા અને લબ્ધિ ૪ નો વર્ગ ૧૬ માંના ૬ કાપેલા આંક નીચે મૂકી દશક ૯૬ ના ૬ માં ઉમેરવો તો દશક ૧ છે તે ૬ ના ૭ એટલે ૯૭ થયા તે પ્રમાણે ૯૭૬ બરાબર થયા, તેનું મૂળ જમણી બાજુના આંક ૧૨૪ સમજવું; તે ખરૂં ખોટું જાણવા માટે ૧૨૪ ને ૧૨૪ થી ગુણતાં ૧૫૩૭૬ બરાબર ગુણાકાર થાય છે માટે ખરૂં જાણવું,

**દાખલો ત્રીજો**—વર્ગ સંખ્યા ૪૨૨૭૧૨ એમાં બેતાલીશ ઉપર ઉભી લીટી છે માટે બેતાલીશનું મૂળ તપાસતાં ૬ મૂળ આવ્યું. અને શેષ ૬ રહ્યા. તેમાં ઉપરના બે આંક ૨૭ ઉમેર્યા તો ૬૨૭ થયા. હવે લબ્ધિ ૬ ને બમણા કરવાથી ૧૨ થયા, ૬૨૭ નો એક આંક ૭ જમણી બાજુનો કાપતાં ૬૨ થયા તેને બારે ભાગ્યા તો ૫ ભાગ ચાલ્યો ને પાંચનો વર્ગ ૨૫ તે કાપેલા આંક નીચે ૫ મૂકી દશક ૨ ને ૬૦ માં ઉમેરતાં ૬૨ થયા તો ૬૨૫ થયા. તેને ૬૨૭ માંથી બાદ કરતાં શેષ ૨ રહ્યા, વળી આગળનો ઉભી લીટીનો આંક બાર ઉતાર્યો તો ૨૧૨ થયા. લબ્ધિ ૬૫ ને બમણા કર્યા તો ૧૩૦ થયા, તેનાથી એક આંક ૨ કાપીને ફક્ત ૨૧ ને ૧૩૦ વડે ભાગતાં ભાગ ન ચાલવાથી પૂર્વે આવેલી ભાગ સંખ્યા ૬૫ ની આગળ ૦ મૂકવું. તો ૬૫૦ મૂળ આવ્યું અને ૨૧૨ શેષ વધ્યા હવે તે ખરૂં જાણવાને ૬૫૦ ને ૬૫૦ થી ગુણીને વધેલી શેષ ૨૧૨ ઉમેરવાથી ૪૨૨૭૧૨ થાય તો ખરૂં જાણવું.

**સમજ**—કેશવીમાં જ્યાં જ્યાં જે રકમનું મૂળ કાઢવાનું બતાવવામાં આવ્યું છે: ત્યાં ત્યાં તે રકમો **રૂપાત્મકજ** આવશે. માટે તે દરેક સાવયવ રકમોને ચાર વખત ૬૦ થી ગુણવી. ગુણતાં જે રકમ થાય, તેનાથી **મૂળ** લાવવું પછી તે લાવેલા મૂળને બે વખત ૬૦ થી ભાગી ઉપર ચઢાવવા તો **રૂપાત્મક સાવયવ મૂળ** થાય છે. ॥૧॥

**ઉદાહરણ**—સૂર્યનો **ચેષ્ટોચ્ચબળઘોધાત** રૂપાત્મક ૦૪૧૧૨૧૨૭ છે. તેને ચાર વખત ૬૦ થી ગુણ્યા તો ૮૮૬૪૮૨૦ થયા, તેનું **મૂળ** લીધું તો ૨૯૭૭ આવ્યું. તેને બે વખત ૬૦ થી ચઢાવ્યા, તો રૂપાત્મક ૦૪૯૧૩૭ **સાવયવ મૂળ** થયું. તેજ સૂર્યનું ઇષ્ટ થયું

**ઇષ્ટનું ઉદાહરણ**—સૂર્યનું ચેષ્ટાબલ ૦૫૯૧૩૧૫૦ છે, ને ઉચ્ચબળ

૦।૪૧।૨૧।૫૩, એ બેનો ગુણાકાર કરતાં ૦।૪૧।૨।૨૭ **ચેષ્ટોચ્ચબળયોઘાત** થયો; તેનું સાવયવ મૂળ લીધું તો ૦।૪૯।૩૭ **સૂર્યનું ઇષ્ટ** થયું.

**કષ્ટનું ઉદાહરણ**—સૂર્યનું ચેષ્ટાબળ ૦।૫૯।૩૧।૫૦ છે. તેને રૂપાત્મક ૧ માંથી બાદ કર્યા, તો ૦।૦।૨૮।૧૦ થયા. ને ઉચ્ચબલ ૦।૪૧।૨૧।૫૩ છે. તેને ૧ માંથી બાદ કરતાં ૦।૧૮।૩૮।૭ થયા. તે બેનો ગુણાકાર કર્યો તો ૦।૦।૮।૪૪ **ચેષ્ટોચ્ચબલયોઘાત** થયો, તેનું સાવયવ મૂળ લીધું તો ૦।૨।૫૭ સૂર્યનું **કષ્ટ** થયું.

ઇષ્ટગુણિત **ષડ્બલૈક્યનું ઉદાહરણ**-સૂર્યનું ષડ્બલૈક્ય ૭।૧૪।૩૪।૫૫ છે. તેને સૂર્યના ઇષ્ટ ૦।૪૯।૩૭ થી ગુણતાં ૫।૫૯।૨૨।૩૦ સૂર્યનું ઇષ્ટગુણિત **ષડ્બલૈક્ય** થયું.

કષ્ટગુણિત **ષડ્બલૈક્યનું** ઉદાહરણ—સૂર્યના ષડ્બલૈક્ય ૭।૧૪।૩૪। ૫૫ ને તેના કષ્ટ ૦।૨।૫૭ થી ગુણતાં ૦।૨૧।૨૨।૧ સૂર્યનું કષ્ટ ગુણિત **ષડ્બલૈક્ય** થયું.

ઇષ્ટગુણિત **ગ્રહદૃષ્ટિનું** ઉદાહરણ—સૂર્ય ઉપર સૂર્યની દૃષ્ટિ ૦।૦।૦ છે. તેને સૂર્યના ઇષ્ટ ૦।૪૯।૩૭ થી ગુણતાં ૦।૦।૦।૦ તે સૂર્યની ઇષ્ટગુણિત **ગ્રહદૃષ્ટિ** સૂર્ય ઉપર થઇ.

કષ્ટગુણિત **ગ્રહદૃષ્ટિનું** ઉદાહરણ—સૂર્ય ઉપર ચંદ્રની દૃષ્ટિ ૦।૫૫। ૧૨ છે. તેને સૂર્યના કષ્ટ ૦।૨।૫૭ થી ગુણ્યા તો ૦।૨।૪૨।૧૮ સૂર્ય ઉપર ચંદ્રની કષ્ટગુણિત **ગ્રહદૃષ્ટિ** થઇ. ॥૧૩॥

**स्वोच्चेरूपंत्रिकोणे चरणविरहितं स्वर्क्षगेऽर्द्धंत्रयोष्टांशाश्चाधीष्टर्क्षे-इष्टर्क्षयुजिच चरणः स्यात्समर्क्षेऽष्टमांशः ॥ भूपांशोवैरिगेहे ध्यरि-भयुजिरदांशश्चनीचेखमीशा दिष्टं गेहे तदूनैकमसदथदलं षट्सुकार्ये तदैक्ये ॥ १४ ॥**

**अन्वयः—स्वोच्चेरूपं, त्रिकोणे चरणविरहितं, स्वर्क्षगे अर्द्धं, अधिष्टर्क्षेत्रयोष्टांशाः, इष्टर्क्षयुजिचरणस्यात्, समर्क्षे अष्टमांशः, वैरि गेहे भूपांशाः, अध्यरिभेयुजि हृदांशः, नीचे खं, ईशात्गेहे इष्टं, तदूनैकम् असत्, अथ, षट्सुदलं कार्यं तदैक्येकार्ये ॥ १४ ॥**

**अन्वयार्थः—स्वोच्चेरूपं** પોતાના ઉચ્ચમાં એક ( ૧-૦-૦-૦ ) બળ આપે, **त्रिकोणे** મૂલ ત્રિકોણમાં **चरणविरहितं** ચરણે રહિત ( ૦।૪૫।૦।૦ ) બળ આપે, **स्वर्क्षगे** પોતાની રાશિમાં હોય તો **अर्द्ध** અર્દ્ધ ( ૦।૩૦।૦।૦ ) બળ આપે, **अधिष्टर्क्षे** અધિમિત્રની રાશિને વિશે હોય તો **त्रयोष्टांशाः** ત્રણ અષ્ટમાંશ ( ૦।૨૨।૩૦।૦ ) બળ આપે, **इष्टर्क्षयुजि** મિત્રની રાશિ સાથે હોય તો **चरणं स्यात्** ચરણ (૦।૧૫।૦।૦) બળ હોય, **समर्क्षे** સમ રાશિને વિશે **अष्टमांशः** એક અષ્ટમાંશ (૦।૭।૩૦।૦) બળ હોય, **वैरिगेहे** શત્રુના ઘરને વિશે હોય તો **भूपांशः** ષોડશાંશ ( ૦।૩।૪૫।૦ ) બલ હોય **अध्यरिमेयुजि** અધિશત્રુની રાશિના યોગને વિશે હોય તો **द्वदांशः** બત્રીશાંશ ( ૦।૧।૫૨।૩૦ ) બળ હોય **नीचे** નીચનો હોય તો **खम्** શૂન્ય (૦।૦।૦।૦) બલ હોય **ईशात्** ( **खगेशवशात्** ) ગ્રહના સ્વામીના બલથી **गेहे** ગૃહને વિશે **इष्टं** શુભ પંક્તિ હોય **तदूनैकम्** તે થકી રહિત એક **असत्** અશુભ પંક્તિ હોય **अथ** એ પછી **षट्सु** હોરાદિ છને વિશે **दलंकार्यम्** અર્ધુ કરવું **तदैक्ये कार्ये** તેઓનું ઐક્ય કરવું. ।।૧૪।।

**ભાવાર્થ**--પરમ ઉચ્ચનું ૧।૦।૦।૦ મૂળ ત્રિકોણનું ૦।૪૫।૦।૦ સ્વગૃહીનું ૦।૩૦।૦।૦ અધિમિત્રનું ૦।૨૨।૩૦।૦ મિત્રનું ૦।૧૫।૦।૦ સમનું ૦।૭।૩૦।૦ શત્રુનું ૦।૩।૪૫।૦ અને અધિશત્રુનું ૦।૧।૫૨।૩૦ પરમ નીચનું ૦।૦।૦।૦ **બળ** આવે. ।।૧૪।।

સાતે વર્ગમાં જે રાશિમાં ગ્રહ હોય તે રાશિનો સ્વામી જન્મ કુંડલીમાં પરમ ઉચ્ચનો, મૂળ ત્રિકોણનો, સ્વગૃહી, અધિમિત્ર, મિત્ર, સમ, શત્રુ, અધિશત્રુ કે નીચનો જેવો હોય, તેનું ઉપર બતાવ્યા પ્રમાણે **શુભ પંક્તિમાં** બળ મુકવું. તેને એકમાંથી બાદ કરવાથી **અશુભપંક્તિ** થાય છે. એ બળને શુભ તથા અશુભ પંક્તિના ગૃહના કોઠામાં કાયમ રાખવું. પણ હોરાદિ છએ વર્ગમાં આવેલા બળનું અર્દ્ધ કરીને મૂકવું. શુભ તથા અશુભ પંકિતના બળોનું ઐક્ય કરવાથી ક્રમે **શુભૈક્ય** અને **અશુભૈક્ય** થાય છે.

**શુભ પંક્તિનું ઉદાહરણ**--સૂર્ય જન્મ કુંડલીમાં બુધના ઘરનો છે, છે, તે બુધ જન્મ કુંડલીમા શુક્રના ઘરનો છે. બુધની મૈત્રીમાં શુક્ર સમ છે; જેથી પહેલી શુભ પંકિતમાં ગૃહના ખાનામાં **સૂર્યનું બળ** ૦।૭।૩૦ થયું, તેને એકમાંથી બાદ કરવાથી ૦।૫૨।૩૦ અશુભ પંકિતના ગૃહના કોઠામાં સૂર્યનું બળ થયું, હોરામાં સૂર્ય પોતાના ઘરનો છે. તે સૂર્ય જન્મ કુંડલીમાં

બુધના ઘરનો હોવાથી સૂર્યની મૈત્રી પ્રમાણે બુધ સૂર્યનો મિત્ર છે જેથી શુભ પંકિતની હોરામાં સૂર્યનું બળ ૦।૧૫।૦ આવ્યું, તેને એકમાંથી બાદ કરવાથી ૦।૪૫।૦ અશુભ પંકિતની હોરામાં સૂર્યનું બળ આવ્યું તે શુભ પંકિતની હોરામાં સૂર્યનું બળ ૦।૧૫।૦ છે તેનું અર્દ્ધ કરવાથી ૦।૭।૩૦ થયું, તે મુકવું; તેમજ અશુભ પંકિતની હોરામાં આવેલા બળનું અર્દ્ધ ૦।૨૨।૩૦ થયું, તે મુકવું. એવી રીતે હોરાની માફક દ્રેષ્કાણાદિનું કરવું, શુભ પંકિતમાં સૂર્યના ગૃહાદિબળનું ઐકય કરવાથી ૦।૪૬।૫૨।૩૦ સૂર્યનું શુભૈકય થયું. ને અશુભ પંકિતનું ઐકય કરવાથી ૩।૧૩।૭।૩૦ સૂર્યનું અશુભૈકય થયું.

**पंक्त्योः सप्तसुकोष्टयोः प्रथमयो रिष्टासदैक्येकृताप्ते स्थाप्ये भद्लादिषट्सुचतदर्धेवर्गपानांपृथक् ॥ कृत्वोक्त्यासदसद्युती निजनिजे तन्निघ्नइष्टाशुभे। वर्गेट् तस्थखगौजसोः सदसतोर्घातात्पदघ्नेस्फुटे ।१५।**

**अन्वयः—पंक्त्योः ( शुभाशुभ पंक्त्योः ), सप्तसु कोष्टयोः, प्रथमयोः इष्टासदैक्तेकृताप्ते स्थाप्ये, भद्लादिषट्सुतदर्धे स्थाप्ये, वर्गपानां पृथक्, उक्त्या सदसद्युतीकृत्वा, तन्निघ्नेनिजनिजे इष्टाशुभे, सदसतोः, वर्गेट् तस्थखगौजसोः, घातात् पदघ्ने स्फुटे ॥१५॥**

**अन्वयार्थः--पंक्त्योः (शुभाशुभपंक्त्योः)** શુભ અને અશુભ પંક્તિને વિશે **सप्तसु** સાત **कोष्टयोः** કોષ્ટકના મધ્યે **प्रथमयोः** પહેલા કોષ્ટકને વિશે **इष्टासदैक्य** શુભ અને અશુભ પંકિતના ઐક્યને **कृताप्ते** ચારવડે ભાગે લીધેલા **स्थाप्ये** સ્થાન કરવા **भद्लादिषट्सु** હોરાદિ છને વિશે **तदर्धे** તેનું અર્ધ **स्थाप्ये** મૂકવું **वर्गपानां** વર્ગના સ્વામીઓનું **पृथक्** ભિન્ન ભિન્ન **उक्त्या** કહી એવી **सदसद्युती** શુભ અને અશુભ પંકિતનો યોગ **कृत्वा** કરીને **तन्निघ्ने** તે યોગે ગણ્યાં એવાં **निजनिजे** પોતપોતાનાં **इष्टाशुभे** શુભ અને અશુભ તે **सदसतोः** ઇષ્ટ ને કષ્ટ એવાં થાય **वर्गेट्** વર્ગના સ્વામી અને **तस्थखगौजसोः** તેજ ગ્રહનાં ઇષ્ટ ને કષ્ટ ગુણિત ષડ્બલના **घातात्** ગુણનથી **पदघ्ने** મુળને ગુણે સતે **स्फुटेस्तः** સ્પષ્ટ થાય ॥ **૧૫** ॥

**ભાવાર્થ--બીજી** શુભ અને અશુભ પંક્તિઓના સાત કોષ્ટકોમાંથી પહેલા કોષ્ટક ( એટલે ગૃહસ્થાન ) માં પ્રથમ કરેલી શુભ અને અશુભ પંકિતના ઐક્યને ચારે ભાગીને મુકવું, અને તેનું **અર્દ્ધ હોરાદિ** છ કોષ્ટકમાં મુકવું, તે **બીજી શુભ** અને **અશુભ પંક્તિઓ** થાય છે. ત્રીજી

શુભ અને અશુભ પંક્તિને માટે સપ્તક વર્ગમાં ગ્રહ જે રાશિનો હોય, તે રાશિના સ્વામીનું **પ્રથમ પંક્તિમાંથી** શુભૈક્ય તથા અશુભૈક્ય લેવું અને જે ગ્રહના જે વર્ગનું બળ કરવું છે, તે ગ્રહના તે વર્ગનું બીજી શુભ તથા અશુભ પક્તિમાંથી બળ લેવું, તે શુભ પંક્તિના બળથી **શુભૈક્યને** અને અશુભ પંક્તિના બળથી **અશુભૈક્યને** ગુણવા તો **ત્રીજી શુભ** અને **અશુભ** પંક્તિમાં તેજ **વર્ગનું બળ** થાય છે. **ચોથી** પંક્તિને માટે જે ગ્રહનું બળ કરવું હોય તે ગ્રહનું તથા તે ગ્રહ સપ્તક વર્ગમાં જેના ઘરનો હોય તે ગ્રહનું ઈષ્ટ ગુણિત **ષડ્બલૈક્ય** લઇ તે બન્નેનો, અને તેજ બે ગ્રહોનાં કષ્ટ ગુણિત ષડબલૈક્ય લઇ તે બન્નેનો પ્રથક પ્રથક ગુણાકાર કરી તેનું સાવયવ મુળ લેવું તે મૂળથી જે વર્ગનું કરવું છે. તે વર્ગના ત્રીજી શુભ અને અશુભ પંક્તિના બળને ગુણવા તો **ચોથી શુભ અને અશુભ પંક્તિઓ થશે.** ॥ ૧૫ ॥

**બીજી શુભ અને અશુભ પંક્તિનું ઉદાહરણ**--સૂર્યની પહેલી શુભ પંક્તિનું ઐક્ય ૦૧૪૬૧૫૨૧૩૦ છે, તેને ચારે ભાગવાથી ૦૧૧૧૪૩ બીજી પંક્તિના ગૃહના કોઠામાં, ને તેનું અર્દ્ધ ૦૧૫૧૫૨ તે હોરાદિ ૭-એ વર્ગમાં **સૂર્યનું બળ** થયું. તેમજ પહેલી અશુભ પંક્તિમાંના સૂર્યના અશુભૈક્ય ૩૧૩૧૭૧૩૦ ને ચારે ભાગતાં ૦૧૪૮૧૧૭ થયા. તે બીજી અશુભ પંક્તિના ગૃહસ્થાનમાં ને તેનું અર્દ્ધ ૦૧૨૪૧૮ હોરાદિકમાં **સૂર્યનું બળ** થયું.

**ત્રીજી શુભ અને અશુભ પંક્તિનું ઉદાહરણ**--જન્મકુંડલીમાં સૂર્ય બુધના ઘરનો છે, માટે બુધના પહેલી પંક્તિના શુભૈક્ય ૦૧૫૬૧૧૫૧૦ને બીજી પંક્તિના ગૃહના કોઠાના સૂર્યના બળ ૦૧૧૧૧૪૩ થી ગુણ્યા તો ૦૧૧૦૧૫૯ ત્રીજી શુભ પંક્તિમાં ગૃહના કોઠાનું સૂર્યનું બળ થયું. અને અશુભ પંક્તિના બુધના ઐક્ય ૩૧૩૧૪૫૧૦ ને બીજી અશુભ પંક્તિના ગૃહના કોઠાના સૂર્યના બળ ૦૧૪૮૧૧૭ થી ગુણ્યા તો ત્રીજી અશુભ પંક્તિના ગૃહસ્થાનમાં **સૂર્યનું બળ** ૨૧૨૭૧૫૨ થયું.

**ચોથી શુભ તથા અશુભ પંક્તિનું ઉદાહરણ**--જન્મકુંડલીમાં સૂર્ય બુધના ઘરનો છે, માટે સૂર્યના ઇષ્ટગુણિત ષડ્બલૈક્ય ૫૧૫૯૧૨૨૧૩૦થી બુધના ઇષ્ટગુણિત ષડબલૈક્ય ૩૧૫૧૧૩૧૩૧ ને ગુણતાં ૧૯૧૨૯૧૧૯૧૫ થયા. તેનું સાવયવ મૂળ ૪૧૨૪૧૫૨ થયું, એ મૂળ વડે ત્રીજી શુભ પંક્તિના ગૃહના કોષ્ટકના સૂર્યના બળ ૦૧૧૦૧૫૯ ને ગુણ્યા તો ચોથી શુભ પંક્તિના ગૃહના

કોઠામાં સૂર્યનું બળ ૦૧૪૮૧૨૯ થયું; અને તેજ સૂર્યના કષ્ટગુણિત ષડ્બલૈક્ય ૦૧૨૧૧૨૨૧ થી બુધના કષ્ટગુણિત ષડ્બલૈક્ય ૨૧૪૮૧૫૩૧૫૭ ને ગુણ્યા તો ૧૧૦૧૮૧૫૧ થયા. તેનું સાવયવ મૂળ ૧૧૦૧૪ થયું. એ મૂળ વડે ત્રીજી અશુભ પંક્તિના ગૃહના કોષ્ટકના સૂર્યના બળ ૨૧૨૭૧૫૨ ને ગુણ્યા તો ચોથા અશુભ પંક્તિના ગૃહના કોઠામાં સૂર્યનું બળ ૨૧૨૮૧૧ થયું. ॥૧૫॥

॥ इति केशवीपद्धतौ इष्टकष्ट साधनाध्यायः ॥

---

## પ્રકરણ ૫ મું.

---

### ॥ આયુર્દાધ્યાય ॥

**कर्कीन्द्विज्ययुतोदये बुधसितौ केन्द्रेत्र्यरीशेतरै। रायुर्विद्ध्यमितं हि योगजमिहान्यत्रोच्यतेऽथोन्मितम् ॥ त्र्यल्पाश्चेत्किरणाः सरूपकिरणां घ्रिश्चेत्त्रयोर्ध्वं विभू गोर्द्धचैष्टिकतुंगसंभवगुणौ तद्घातमूलंस्फुटः ॥१६॥**

**अन्वयः—कर्कीन्द्विज्ययुतोदये बुधसितौ केन्द्रेत्र्यरीशेतरैः इह अमितं आयुः विद्धि हि, अन्यत्रयोगजंआयुः विद्धि, अत्र, उन्मितंगणितागतंआयुः उच्यते, त्र्यल्पाः किरणाः चेत्, तदा सरूप किरणांघ्रिः, त्रयोर्ध्वंचेत्, तदा विभूगोर्द्धे, चैष्टिकतुंगसंभवगुणौस्तः तद्घातमूलंस्फुटः गुणः स्यात् ॥ १६ ॥**

**अन्वयार्थः—कर्कीन्द्विज्ययुतोदये** કર્ક રાશિના લગ્નમાં ગુરૂ અને ચંદ્રયુક્ત હોય **बुधसितौकेन्द्रे** બુધ અને શુક્રકેન્દ્ર વિશે **त्र्यरीशेतरैः** ( **त्रि** ત્રણ **अरि** ૭ **ईश** અગિયાર ) ત્રણ ૭ અને અગિયારમા સ્થાનમાં રહેલા બીજા ગ્રહો વડે કરીને **इह** એ યોગને વિશે **अमितं** અમિત ( પૂર્ણ ૧૨૦ વર્ષનું ) **आयुः** આયુષ્ય **विद्धि** જાણવું **हि** નિશ્ચય **अन्यत्र** બીજા આચાર્યો **योगजं** યોગ થકી ઉત્પન્ન થયેલું **आयुः** આયુષ્યને **उच्यते** કહે છે **अत्र** આ ગ્રંથને વિશે **उन्मितं** ( **गणितागतं** ) ગણિતથી પ્રાપ્ત થયેલું **आयुः** આયુષ્ય **उच्यते** કહેવાય છે. **त्र्यल्पाः** ત્રણ રાશિથી અલ્પ એવી **किरणाः** રશ્મિઓ ( ચેષ્ટારશ્મિને ઉચ્ચરશ્મિ ) **चेत्** હોય **तदा** ત્યારે **सरूप** એક

સહવર્તમાન **किरणांघ्रिः** રશ્મિઓનો ચતુર્થાંશ **त्रयोर्ध्वंचेत्** ત્રણથી વધારે હોય **तदा** ત્યારે **विभूगोर्द्ध** ( **विगत** ગયો છે **भू** એક જે થકી એવી **गो** રશ્મિનું **अर्द्ध** અર્દ્ધતે ) જેમાંથી એક કાઢી નાંખેલો છે તેવી રશ્મિનું અર્દ્ધ **चैष्टिकतुंगसंभवगुणौ** ( **चैष्टिक** ચેષ્ટારશ્મિ અને **तुंग** ઉચ્ચરશ્મિથી **संभव** પ્રગટ થયા એવા **गुणौ** ગુણક ) ચેષ્ટારશ્મિને ઉચ્ચરશ્મિથી પ્રગટ થયેલા ગુણક **स्तः** હોય **तद्घातमूलं** તેઓના ગુણનનું મૂળ તે **स्फुटः** સ્પષ્ટ **गुणः** ગુણક **स्यात्** હોય ॥૧૬॥

**ભાવાર્થ**—કર્કના ચંદ્રને ગુરૂ લગ્ને, બુધ અને શુક્ર કેન્દ્રમાં તથા બીજા ગ્રહો ત્રીજે, છઠ્ઠે અને અગિઆરમે હોય તો **સંપૂર્ણ આયુષ્ય** એકસો વીશ વર્ષનું જાણવું; બીજા આચાર્યો યોગાનુયોગ થકી **આયુષ્ય** કહે છે, પણ અહિં ગણિતથી બતાવેલો **આયુર્દા** કહું છું; **ચેષ્ટારશ્મિ** અને **ઉચ્ચરશ્મિ** ત્રણથી ઓછી હોય તો ૧ ઉમેરીને ચારે ભાગવા, ને ત્રણથી વધારે હોય તો એક બાદ કરી તેનું અર્દ્ધ કરવું. તો અનુક્રમે **ચેષ્ટાગુણક** અને **ઉચ્ચ ગુણક** થાય છે. તે બેનો ગુણાકાર કરી તેનું સાવયવ મૂળ લેવાથી **સ્ફુટ ગુણક** થાય છે. ॥ ૧૬ ॥

**સ્ફુટ ગુણકનું ઉદાહરણ**—સૂર્યની **ચેષ્ટારશ્મિ** ૬।૫૭।૧૧।૧૦ છે તે ત્રણથી વધારે હોવાથી તેમાંથી એક બાદ કર્યો તો ૫।૫૭।૧૧।૧૦ થયા, તેનું **અર્દ્ધ** કરવાથી ૨।૫૮।૩૫।૩૦ **સૂર્યનો ચેષ્ટા** ગુણક થયો, એજ પ્રમાણે સૂર્યની ઉચ્ચરશ્મિ ૫।૮।૧૧।૧૮ છે. તે પણ ત્રણથી વધારે છે. જેથી તેમાંથી એક બાદ કરતાં ૪।૮।૧૧।૧૮ થયા। તેનું **અર્દ્ધ** કરવાથી ૨।૪।૫।૩૯ સૂર્યનો **ઉચ્ચ** ગુણક થયો. એ બન્નેનો ગુણાકાર ૬।૯।૨૨।૧૧ **ચેષ્ટોચ્ચ ગુણયોર્ઘાત** થયો. તેનું સાવયવ મુળ લેવાથી ૨।૨૮।૫૨ સૂર્યનો **સ્ફુટ ગુણક** થયો. ॥૧૬॥

**यः स्वाधीष्टसुहृत्समार्यधिरिपो वर्गेधृतिश्चेश्विला। त्रिश्वांकेषुगुणा-गृहेद्विगुणिता योगःक्रमात्तंहरेत् ॥ तद्वेषड्वसुगांशुमत्धृतिजिनैः षड्घ्नैश्च वर्गोत्तम। स्वांशत्र्यंशगते सदा रस गुणैः स्याद्दाश्रया द्योगुणः ॥ १७ ॥**

**अन्वयः**—यः (ग्रहः) स्वाधीष्टसुहृत् समार्यधिरिपोः वर्गे ( सति-तदा ) धृतिः—इश्विलाः त्रिश्वांकेषु च गुणाः गृहे द्वि गुणिता, क्रमात् योगः, तद्वे(स्वाधीष्टसुहृत् समार्यधिरिपोःवर्गेसति)तदा षड्घ्नैः

**षड्वसुगों शुमत् धृतिजिनैः क्रमात् तं योगं हरेत्, वर्गोत्तमस्वांशत्र्यं शगतेसति, सदा रस गुणैः हरेत्, आश्रयाख्यो गुणःस्यात् ॥१७॥**

**अन्वयार्थः—यः** જે **ग्रहः** ગ્રહતે **स्व** સ્વગૃહી **अधीष्ट** અધિમિત્ર **सुहृद** મિત્ર **सम** સમ **अरि** શત્રુ **अध्यरिपोः** અધિ શત્રુના **वर्गेसति** વર્ગને વિશે રહેલો હોય તો **धृतिः** ૧૮ **इष्विलाः** ૧૫ **विश्व** ૧૩ **अंक** ૯ **इषु** ૫ **च** અને **गुणाः** ૩ **गृहे** ગૃહને વિશે **द्विगुणिता** બેવડે ગુણેલા **क्रमात्** અનુક્રમથી **योगः** યોગ હોય **तद्भे** તેની રાશિને વિશે **स्वाधीष्ट सुहृत्समार्यधिरिपोः वर्गे सति** પોતાની રાશિને વિશે અધિમિત્રની, મિત્રની, સમની, શત્રુની અને અધિશત્રુની રાશિના વિશે હોય **तदा** ત્યારે **षड्घ्नैः** ૭ વડે ગુણેલા **षड्** ૭ **वसु** આઠ **गो** નવ **अंशुमत्** બાર **धृति** અઢાર **जिनैः** ચોવીશ (આ અંકોવડે કરી) **क्रमात्** અનુક્રમથી **तं** તેઓના **योगं** યોગને **हरेत्** ભાગવા **वर्गोत्तम स्वांशत्र्यंशगतेसति** વર્ગોત્તમ રાશિને વિશે, પોતાના નવમાંશને વિશે, તથા પોતાના દ્રેષ્કાણને વિશે રહેસતે **सदा** નિરંતર **रसगुणैः** ૩૬ વડે **हरेत्** ભાગવા **सः** તે **आश्रयाख्योगुणः** આશ્રય સંજ્ઞાવાળો ગુણક **स्यात्** હોય. ॥ ૧૭ ॥

**ભાવાર્થ**—જે ગ્રહ ગૃહાદિ સપ્તકવર્ગના કોઠામાં સ્વગૃહી હોય તો તે ગ્રહના કોઠામાં ૧૮, અધિમિત્રનો હોય તો ૧૫, મિત્રનો હોય તો ૧૩, સમનો હોય તો ૯, શત્રુનો હોય તો ૫, અને અધિશત્રુનો હોય તો ૩, એ પ્રમાણે અંકો મુકવા. પણ ગૃહના કોઠામાં જે અંકો આવે તેને બમણા કરીને મૂકવા; એવી રીતે આવેલા ગૃહાદિના અંકોનું ઐક્ય કરવાથી દરેક ગ્રહોના **ભાજ્ય** થાય છે, તે ભાજ્યને જે ગ્રહ જન્મ કુંડલીમાં સ્વગૃહી હોય તો ૩૬ થી, અધિમિત્રનો હોય તો ૪૮ થી, મિત્રનો હોય તો ૫૪ થી, સમનો હોય તો ૭૨ થી, શત્રુનો હોય તો ૧૦૮ થી અને અધિશત્રુનો હોય તો ૧૪૪ થી ભાગવા, તો **આશ્રય ગુણક** થાય પણ જે ગ્રહ [1]**વર્ગોત્તમી** હોય અથવા નવમાંશમાં સ્વગૃહી હોય કે દ્રેષ્કાણમાં પોતાની રાશિનો હોય ત્યારે આવેલા ભાજ્યથી નહિ ભાગતાં તેને બદલે ૩૬ થીજ ભાગવા તો **આશ્રય ગુણક** થાય છે. ॥ ૧૭ ॥

**આશ્રય ગુણકનું ઉદાહરણ**—સૂર્ય જન્મ કુંડલીમાં પોતાના મિત્રની

---

૧–વર્ગોત્તમી એટલે જન્મ કુંડલીમાં જે રાશિનો હોય તેજ રાશિનો નવમાંશ આવે.

રાશિનો છે માટે તેનો આશ્રયાંક ૧૩ તે અંક ગૃહના સ્થાનનો હોવાથી તેને ૨ વડે ગુણ્યા તો ૨૬ થયા. તેને આશ્રય ગુણકમાં સૂર્યના ગૃહસ્થાનમાં મૂકવો; તેમજ હોરામાં સૂર્ય સ્વગૃહી છે તો તેનો અંક ૧૮ થયો. એવી રીતે દ્રેષ્કાણાદિકના અંકો ૧૩।૯।૧૫।૧૮।૯ આવ્યા. તે સર્વે ગૃહાદિ સ્થાનોના અંકોનો સરવાળો કર્યો તો ૧૦૮ ભાજ્ય થયો, તેને સૂર્ય અધિમિત્રના ઘરનો છે માટે ૫૪ થી ભાગતાં ૨।૦।૦ સૂર્યનો આશ્રય ગુણક થયો. ॥૧૭॥

**चेद्वर्गोत्तम पूर्वगोध्यरि सुहृद्भेतद्गृहांकास्त्रिषट् । लब्ध्योनो युगरीष्टभेऽब्धिनवका ९४ प्त्यास्वेसमे केवलः ॥ कार्यस्त्वाश्रयकः सतत्स्फुटहतेर्मूलं सयोग्योगुणः । खेटानांचतनोर्लवाः खयुगहृच्छेषा इहांशायुषः ॥१८॥**

**अन्वयः—[illegible]गः अध्यरि सुहृद्भेचेत्, तदा, तद्गृहांकाः त्रिषट् लब्ध्या ऊनयुक् कार्यः, अरीष्टभे सति, तदा,—अब्धिनवकाप्त्या ऊनयुक् कार्यः, स्वे (च) समे केवलः, स, आश्रयकः कार्यः तत् स्फुटहतेः मूलं, सः योग्यः गुणः, खेटानांचतनोः लवाः, ख[illegible]गहृतशेषाः, इह अंशायुषः स्यात् ॥ १८ ॥**

**अन्वयार्थः—वर्गोत्तमपूर्वगः** વર્ગોત્તમ પૂર્વને પામેલો (વર્ગોત્તમાદિને પામેલો ) **अध्यरिसुहृद्भेचेत्** અધિ શત્રુને અધિમિત્રની રાશિમાં હોય **तदा** ત્યારે **तद्गृहांकाः** તે બમણા કરેલા ગ્રહના ગૃહાંકો **त्रिषट्लब्ध्या** ૬૩ (ત્રેશઠ) વડે કરીને પ્રાપ્તિ તે **ऊन** રહિત **युक्** યુક્ત **कार्यः** કરવી **अरीष्टभेसति** શત્રુની ને મિત્રની રાશિને વિશે રહેસતે **अब्धि[illegible]** ૯૪ વડે પ્રાપ્તિ તે **ऊन युक्कार्यः** રહિત અને યુક્ત કરવી **स्वे** સ્વરાશિને વિશે ( **च** અને ) **समे** સમરાશિને વિશે હોય તો **केवलः** કેવળ તેજ હોય **सः** તે **आश्रयकः कार्यः** આશ્રય ગુણક કરવો **त[illegible]तः** તે આશ્રય ગુણક અને સ્ફુટ ગુણકના ગુણન થકી **मूलं** મૂળ તે **योग्यः गुणः** કર્મ યોગ્ય ગુણક હોય **खेटानां** ગ્રહોના **च** અને **तनोः** લગ્નના **लवाः** અંશો તે **खयुगहृत्** ચાલીશવડે ભાગે લીધેલા **शेषाः** શેષાંશ તે **इह** અહિ **अंशायुषः** અંશાયુર્દાના દાયાંશા **स्यात्** હોય. ॥ ૧૮ ॥

**ભાવાર્થ**—પણ જે ગ્રહ વર્ગોત્તમી, પોતાના નવમાંશનો અથવા પો-

તાના દ્રેષ્કાણનો હોય તેજ **ગ્રહજન્મ કુંડલીમાં** અધિશત્રુ હોય તો તેના ગૃહસ્થાનના અંકને ૬૩ થી ભાગી ત્રણ ફળ લાવવાં તે ફળ તે ગ્રહના આશ્રય ગુણકમાંથી બાદ કરવું, અને અધિમિત્ર હોય તો તે ફળ ઉમેરવું. પણ જો શત્રુના ઘરનો હોય, તો ગૃહસ્થાનના અંકને ૯૪ થી ભાગી ત્રણ ફળ લાવવાં. અને તે ફળ તે ગ્રહના આશ્રય ગુણકમાંથી બાદ કરવું, ને મિત્ર હોય તો ઉમેરવું. પણ જો તે ગ્રહ સ્વગૃહી અથવા સમરાશિનો હોય તો તેનો આશ્રય ગુણક પૂર્વે કરેલો છે, તેજ રહેવા દેવો. તો **સ્પષ્ટ આશ્રય** ગુણક થાય છે, એ ગુણકને સ્ફુટ **ગુણકથી** ગુણી તેનું સાવયવ મૂળ લાવવાથી **કર્મયોગ્ય ગુણક** થાય છે. ॥ ૧૮ ॥

ગ્રહોના તથા લગ્નના અંશાદિને ૪૦ વડે ભાગતાં શેષ અંશાદિ રહે તે અંશાયુર્દાના દાયાંશા થાય છે.

**સ્પષ્ટ આશ્રય ગુણકનું ઉદાહરણ**—ચંદ્ર પોતાના દ્રેષ્કાણનો છે. અને જન્મ કુંડળીમાં શત્રુની રાશિનો છે, માટે તેના ગૃહાંક ૧૦ ને ૯૪ થી ભાગતાં ૦।૬।૨૨ આવ્યા તેને ચંદ્રના આશ્રય ગુણક ૧૪૧।૪૦ માંથી બાદ કરતાં ૧૩૫।૧૮ ચંદ્રનો **સ્પષ્ટ આશ્રય ગુણક** થયો.

**કર્મયોગ્ય ગુણકનું ઉદાહરણ**—સૂર્યના આશ્રય ગુણક ૨૧૦।૦ ને તેના સ્ફુટ ગુણક ૨૧૨૮।૫૨ થી ગુણતાં ૪૫૭।૪૪ થયા. તેનું સાવયવ મુળ લીધું તો, ૨૧૧૩।૩૯ સૂર્યનો **કર્મયોગ્ય** ગુણક થયો. એવી રીતે દરેક ગ્રહોના કરવા.

**અંશાયુના દશાંશાનું ઉદાહરણ**—સૂર્ય ૨।૫।૫૪।૨૧ ના અંશ કર્યા તો ૬૫।૫૪।૨૧ થયા, તેને ૪૦ થી ભાગતાં શેષ અંશાદિ ૨૫।૫૪।૨૧ **સૂર્યના દાયાંશા** થયા, તેમજ લગ્ન ૧૧।૧૯।૬।૩૬ ના અંશ કર્યા તો ૩૪૯।૬।૩૬ થયા, તેને ૪૦ થી ભાગતાં શેષ ૨૯।૬।૩૬ **લગ્નના દાયાંશા** થયા, એવી રીતે દરેક ગ્રહોના કરવા. ॥ ૧૮ ॥

**षड्भाल्पेसतिखेचरोनउदयेऽस्यांशीकृतैः स्वाम्रिभि। स्त्वेकाल्पेसति स्वाम्रिभाजितलवैः सौम्[illegible] ऊनाभूर्गुण एको[illegible] कस्यबह्वोजसः। कार्यस्तद्गुणिताः स्वदायजलवा भ्रक्रार्धहानि स्त्वियम् ॥१९॥**

**अन्वयः—खेचरोन उदये षड्भाल्पेसति, अस्य अंशीकृतैः स्वा-**

**ग्निभिः ऊनाभूः गुणः, खेचरोन उदये, एकाल्पेसति, तदा, खाग्नि भाजितलवैः, ऊनाभूः गुणः, सौम्योनितेअर्द्धितैः, ऊनाभूः गुणः, एकभेद्विबहुषुचेत्, तदा, बह्वोजसः एकस्यकार्यः, तद्गुणिताः स्वदायजलवाः, इयं, चक्रार्द्धहानिः ॥१९॥**

**अन्वयार्थः—खेचरोन उदये** ગ્રહે રહિત એવું લગ્ન **षड्ऽल्पेसति** ૭ રાશિ થકી અલ્પ સતે **अस्य** એ ગ્રહના **अंशोद्धृतैः** અંશવડે ભાગે લીધેલા **खाग्निभिः** ત્રીશ તેણે **ऊनाभूः** ઊન એક **गुणः** ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક હોય **खेचरोन उदये** ગ્રહે રહિત લગ્ન **एकाल्पेसति** એકથી ઓછી રાશિ હોય **तदा** ત્યારે **खाग्नि भाजितलवैः** ત્રીસે ભાગેલા અંશોવડે **ऊनाभू**, રહિત એક **गुणः** ચક્રપાતાર્દ્ધ હાની ગુણક હોય **सौम्योनिते** શુભગ્રહ લગ્નમાંથી કાઢે સતે **अर्द्धितैः** અર્ધવડે કરી **ऊना** ઊન **भूः** એક તે **गुणः** ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક હોય **एकभे** એક રાશિને વિશે **द्विबहुषुचेत्** બે અથવા વધારે ગ્રહ રહ્યા હોય **तदा** ત્યારે **बह्वोजसः** વધારે ષડ્બલવાળા ગ્રહનું **एकस्यकार्यः** એકનુંજ કરવું **तद्गुणिताः** તેથી ગુણેલા **स्वदायजलवाः** પોતપોતાના ( અંશાયુષ ) દાયાંશાતે **इयं** એ **चक्रार्द्धहानिः** ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા દાયાંશ હોય. ॥ ૧૯ ॥

**ભાવાર્થઃ**—સ્પષ્ટ લગ્નમાંથી ગ્રહો બાદ કરતાં જે રહે તે ૭ રાશિથી ઓછું હોય તો તેના અંશો કરી તે અંશાદિથી ૩૦ અંશને ભાગવા ત્યારે જે લબ્ધિ આવે તેને એકમાંથી બાદ કરવાથી ને જો લગ્નમાંથી બાદ કરેલો ગ્રહ ૧ રાશિથી ઓછો હોય તો તેના અંશાદિને ૩૦ અંશવડે ભાગી જે લબ્ધિ આવે તેને એકમાંથી બાદ કરવાથી **ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક** થાય છે, તેમાં [1]**પાપગ્રહ** બાદ કર્યો હોય તો ઉપર પ્રમાણે કરવું. ને જો **શુભ ગ્રહ** બાદ કરેલો હોય તો આવેલી લબ્ધિનું અર્દ્ધ કરીને ૧ માંથી બાદ કરવું. તો **ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક** થાય છે; એક રાશિમાં બે અથવા વધારે ગ્રહો ભેગા હોય તો જે ગ્રહનું ષડ્બલૈક્ય જરાપણ વધારે હોય તે ગ્રહ એકનુંજ કરવું, બાકીના ગ્રહોનું ૧ા૦ા૦ મૂકવું, લગ્નમાંથી ગ્રહ બાદ કરતાં ૭ રાશિથી વધારે હોય તો તેનું પણ ૧ા૦ા૦ મૂકવું, તે ચક્ર

---

૧–પાપ અને શુભ ગ્રહો દૃષ્ટિ સાધતી વખતે બતાવ્યા પ્રમાણે લેવા.

પાતાર્દ્ધ હાનિ થકી પોતપોતાના **દાયાંશાને** ગુણવાથી **ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા દાયાંશા** થાય છે. ॥ ૧૯ ॥

**ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા દાયાંશાનું ઉદાહરણ**—લગ્ન ૧૧।૧૯।૬।૩૬ માંથી સૂર્ય ૨।૫।૫૪।૨૧ બાદ કરતાં ૯।૧૩।૧૨।૧૫ રહ્યા, તે ૭ રાશિ કરતાં વધારે હોવાથી ૧।૦।૦ સૂર્યનો ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક થયો, તે વડે સૂર્યના **દાયાંશા** ૨।૫।૫૪।૨૧ ને ગુણવાથી ૨।૫।૫૪।૨૧ સૂર્યના ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા દાયાંશા થયા; તેમજ લગ્નમાંથી ચંદ્ર ૭।૨૫।૫૬।૨૬ બાદ કરતાં ૩।૨૩।૧૦।૧૦ થયા, તેની વિકળા કરી તો ૪૦૭૪૧૦ થઈ તેનાથી ૩૦ અંશની વિકળાઓ ૧૦૮૦૦૦ ને ભાગવાથી, ૦।૧૫। ૫૪ **ફળ** આવ્યું. તે શુભ ગ્રહ હોવાથી તેનું અર્દ્ધ કર્યું તો ૦।૭।૫૭ થયું. તેને એકમાંથી બાદ કરતાં ૦।૫૨।૩ ચંદ્રનો **ચક્રપાતાર્દ્ધ હાનિ** ગુણક થયો, એ ગુણકવડે ચંદ્રના **દાયાંશા** ૩।૫।૫૬।૨૬ ને ગુણવાથી ૩।૧।૧૦।૪૨ ચંદ્રના **ચક્રપાતાર્દ્ધ** હાનિ ગુણક ગુણિતા **દાયાંશા** થયા. ॥૧૯ ॥

**दायांशोत्थकलाः स्वयोग्यगुणकघ्नाः खाभ्रनेत्रोद्धृता । अंशायुर्द्युसदां समादितुतनोर्दायांशकास्त्र्याहताः ॥ दिग्भक्ताहि समादिचेत्तु बल वल्लग्नंतदालग्नभैस्तुल्याब्दैः सहितं द्विनिघ्नशर हृद्भागादितो मास युक् ॥ २० ॥**

**अन्वयः—दायांशोत्थकलाः, स्वयोग्यगुणकघ्नाः, खाभ्रनेत्रोद्धताः, द्युसदां समादि अंशायुः, तनोः, दायांशकाः, त्र्याहताः, दिग्भक्ताः, समादि, हि, बलवत्लग्नंचेत्, तदा, लग्नभैः, तुल्याब्दैः, सहितंकार्यं, द्विनिघ्नशरहृत्, भागादिताः मासयुक् कार्यं ॥२०॥**

**अन्वयार्थः—दायांशोत्थकलाः** દાયાંશ થકી ઉદય પામેલી કળાઓ **स्वयोग्यगुणकघ्नाः** પોતપોતાના કર્મ યોગ્ય ગુણકે ગણેલી **खाभ्रनेत्र** ૨૦૦ થી **उद्धृताः** ભાગે લીધેલી કળાઓ તે **द्युसदां** ગ્રહોનું **समादि** વર્ષાદિ **अंशायुः** અંશાયુર્દા હોય **तनोः** લગ્નના **दायांशकाः** દાયાંશક તે **त्र्याहताः** ત્રણથી ગણેલા **दिग्भक्ताः** દશે ભાગે લીધેલા તે **समादिहि** નિશ્ચે વર્ષા-

દિક (હોય) **बलवत्** બળવાન્ **लग्नं** લગ્ન **चेत** હોય **तदा** ત્યારે **लग्नभैः** લગ્નની રાશિના **तुल्याब्दैः** તુલ્ય વર્ષોવડે **सहितंकार्यं** યુક્ત કરવું **द्विनिघ्न** બેએ ગણેલાને **शरहृत** પાંચવડે ભાગે લીધેલા **भागादितः** ( લગ્નના ) અંશાદિક તે **मासयुक् कार्यम्** માસને વિશે યુક્ત કરવા. ॥૨૦॥

**ભાવાર્થ**—ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા અંશાયુના દાયાંશાની કળાઓ કરી તેને પોતપોતાના કર્મ યોગ્ય ગુણકવડે ગુણી ૨૦૦ થી ભાગવા તો તે વર્ષાદિ **અંશાયુ** થાય છે, લગ્નના દાયાંશાને ૩ થી ગુણી ૧૦ વડે ભાગવાથી **લગ્નનો વર્ષાદિ અંશાયુર્દા** થાય છે, પણ જો લગ્ન [1]બળવાન હોય ત્યારે લગ્નની રાશિ જેટલાં વર્ષ લગ્નના આયુર્દાના વર્ષોમાં ઉમેરવાં ને અંશાદિને બે વડે ગુણી પાંચવડે ભાગવાથી જે માસાદિક આવે તે લગ્નના આયુર્દાના માસાદિકમાં ઉમેરવા, તો **લગ્નનો સ્પષ્ટઅંશાયુર્દા** થાય છે. ॥૨૦॥

**અંશાયુર્દાનું ઉદાહરણ**--સૂર્યના ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા દાયાંશા ૨૫।૫૪।૨૧ ની કળાઓ ૧૫૫૪।૨૧ થઈ, તેને **કર્મયોગ્યગુણક** ૨૧૩।૩૯ થી ગુણતાં ૩૪૬૨૧૯ **કર્મયોગ્ય ગુણક ગુણિતા આયુઃકલા** થઇ. તેને ૨૦૦ વડે ભાગવાથી, વર્ષાદિ ૧૭।૩।૨૨।૧૦।૧૨ સૂર્યનો **અંશાયુર્દા** થયો.

લગ્નના દાયાંશા ૨૯।૬।૩૬ ને ૩ વડે ગુણવાથી ૮૭।૧૯।૪૮ થયા, તેને ૧૦ વડે ભાગવાથી, વર્ષાદિ ૮।૮।૨૩।૫૨।૫૮ લગ્નનો **અંશાયુર્દા** થયો; પણ લગ્નનું સ્ફુટબળ ૬ થકી વધારે હોવાથી લગ્ન બળવાન્ છે. માટે તેના આયુર્દાના વર્ષોમાં લગ્નની રાશિ ૧૧ ઉમેરી, તો ૧૯।૮।૨૩।૫૨।૪૮ થયા, અને લગ્નના અંશાદિ ૧૯।૬।૩૬ ને ૨થી ગુણતાં ૩૮।૧૩।૧૨ થયા, તેને પાંચવડે ભાગવાથી **માસાદિ** ૭।૧૯।૧૨ આવ્યા, તેને વર્ષાદિ ૧૯।૮।૨૩।૫૨।૪૮ માં ઉમેરવાથી **વર્ષાદિ** ૨૦।૪।૧૩।૧૨।૨૦ **લગ્નનો અંશાયુર્દા** થયો. ॥૨૦॥

**स्वोच्चोनोद्युचरोंगभात्समधिको ग्राह्योल्पकोनार्कभं तद्भागाद्युचरोरिभेयदिगुणां शोनाविनावक्रगं ॥ द्व्याप्ताअस्तमिते विनाशनिसितौ हानिद्वयेऽत्राधिकं काथोपिण्डनिसर्गजीवगदिते चक्रार्द्धहानिर्भवेत्२१**

**अन्वयः–स्वोच्चोनः द्युचरः अंगभात् समधिकः ग्राह्यः अल्पकोनार्कं कार्यं; तद्भागाः, यदिद्युचरः, अरिभे ( सति ), तदा,**

---

[1] ૧-લગ્નનું સ્ફુટબળ ૬ થી વધારે હોય તો લગ્ન બળવાન જાણવું.

**गुणांशोनाकार्याः । वक्रगंविना, अस्तमिते द्व्याप्ता, शनिसितौविना, हानिद्वये प्राप्ते सति, (तदा) अत्र अधिके (एका) हानिः कार्या, । अथो, पिण्ड निसर्गजीवगदिते चक्रार्द्धहानि भवेत् ॥२१॥**

**अन्वयार्थः—स्वोच्चोनः** પોતાના ઉચ્ચે રહિત એવો **द्युचरः** ગ્રહ તે **अंगभात्** ૭ રાશિ થકી **समधिकः** અધિક **ग्राह्यः** ગ્રહણ કરવો **अल्पकोनार्कभं** ૭ રાશિ કરતાં ઓછો હોય તો બાર રાશિમાંથી રહિત કરવો **तद्भागाः** તેના અંશો કરવા **यदि** જો **द्युचरः** ગ્રહ **अरिभे सति** શત્રુની રાશિમાં હોય **तदा** ત્યારે **गुणांशोना ( कार्या )** તૃતીયાંશે રહિત કરવી ( પણ ) **वक्रगंविना** મંગળ સિવાય **अस्तमिते** અસ્ત પામેલો ગ્રહ હોય તો **द्व्याप्ता** બેવડે ભાગે લેવું, ( પણ ) **शनिसितौविना** શનિ અને શુક્ર સિવાય. **हानिद्वयेप्राप्तेसति** બે હાનિ પ્રાપ્ત થઇ હોય **तदा** ત્યારે **अत्र** અહિં **अधिके** ( તે બેમાંથી જે ) અધિક એવી **एका** એક **हानिः** હાનિ **कार्या** કરવી **अथो** ત્યાર પછી **पिंडनिसर्गजीवगदिते** પિંડ, નિસર્ગ અને જીવ શર્માયુર્દાને વિશે **चक्रार्द्धहानिः** ચક્રાર્દ્ધહાનિ **भवेत्** હોય. ॥૨૧॥

**ભાવાર્થ**—ગ્રહોમાંથી પોતાના ઉચ્ચને બાદ કરવું, તે ૭ રાશિથી વધારે લેવો, ને ૭ રાશિથી ઓછો હોય તો ૧૨ રાશિમાંથી બાદ કરીને લેવો. તેના અંશ કરવાથી **દાયાંશા** થાય છે; જે ગ્રહ [1]**શત્રુની** રાશિનો હોય તેના દાયાંશામાંથી તૃતીયાંશ બાદ કરવો, પણ જો **મંગળ** શત્રુની રાશિનો હોય તો તેનો તૃતીયાંશ બાદ કરવો નહિ. અને જે ગ્રહ **અસ્તનો** હોય તેના દાયાંશાનું અર્દ્ધ કરવું, પણ શુક્ર અને **શનિ અસ્તના** હોય તો તેના દાયાંશાનું અર્દ્ધ કરવું નહિ. તેમજ જે ગ્રહ શત્રુની રાશિનો હોય તેજ ગ્રહ [2]અસ્તનો પણ હોય તો દાયાંશાનું અર્દ્ધજ કરવું તો **પિંડ, નિસર્ગ અને જીવ શર્માયુર્દાના દાયાંશા** થાય છે; તેને અંશાયુર્દામાં બતાવેલી ચક્રપા-

---

૧–અહિં નિસર્ગ મૈત્રી પ્રમાણે શત્રુ લેવો. ૨–ગ્રહ સૂર્યની આસપાસ હોય ત્યારે અસ્ત થાય છે તેના સૂર્યની તફાવતના અંશો નીચે પ્રમાણે છે. તે વડે અસ્ત અને ઉદય જાણવું; ગ્રહોના કાલાંશઃ ચંદ્રના, ૧૨ મંગળ, ૧૭ બુધ, ૧૩ ગુરૂ, ૧૧ શુક્ર, ૯ શનિ, ૧૫ વક્રી બુધ હોય ત્યારે, ૧૨ વક્રી શુક્ર હોય ત્યારે તેના ૮ સમજવા.

તાર્દ્ધ હાનિ ગુણકથી ગુણવા તો ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા પિંડાદિ ત્રણ આયુર્દાના દાયાંશો થાય છે. ॥ ૨૧ ॥

**પિંડાદિ આયુરંશાનું ઉદાહરણ**—સૂર્ય ૨।૫।૫૪।૨૧ માંથી તેનું ઉચ્ચ ૦।૧૦।૦।૦ બાદ કર્યું, તો ૧।૨૫।૫૪।૨૧ રહ્યા, તે ૭ રાશિથી ઓછા છે, માટે ૧૨ રાશિમાંથી બાદ કર્યા તો ૧૦।૪।૫।૩૯ રહ્યા, તેના અંશ કર્યા તો ૩૦૪।૫। ૩૯ થયા. તે પિંડત્રિકે સૂર્યના દાયાંશા થયા, એ સૂર્ય શત્રુ ક્ષેત્રાદિ નથી માટે તેને શત્રુ ક્ષેત્રાદિ સંસ્કાર થતો નથી.

**શત્રુ ક્ષેત્રાદિ હાની સંસ્કૃત પિંડાદિ આયુરંશાનું ઉદાહરણ.**

ગુરૂ ૨।૧૮।૪૧।૨૫ માંથી તેનું ઉચ્ચ ૩।૫।૦।૦ બાદ કર્યું તો ૧૧।૧૩। ૪૧।૫૨ રહ્યા, તેના અંશો ૩૪૩।૪૧।૨૫ ને ગુરૂના દાયાંશા થયા. તેને ગુરૂ નિસર્ગ મૈત્રી પ્રમાણે જન્મ કુંડલીમાં શત્રુના ઘરનો છે, માટે ૩ થી ભાગ્યા તો ૧૧૪।૩૩।૪૮ આવ્યા, તેને ગુરૂના દાયાંશા ૩૪૩।૪૧।૨૫ માંથી બાદ કર્યા તો ૨૨૯।૭।૩૭ ગુરૂના શત્રુ ક્ષેત્રાસ્તંગત સંસ્કૃત દાયાંશા થયા.

**ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા દાયાંશાનું ઉદાહરણ.**

સૂર્યના દાયાંશા ૩૦૪।૫।૩૯ ને તેના ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ૧।૦।૦ થી ગુણતાં ૩૦૪।૫।૩૯ ચક્રપાતાર્દ્ધ હાનિ ગુણક ગુણિતા પિંડાદિ ત્રણ આયુર્દાના સ્પષ્ટ દાયાંશા થયા. ॥ ૨૪ ॥

**दायांशाद्युसदांपृथक् तनुलवादिघ्नाखषट्त्र्युद्धृता आप्त्योनास्तनुगे-खलेचयदिसद्दृष्टेऽर्द्धयाथापरे ॥ निघ्न्योग्रोदयभावजेनतनुगो ग्रौच्चे-द्बलिष्ठस्यतत् साम्येपुष्टफलेन नेतितनुपे ऽस्मिन्नांशजेऽसौक्रिया २२**

**अन्वयः—तनुगे खले ( सति ) द्युसदां दायांशाः पृथक् तनु-लवादिघ्नाः, खषट्त्र्युद्धृताः, आप्त्या ऊनाः कार्याः, च यदि, त-नुगेखले सद्दृष्टेसति, अर्द्धया ( आप्त्या ऊनाः कार्याः ), अथ अ-परे, उग्रोदयभावजेननिघ्न्या, ( आप्त्या ऊनाः कार्याः ), तनुगो-ग्रौचेत्, तदा, बलिष्ठस्य तत्, साम्ये ( सति ), तदा, पुष्ट फलेन, इति; तनुपे ( सति ), असौ, ( हानि क्रियान ); अस्मिन, अंशजे, असौ क्रियान; ॥२२॥**

**अन्वयार्थः—तनुगे** લગ્નને પામેલો **खलेसति** પાપગ્રહ હોય તો **द्युसदां** ગ્રહોના **दायांशाः** દાયાંશો **प्रथक्** ભિન્ન ભિન્ન **तनुलवाहताः** લગ્નના અંશાદિઓએ ગણેલા **खषट्त्र्युद्धृता** ૩૬૦ વડે ભાગે લેતાં આવેલી **आप्त्या** પ્રાપ્તિએ **उनाः कार्याः** રહિત કરવા **च** અને **तनुगेखले** લગ્નને પામેલા પાપગ્રહપર **सद्दृष्टेसति** શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો ( દાયાંશા ) **अर्द्धया** અર્દ્ધી **आप्त्या** પ્રાપ્તિએ **उनाः कार्याः** ઊન કરવા, **अथ** ત્યાર પછી **अपरे** બીજા આચાર્યો **उग्रोदयभावजेनाप्त्या** પાપગ્રહથી ઉત્પન્ન થયેલા ભાવફળવડે ગુણતાં આવેલી **आप्त्या** પ્રાપ્તિએ **ऊनाः कार्याः** રહિત (દાયાંશા) કરવા, **तनुगोग्रौचेत्** (જો) લગ્નને પામેલા બે પાપગ્રહ હોય **तदा** ત્યારે **बलिष्टस्य** બળવાનના (ભાવફળથી,) **तत् साम्ये (सति)** તે બેઉ સરખા બળવાળા હોય **तदा** ત્યારે **पुष्टफलेन** જેનું ભાવફળ વધારે હોય તેવડે કરીને **इति** એ પ્રકારે (કહે છે) **तनुपेसति** લગ્નનો સ્વામી પાપ ગ્રહ થઈ લગ્નમાં હોય તો **असौ हानि क्रियान** આ હાનિ ક્રિયા નકરવી **अस्मिन्** એ **अंशजे** અંશાયુર્દાને વિશે **असौ क्रियान** આ ક્રિયા ન કરવી. ॥૨૨॥

**ભાવાર્થ**—લગ્નમાં [1]પાપગ્રહ હોય તો ગ્રહોના સ્પષ્ટ દાયાંશોને બે ઠેકાણે લખવા એક ઠેકાણે લગ્નની રાશિ સિવાય ફક્ત અંશાદિથી ગુણી ૩૬૦ થી ભાગતાં જે લબ્ધિ આવે તેને બીજે ઠેકાણે મૂકેલા દાયાંશોમાંથી બાદ કરવી, ને જો લગ્નમાં પડેલા પાપગ્રહ ઉપર શુભગ્રહની [2]સંપૂર્ણ દૃષ્ટિ હોય તો આવેલી લબ્ધિનું અર્ધ બાદ કરવું. તો **પિંડત્રિકે સ્પષ્ટ દાયાંશા** થાય છે; બીજા આચાર્યો પાપગ્રહના ભાવફળથી લબ્ધિને ગુણી જે આવે, તેને દાયાંશામાંથી કાઢી નાંખવા કહે છે. પણ જો લગ્નમાં બે પાપગ્રહ હોય તો જે **પડ્બલે** બળવાન હોય તેના **ભાવફળથી** લબ્ધિને ગુણવી. પણ બેઉ ગ્રહોનું પડ્બલ ૬ થી વધારે હોય તો જેનું ભાવફળ વધારે છે, તેનાથી ગુણવી. ત્યારે જે આવે તે દાયાંશામાંથી બાદ કરવું તો **દાયાંશા** થાય છે; લગ્નમાં પડેલો પાપગ્રહ પોતાના ઘરનો હોય તો આ સંસ્કાર કરવો નહિ, ને અંશાયુર્દાયમાં આ શ્લોકનો સંસ્કાર બિલકુલ કરવો નહિ. ॥ ૨૨ ॥

---

૧–પાપગ્રહો સૂર્ય, મંગળ અને શનિ; તથા શુભગ્રહો ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર જાણવા અહિં પાપયુક્ત બુધ તથા ક્ષીણ ચંદ્રને પણ શુભગ્રહો જાણવા. ૨–૦૧૪૫૧૦ થી વધારે હોય તો સંપૂર્ણ દૃષ્ટિ જાણવી.

અહિં લગ્નમાં પાપગ્રહ ન હોવાથી એ સંસ્કાર આવતો નથી. ॥૨૨॥

**गोब्जा १९ तत्व २५ तिथि १५ प्रभाकर १२ तिथि १५ स्वर्गा २१ नखाः २० पैंडजे २०।१।२।९ नैसर्गे नखभूद्विधृति १८ नखाः २० पंचाश ५० दर्कादूगुणाः ॥ दायांशाः स्वगुणैर्हताहि भगणां ३६० शाप्ताः समाद्यायुषी । स्वर्गा २१ प्ताश्चसमादिजैव मिभहृत् स्वांशैर्घटाष्वन्वितं ॥ २३ ॥**

**अन्वयः—गोब्जाः तत्व, तिथि, प्रभाकर, तिथि, स्वर्गाः, नखाः, पैंडजे, अर्कादूगुणाः; नखभूद्विगोधृतिनखाः, पंचाशत्, नैसर्गे, अर्कादूगुणाः; दायांशाः, स्वगुणैः हताः, भगणांशाप्ताः समादि आयुषी, तत्दायांशाः, स्वर्गाप्ताः, समादिजैवं, किंविशिष्टं जैवं ), इभहृत्स्वांशैः घटीषु अन्वितम् ॥ २३ ॥**

**अन्वयार्थः—गोब्जाः** ૧૯ **तत्व** ૨૫ **तिथि** ૧૫ **प्रभाकर** ૧૨ **तिथि** ૧૫ **स्वर्गाः** ૨૧ **नखाः** ૨૦ તેઓ **पैंडजे** પિંડાયુર્દાને વિશે **अर्कात्** સૂર્ય થકી **गुणाः** ગુણક હોય **नख** ૨૦ **भू** ૧ **द्वि** ૨ **गो** ૯ **धृति** ૧૮ **नखाः** ૨૦ **पंचाशत्** ૫૦ તેઓ **नैसर्गे** નૈસર્ગાયુર્દાને વિશે **अर्कात्** સૂર્યથી **गुणः** ગુણક હોય **दायांशाः** દાયાંશો **स्वगुणैः** પોતાના ગુણકવડે કરીને **हताः** ગણેલા **भगणांशाप्ताः** ૩૬૦ અંશવડે ભાગે લીધેલા **समादि** વર્ષાદિ **आयुषी** આયુર્દા હોય **तद्दायांशाः** તેજ દાયાંશો **स्वर्गाप्ताः** એકવીશવડે ભાગે લીધેલા **समादि** વર્ષાદિ **जैवं** જીવશર્માયુર્દા હોય ( **किंविशिष्टं जैवं** કેવો જીવશર્માયુર્દા ) **इभहृत** આઠવડે ભાગે લીધા એવા **स्वांशैः** પોતપોતાના દાયાંશાવડે કરી **घटीषु** ઘટીઓને વિશે **अन्वितं** યુક્ત કરવું. ॥૨૩॥

**ભાવાર્થ**—સૂર્યાદિ ગ્રહોના અનુક્રમે ૧૯।૨૫।૧૫।૧૨।૧૫।૨૧।૨૦ એ પિંડાયુર્દાના ગુણક છે. અને ૨૦।૧।૨।૯।૧૮।૨૦।૫૦ એ નિસર્ગાયુર્દાના ગુણક છે. સંપૂર્ણ સંસ્કારોથી સ્પષ્ટ થયેલા દાયાંશોને પોતપોતાના ગુણકથી ગુણી ૩૬૦ વડે ભાગવાથી વર્ષાદિ પિંડાયુ તથા નિસર્ગાયુ થાય છે. તેજ દાયાંશોને ૨૧ વડે ભાગવાથી જે વર્ષાદિ થાય તેમાં તેજ દાયાંશોને આઠવડે ભાગતાં જે ઘટયાદિ ફળ આવે તે ઉમેરવાથી સ્પષ્ટ જીવશર્માયુર્દા થાય છે. ॥૨૩॥

| પિંડાયુર્દાના ગુણક. | | | | | | | | નિસર્ગાયુર્દાના ગુણક. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહો. | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહો. |
| ૧૯ | ૨૫ | ૧૫ | ૧૨ | ૧૫ | ૨૧ | ૨૦ | ગુણક | ૨૦ | ૧ | ૨ | ૯ | ૧૮ | ૨૦ | ૫૦ | ગુણક |

**પિંડાયુર્દાનું ઉદાહરણ**—સૂર્યના દાયાંશા ૩૦૪।૫।૩૫ ને તેના ગુણક ૧૯ વડે ગુણતાં ૫૭૭૦।૪૭।૨૧ થયા, તેને ૩૬૦ થી ભાગતાં વર્ષાદિ ૧૬।૦।૧૭।૪૭।૨૧ સૂર્યનો **પિંડાયુર્દા** થયો.

**નિસર્ગાયુર્દાનું ઉદાહરણ**—સૂર્યના દાયાંશા ૩૦૪।૫।૩૫ ને તેના ગુણક ૨૦ થી ગુણતાં ૬૦૮૧।૫૩।૦ થયા, તેને ૩૬૦ વડે ભાગતાં વર્ષાદિ ૧૬।૧૦।૨૧।૫૩।૦ સૂર્યનો **નિસર્ગાયુર્દા** થયો.

**જીવશર્માયુર્દાનું ઉદાહરણ**—સૂર્યના દાયાંશા ૩૦૪।૫।૩૫ ને ૨૧ થી ભાગતાં વર્ષાદિ ૧૪।૫।૨૩।૨।૩૪ થયા. તેમાં તેજ દાયાંશાને ૮ વડે ભાગવાથી આવેલા ઘટ્યાદિ ૩૮।૦ ઉમેર્યા તો વર્ષાદિ ૧૪।૫।૨૩।૪૦।૩૪ સૂર્યનો **જીવશર્માયુર્દા** થયો. ॥ ૨૩॥

**स्यालिप्ताः खनखो २०० द्धृताविभतनोर्वर्षादिपैंडत्रिके लग्नायुर्निखिलैस्तदंशकसमं कैश्चिद्भतुल्यंस्मृतं ॥ यस्येशोधिबलस्तदैवहिपरै स्तेनाढ्यमन्यैर्यदं शायुर्वत्त्वथचांशतुल्यमखिलोक्तंग्राह्यमेवादिमम् २४**

**अन्वयः—विभतनोः, लिप्ताः, खनखोद्धृताः, पिंडत्रिके, वर्षादि लग्नायुः, निखिलैः तदंशकसमं ( प्रोक्तं ), कैश्चिद्भतुल्यंस्मृतं, परैः, यस्य ईशः अधिबलः तत् एव हि, अन्यैः, अंशायुर्वत् यत्, तेनाढ्यं, अथ. अंशतुल्यं अखिलोक्तं, आदिमं एवं ग्राह्यं. ॥ २४ ॥**

**अन्वयार्थः—विभतनो** જેમાંથી રાશિ ગયેલી છે તેવા લગ્નની **लिप्ताः** કળાઓ **खनखोद्धृताः** ૨૦૦ વડે ભાગે લીધેલી તે **पिंडत्रिके** પિંડાદિ ત્રણ આયુર્દાને વિશે **वर्षादि** વર્ષાદિક **लग्नायुः** લગ્નનો આયુર્દા હોય **निखिलैः** ( સર્વત્ર ) ઘણાખરા આચાર્યોએ **तदंशकसमं** તે લગ્નના અંશ તુલ્ય ( **प्रोक्तं** આયુર્દા કહેલો છે ) **कैश्चित्** કેટલાક આચાર્યોએ **भतुल्यंस्मृतम्** રાશિ તુલ્ય આયુર્દાને કહેલો છે. **परैः** બીજા આચાર્યોએ લગ્ન અને નવમાંશની રાશિના સ્વામીમાંથી **यस्य** જેનો **ईशः** સ્વામી

**अधिबलः** વધારે બલવાન હોય **तत् एव** તેજ આયુર્દા ( એટલે લગ્નના સ્વામીનું ષડ્બલ વધારે હોય તો ભતુલ્ય પ્રમાણે આયુર્દા કરવો ને નવમાંશના સ્વામીનું વધારે ષડ્બલ હોય તો સ્યાલ્લિપ્તા પ્રમાણે આયુર્દા કરવો ) **हि** નિશ્ચય **अन्यैः** બીજા આચાર્યોએ **अंशायुर्वत्** અંશાયુર્દાની પેઠે **यत्** જે લગ્નાયુર્દા **तेनाढ्यं** તેવડે યુક્ત કરવા કહેલું છે **अथ** ત્યાર બાદ **अंशतुल्यं** અંશથી ઉત્પન્ન થયેલો ( સ્યાલ્લિપ્તાવાળો )**अखिलोक्तं** સમગ્ર આચાર્યોએ કહેલો એવો **आदिमम्** પ્રથમ **एवं** નક્કી **ग्राह्यं** ગ્રહણ કરવો. ॥ ૨૪ ॥

**ભાવાર્થ**—લગ્નના ફક્ત અંશાદિની કળા કરવી તેને બસોવડે ભાગવાથી પિંડાદિ ત્રણ આયુર્દાને વિશે **લગ્નનો** વર્ષાદિ આયુર્દા થાય છે, ઘણા આચાર્યોએ તો એજ અંશને તુલ્ય આયુર્દા કહ્યો છે, કેટલાક આચાર્યોએ તેની રાશિ તુલ્ય આયુર્દા કહ્યો છે, અને બીજા આચાર્યોએ લગ્ન તથા નવમાંશમાંથી જેનો સ્વામી ષડ્બળથી બળવાન હોય તે પ્રમાણે ( એટલે લગ્નનો સ્વામી બળવાન હોય તો **ભતુલ્ય**, ( લગ્નની જે રાશિ હોય તેટલા વર્ષમાં, લગ્નના અંશાદિકને ૨ થી ગુણી ૫ વડે ભાગતાં માસાદિ આવે તે ઉમેરવાથી;) અને નવમાંશના સ્વામીનું ષડ્બલ વધારે હોય તો **અંશતુલ્ય** ફક્ત લગ્નના અંશાદિની કળાઓ કરી તેને ૨૦૦ વડે ભાગવાથી વર્ષાદિ લગ્નનો આયુર્દા થાય છે. ) બીજા આચાર્યોએ **स्याल्लिप्ता** પ્રમાણે આયુર્દા કરી તેમાં અંશાયુર્દાની રીત લગ્નનો આયુર્દા લાવી જોડવાથી લગ્નાયુ; થાય એવું કહેલું છે, પણ અહિંતો પ્રથમ કહેલો તેજ ( **स्याल्लिप्ता** વાળો ) આયુર્દા લેવો. ॥ ૨૪ ॥

### ॥ પિંડાદિ ત્રણ આયુર્દામાં લગ્નાયુનું ઉદાહરણ. ॥

૨૫૯ લગ્નની રાશિને છોડી તેના અંશાદિ ૧૯।૬।૩૫। ની કળાઓ ૧૧૪૬।૩૬ ને ૨૦૦ વડે ભાગતાં વર્ષાદિ ૫।૮।૨૩।૫૨।૪૮ પિંડ, નિસર્ગ અને જીવશર્માયુર્દામાં **લગ્નનો આયુર્દા** થયો. ॥ ૨૪ ॥

**अंशायुश्चतनाविनेऽधिकबले पैण्डे निसर्गविधौ । स्याच्चेतुल्यबलंद्वयो र्युतिदलं तज्जायुषोश्चेत्त्रयः ॥ त्र्यायूंषित्रिबलैर्निहत्य चयुतिवीर्यैक्य-हृद्वात्रिजा युर्युत्याखिलवोथजैवमुदितं चेद्धीनवीर्यास्त्रयः ॥२५॥**

**अन्वयः—तनोः, अधिकबलेसति, अंशायुः, स्यात्, इने,**

अधिकबलेसति, पैण्डंस्यात्, विधौ, अधिकबलेसति, निसर्गस्यात्ः द्वयोः तुल्यंबलंचेत्, तदा, द्वयोः युतिदलं तत् आयुषोः, तत् (मिश्रायुः ) भवति, त्रयः, तुल्यंबलंचेत्, तदा, त्र्यायूंषि त्रिबलैः निहत्य, ते च, युतिः, वीर्यैक्यहृत्मिश्रायुः, वा; त्रिजायुः स्यात्; युत्याः त्रिलवः तत् मिश्रायुः अन्यमते अस्ति; अथ, त्रयः, हीनवीर्यंचेत्, तदा, जैवं, उदितं ॥२५॥

**अन्वयार्थः—तनोः** લગ્ન **अधिकबलेसति** અધિક બળવાન્ હોય તો **अंशायुः** અંશાયુર્દા **स्यात्** થાય ( કરવો ) **इने** સૂર્ય **अधिकबलेसति** અધિક બળવાન્ હોય તો **पैण्डंस्यात्** પિંડાયુર્દા કરવો **विधौ** ચંદ્ર **अधिकबलेसति** અધિક બલવાન હોય તો **निसर्गस्यात्** નિસર્ગાયુર્દા હોય **द्वयोः** બેનું **तुल्यंबलंचेत्** સરખું બલ હોય **तदा** ત્યારે **द्वयोः** બે (આયુર્દા) ના **युतिदलं** યોગનું અર્દ્ધ **तत्** તે **आयुषोः** બે આયુષ્યને **मिश्रायुः** મિશ્રાયુર્દા **भवति** થાય છે **त्रयः** ત્રણે **तुल्यंबलंचेत्** સરખા બળવાળા હોય **तदा** ત્યારે **त्र्यायूंषि** ત્રણે આયુર્દાને **त्रिबलैः** ત્રણેના બલ વડે **निहत्य** ( પ્રથક્ પ્રથક્ ) ગણીને **ते च युतिः** તે યુક્ત કરવા **वीर्यैक्यहृत** ત્રણેના ષડ્બલના ઐક્યવડે ભાગે લીધેલો **मिश्रायुः** મિશ્રાયુર્દા **वा** અથવા **त्रिजायुः स्यात्** ત્રિજાયુર્દા હોય, **युत्याः** ત્રણે આયુર્દાના યોગને **त्रिलवः** તૃતીયાંશ ( ત્રણે ભાગેલો ) **तत्** તે **मिश्रायुः** મિશ્રાયુર્દા હોય ( એવું ) **अन्यमते अस्ति** બીજાઓના મતમાં છે **अथ** ત્યાર પછી **त्रयः** ત્રણે **हीनवीर्यंचेत्** ઓછા બળવાળા હોય **तदा** ત્યારે **जैवं** જીવ શર્માયુર્દા **उदितं** કહ્યો છે.

**ભાવાર્થ**—લગ્ન, સૂર્ય અને ચંદ્રમાંથી જો **લગ્ન** [1]બળવાન હોય તો **અંશાયુર્દા, સૂર્ય** બળવાન હોય તો **પિંડાયુર્દા,** અને **ચંદ્ર** બળવાન્ હોય તો **નિસર્ગ આયુર્દા** લેવો; બે બળવાન હોય તો તે બન્નેના આયુર્દાને યોગ કરી તેનું અર્દ્ધ કરવું તે મિશ્રાયુર્દા જાણવો, ત્રણે સરખા બળવાન્ હોય તો ત્રણેના અયુર્દાને દિનાદિ કરીને [2]પોત પોતાના ષડબલૈક્યથી ગુણી

---

૧-લગ્નનું સ્ફુટ બળ અને સૂર્ય તથા ચંદ્રનાં ષડ્બળ ૭ થકી વધારે હોય તો તેઓને બળવાન જાણવા. ૨-લગ્નના સ્ફુટબળથી અંશાયુને, સૂર્યના ષડ્બલથી પિંડાયુને અને ચંદ્રના ષડ્બલથી નિસર્ગાયુને ગુણવો.

તેનો યોગ કરવો અને તે યોગને લગ્નના સ્ફુટબળ, તથા સૂર્ય ચંદ્રના ષડ્‌બલના યોગવડે [3]ભાગવા તો તે **દિનાદિ મિશ્રાયુર્દા** થાય છે, તેનો વર્ષાદિ કરવો; તે આયુર્દાને **ત્રીજાયુર્દા** પણ કહે છે. પણ જો ત્રણે મધ્યમ બળ વાળા હોય તો પણ પોત પોતાના આયુર્દાને પોત પોતાના ષડ્‌બલૈક્યથી ગુણી તેનો યોગ કરી તે યોગને ત્રણેના ષડ્‌બલૈક્યના યોગથી ભાગવા. તો તે મિશ્રાયુર્દા થાય છે. જો એક નિર્બળી હોય અને બીજા બે મધ્યમ બલી હોય તો જે મધ્યમ બળવાળા છે, તે બે ગ્રહોના આયુર્દાનો યોગ કરી તેનું અર્દ્ધ કરવાથી મિશ્રાયુર્દા થાય છે. અને જો બે નિર્બલી હોય ને એક મધ્યમ બલી હોય તો જે મધ્યમ બલી છે, તેનો જે આયુર્દા કહ્યો છે. તે લેવો. ને ત્રણે નિર્બલી હોય તો જીવ શર્માયુર્દા લેવો. બીજાઓનો એવો મત છે કે ત્રણે બળવાન હોય તો ત્રણેના આયુર્દાનો યોગ કરી તેને ત્રણે ભાગવાથી આયુર્દા થાય છે. ॥ ૨૫ ॥

**મિશ્રાયુનું ઉદાહરણ**—અહિ ત્રણે બળવાન હોવાથી **લગ્નના** સ્ફુટ બળ ૭।૨૩।૫૨।૪૬ થી **અંશાયુર્દાના** સૂર્યના આયુર્દા વર્ષાદિ ૧૭।૩।૨૨।૧૦।૧૨ ના દિનાદિ ૬૨૩૨।૧૦।૧૨ ને ગુણ્યા તો દિનાદિ ૪૬૧૦૫।૩૨।૯ થયા. તેવી રીતે લગ્નના બળથી દરેક ગ્રહો તથા લગ્નના અંશાયુર્દા ને ગુણવા. તેમજ **સૂર્યના** ષડબલૈક્ય ૭।૧૪।૩૪।૫૫ થી સૂર્યના **પિંડાયુર્દા** વર્ષાદિ ૧૬।૦।૧૭।૪૭।૨૧ ના દિનાદિ ૫૭૭૭।૪૭।૨૧ ને ગુણ્યા તો દિનાદિ ૪૧૮૪૮।૪૨।૫૧ થયા. એવી રીતે સૂર્યના ષડ્‌બલથી દરેક ગ્રહો તથા લગ્નના પિંડાયુર્દાને ગુણવો. તેમજ **ચંદ્રના** ષડ્‌બલૈક્ય ૮।૮।૪૭।૫૩ થી સૂર્યના **નિસર્ગાયુ** વર્ષાદિ ૧૬।૧૦।૨૧।૫૩।૦ ના દિનાદિ ૬૦૮૧।૫૩।૦ ને ગુણ્યા તો દિનાદિ ૪૯૫૪૬।૫૨।૪૪ થયા. એવી રીતે ચંદ્રના ષડ્‌બલથી દરેક ગ્રહો તથા લગ્નના નિસર્ગાયુર્દાને ગુણવો. એવી રીતે કરેલા લગ્નબલેનગુણિતંદિનાદ્યં અંશાયુમાં સૂર્યના દિનાદિ ૪૬૧૦૫।૩૨।૯ પિંડાયુમાં ૪૧૮૪૮।૪૨।૫૧ અને નિસર્ગાયુમાં ૪૯૫૪૬।૫૨।૪૪ એ ત્રણેનો યોગ કરવાથી દિનાદિ ૧૩૭૫૦૧।૭।૪૪ સૂર્યના થયા. એવી રીતે દરેક ગ્રહો તથા લગ્નના દિવસાદિનો યોગ કરવો.

---

૩–દિનાદિયોગને ચાર વખતે સાઠે ગુણવો તથા ષડ્‌બલૈક્યના યોગને પણ ચાર વખત સાઠે ગુણવો તેનાથી દિવસાદિગુણનને ભાગવા તો લબ્ધિ દિવસાદિ આવશે, દિવસોને ત્રીશે ભાગવાથી માસ અને માસોને બારે ભાગવાથી વર્ષ આવશે. તે વર્ષાદિ મિશ્રાયુર્દા જાણવો. ૪–બળવાન્, મધ્યમબલી અને નિર્બલી હવે પછીના શ્લોકમાં બતાવશે.

તેમજ સૂર્ય ચંદ્ર અને લગ્નના પરૂબલનો યોગ કરવાથી ૨૨૧૪૭૧૧૫૧૩૪૧૩૧ થયો. એ યોગથી પૂર્વે કરેલા દિવસાદિ યોગને ભાગવા છે, માટે સૂર્યના દિવસાદિ યોગ ૧૩૭૫૦૧। ૭। ૪૪ ને ચાર વખત ૬૦ થી ગુણ્યા તો ૧૭૮૨૦૧૪૬૩૦૪૦૦ થયા, તેને પરૂબલના ઐક્ય ૨૨।૪૭।૧૫।૩૪।૩૧ ને ચાર વખત ૬૦ થી ગુણેલા ૨૯૫૩૨૮૦૭૧ થી ભાગ્યા, તો દિવસાદિ ૬૦૩૪। ૧૧ આવ્યા, તેનો વર્ષાદિ ૧૬।૯।૪।૧૧ સૂર્યનો મિશ્રાયુર્દા થયો. એવી રીતે દરેક ગ્રહો તથા લગ્નનો કરવો. તેનું ઐક્ય કર્યું તો આખો મિશ્રાયુર્દા વર્ષાદિ ૯૦।૧૦।૪।૪૮।૨૫ થયો. ॥૨૫॥

त्र्यल्पे हीनबलोबलीषडधिके वीर्येग्रहश्चोदयो भिन्नंस्वस्वमतेस्मृतायुरितियत् प्राज्ञैर्व्यवस्थापितं ॥ अंशायुर्बहुसंमतंभवतियत्सत्यंचसत्योदितं स्याद्धर्मिष्टसुशीलपथ्यसुभुजां नस्यादिदंपापिनाम् ॥२६॥

अन्वय–ग्रहः, च, उदयः, त्र्यल्पेहीनबलः, अबलीज्ञेयः, षडधिके वीर्येसति, बलीज्ञेयः, भिन्नंस्वस्वमतेयत्स्मृतायुः, तत्प्राज्ञैः व्यवस्थापितंः इति यत्, अंशायुः बहुसंमतं भवति, तत्सत्यं च सत्योदितं, ( सत्याचार्येण उदितं ), इदं आयुः, धर्मिष्ट सुशील, पथ्य, सुभुजांस्यात्, पापिनांनस्यात् ॥ २६ ॥

**अन्वयार्थः**—**ग्रहः** ગ્રહ **च** અને **उदयः** લગ્ન તે **त्र्यल्पे** ત્રણથી ઓછા **हीनबलः** હીન બલી હોય તો **अबली** નિર્બળ **ज्ञेयः** જાણવો **षडधिके वीर्येसति** છથી અધિક બલ હોય તો **बलीज्ञेयः** બલવાન જાણવો **स्वस्वमते** પોત પોતાના ( એટલે જુદા જુદા આચાર્યોના ) મતમાં **यत्** જે કહેલો આયુર્દા **तत्** તે **प्राज्ञैः** પૂર્વના આચાર્યોએ **व्यवस्थापितं** સ્થાપન કર્યો છે **अंशायुः** અંશાયુર્દા **बहुसंमतं** બહુ ઋષિઓએ માનેલો **भवति** થાય છે **तत्** તે **सत्यं** સત્ય છે **च** અને **सत्योदितं** સત્યાચાર્યે કહેલો ( **सत्याचार्येण** સત્યાચાર્યે **उदितं** કહેલો ) **इदं** આ ( **आयुः** આયુર્દા ) **धर्मिष्ट** સારા આચરણ વાળો **सुशील** સ્વચ્છ સ્વભાવવાળો **पथ्य** નિયમ પુર્વક વર્તનારો ( અને ) **सुभुजां** સારૂં ભોજન કરનાર એઓનો **स्यात्** હોય છે **पापिनां** પાપીઓનું ( હિંસા કરનારાઓનું ) **नस्यात्** આ આયુષ્ય હોતું નથી. ॥ ૨૬ ॥

**ભાવાર્થ**—ગ્રહોનું ષડ્બલ અને લગ્નનું સ્ફુટ બલ ત્રણથી ઓછું હોય, તો **હીનબલી** ત્રણથી વધારે ને છથી ઓછું હોય, તો **મધ્યમબલી**, અને છથી વધારે હોય તો **ઉત્તમબલી** કહેવાય છે, પુર્વાચાર્યોએ પોત પોતાના મત પ્રમાણે આયુર્દા જુદો જુદો બતાવ્યો છે. તોપણ અંશાયુર્દાને માટે ઘણા આચાર્યોનો મત છે. તે સાચો છે, ને તે **સત્યાચાર્યે** કહેલો છે, તે આ-યુર્દા કેશવાચાર્યના મત પ્રમાણે ધર્મ ઉપર શ્રદ્ધા રાખનાર, સારા આચરણ વાળો, સ્વચ્છંદી, પથ્ય પાળનાર, (નિયમથી ચાલનાર) અને સારૂં ભોજન કરનાર એઓનો બરોબર મળે છે; પણ પાપી લોકોને માટે આ આયુર્દા બરાબર મળતો નથી. ॥૨૬॥

**हानिर्यास्तमितेरिभेप्यनुमितां शोत्थेल्पबुद्ध्यानत द्यस्माच्चैष्टिक आ-श्रयेऽस्तिनिखिलैः पैण्डादिषूक्तातत: ॥ आयुसौंरमिदं यतोऽब्दग-णना सौरात्ततः सूरिभिः प्रोक्तं सत्यमसद्यदल्पकथितं नाक्षकत्रं सावनम् ॥ २७ ॥**

**अन्वयः—अस्तमिते या हानिः, अरिभे अपि याहानिः, केन-चित् अल्पबुद्ध्याअंशोत्थे अनुमिता तत् न यस्मात्, चैष्टिक आश्रये अस्ति, ततः ( तस्मात् कारणात् ) निखिलैः पिंडादिषु उक्तात्, इदं आयुः सौरं अस्ति, यत् अब्दगणना सौरात् ततः ( तस्मात् कार-णात् ), सूरिभिः प्रोक्तं सत्यं आयुः यत् ( यस्मात् कारणात् ) अ-ल्पकथितं नाक्षत्रकं सावनं असत् ॥ २७ ॥**

**अन्वयार्थ—अस्तमिते** અસ્તમિત ગ્રહ સતે **या** જે **हानिः** હાનિ **अरिभे** શત્રુની રાશિને વિશે પણ **या** જે **हानिः** હાનિ તે **केनचित्** કોઈકે **अल्पबुद्ध्या** અલ્પ બુદ્ધિવાળાએ **अंशोत्थे** અંશાયુર્દાને વિશે **अनुमित** માનેલી છે **तत्** તે હાનિ **न** કરવી નહિ **यस्मात्** જેથી **चैष्टिक आश्रये** ચેષ્ટાગુણને આશ્રય ગુણકને વિશે તે હાનિ **अस्ति** છે **ततः** તેથી (**तस्मात् कारणात्** તે કારણથી ) **निखिलैः** સમગ્ર આચાર્યોએ **पिंडादिषु** પિંડાદિ ત્રણ આયુર્દાને વિશે **उक्ता** હાનિ કહેલી છે **इदं** આ **आयुः** આયુર્દા **सौरं** સોર પક્ષના **अस्ति** છે **यतः** જે કારણથી **अब्दगणना** વર્ષોની ગણત્રી **सौरात्** સૌર પક્ષથી છે **ततः** તેથી (**तस्मात् कारणा**त્ તે કારણથી

**सूरिभिः** પંડિતોએ **प्रोक्तं** કહેલું **सत्यं** સત્ય છે **आयुः** આયુર્દા **यत्** જેથી ( **यस्मात् कारणात्** જે કારણથી ) **अल्पकथितं** થોડા આચાર્યોએ કહેલા **नाक्षत्रकं** નાક્ષત્રમાન અને **सावनं** સાવનમાનના **असत्** ખોટા છે ૨૭

**ભાવાર્થ:**—અસ્તના ગ્રહની તેમજ શત્રુની રાશિને વિશે રહેલા ગ્રહની જે હાનિ છે, તે અલ્પ બુદ્ધિવાળાએ **અંશાયુર્દાને માટે** અનુમાન કરી છે તે ન કરવી. કારણ જે તે હાનિ ચેષ્ટા ગુણક તથા આશ્રય ગુણકમાં આવી ગયેલી છે તેથી બધા આચાર્યોએ પિંડ, નિસર્ગ અને જીવ શર્માયુર્દાને વિશે જ કહેલી છે. આ આવેલો આયુર્દા સૌરપક્ષનો જાણવો, અને વર્ષની ગણત્રી પણ સૌરમાનથી છે, માટે પંડિતોએ સૌર માનનો આયુર્દા કહ્યો છે, તે સત્ય જ છે, થોડા આચાર્યોએ જે આયુર્દા નાક્ષત્ર માનનો અને સાવન માનનો કહ્યો છે તે ખોટો છે, માટે સૌરજ લેવું. ॥ ૨૭ ॥

**पंचाहनंखभू १२० समानृकरिणां व्याघ्राद्यजादेर्नृपा गोकाल्योर्हि-जिना स्तथोष्ट्र खरयोस्तत्वानि सूर्याःशुनां ॥ अश्वायुः परमं रदानृ-वदिहानीयायुरेषांपरा युर्निघ्नं नृपरायुषा चविहृतं तेषांस्फुटाः भवेत्**

**अन्वयः—पंचाहंनखभूसमाः नृकरिणां परमं आयुः स्यात्, व्या-घ्राद्यजादेः नृपाः, गोकाल्योः जिनाः, तथा उष्ट्र खरयोः तत्वानि, शुनाम् सूर्याः, अश्वायुः रदाः, एषांनृवत् इह आयुः आनोयपरायु र्निघ्नंनृपरायुषा च विहृतं तेषां स्फुटायुः भवेत् ॥ २८ ॥**

**अन्वयार्थः**—**पंचाहं** પાંચ દિવસને **नखभूसमाः** ૧૨૦ વર્ષનું **नृक-रिणां** મનુષ્ય અને હાથીનું **परमं** પરમ **आयुः** આયુર્દા **स्यात्** હોય; **व्याघ्राद्यजादेः** વ્યાઘ્રાદિક અને બકરાદિનું **नृपाः** ૧૬ વર્ષનું; **गोकाल्योः** ગાય અને ભેંસનું **जिनाः** ૨૪ વર્ષનું, **तथा** તેવીજ રીતે **उष्ट्रखरयोः** ઊંટ અને ગધેડાનું **तत्वानि** ૨૫ વર્ષનું **शुनां** કૂતરાઓનું **सूर्याः** ૧૨ વર્ષનું, **अश्वायुः** ઘોડાનું આયુષ્ય **रदाः** ૩૨ વર્ષનું, **एषां** એ પશુઓનું **नृवत्** મનુષ્યના આયુર્દાની પેઠે **इह** અહિં **आनीय** લાવીને **परायुर्निघ्नं** બીજા-ઓના આયુર્દાએ ગુણેલું **नृपरायुषा** મનુષ્યના પરમાયુર્દાએ **विहृतं** ભાગે લીધેલું **तेषां** તેઓનું **स्फुटायुः** સ્પષ્ટાયુ થાય છે. ॥ ૨૮ ॥

**ભાવાર્થ**—મનુષ્યનો ને હાથીનો ૧૨૦ વર્ષ ૦ માસ અને ૫ દિવસનો પરમ આયુર્દા કહ્યો છે; વાઘ તથા બકરાં આદિ જનાવરોનો ૧૬ વર્ષનો, ગાય તથા ભેંસનો ૨૪ વર્ષનો, ઊંટ તથા ગધેડાનો ૨૫ વર્ષનો, કૂતરાનો ૧૨ વર્ષનો ને ઘોડાનો ૩૨ વર્ષનો પરમ આયુર્દા છે; મનુષ્યની પેઠે તે દરેકનો આયુર્દા લાવી તેને દરેકના પરમાયુર્દાથી ગુણી મનુષ્યના પરમ આવરદાથી ભાગ લેવો તો તે દરેકનો **સ્પષ્ટ આયુર્દા** થાય છે. ।।૨૮।।

**॥ इति केशवी पद्धतौ आयुर्दाध्याय ॥**

---

## પ્રકરણ ૬ ઠું.

---

### દશા સાધનાધ્યાય તથા ફળ નિર્ણય.

**यस्यायुर्यदसौदशास्य च शुभेष्टोच्चस्वभांशेतथा रोहानीचपरिच्युतस्य यदिसा कष्टारिनीचांशभे ॥ त्यक्तोच्चेत्ववरोहिणी भवतिसामध्योच्च मित्रस्वभांशे सद्दृष्टयुतः स्फुरत्करबलिष्टेष्टाधिकेस्याच्छुभा ।।२९।।**

**अन्वयः**—**यस्य ग्रहस्य यत् आयुः, अस्य असौदशा इष्टोच्चस्व भांशेशुभा, नीचपरिच्युतस्य आरोहा तथा शुभा यदि अरिनीचांशभे साकष्टा, त्यक्तोच्चेतु अवरोहिणी भवति, साउच्च मित्र स्वभांशे मध्या, सद्दृष्टायुतः स्फुरत्कर ( सूर्यास्त रहितः ) बलिष्टेष्टाधिके शुभास्यात्** ॥ २९ ॥

**अन्वयार्थ**—**यस्य** જે **ग्रहस्य** ગ્રહનું **यत्** જે **आयुः** આયુર્દા **अस्य** એ ગ્રહની **असौ** એજ **दशा** દશા ( સમજવી. ) **इष्टोच्चस्वभांशे** મિત્રની રાશિમાં, ઉચ્ચ રાશિમાં, પોતાનીજ રાશિમાં અને પોતાના નવમાંશમાં ( રહ્યો હોય તો ) **शुभा** શુભ ( દશા ) જાણવી **नीचपरिच्युतस्य** નીચ તજી ગયેલા ( ગ્રહ )ની, **आरोहा** આરોહા ( દશા ) **तथा शुभा** તેજ પ્રમાણે શુભ જાણવી **यदि** જો **अरिनीचांशभे** શત્રુની રાશિમાં, નીચ રાશિમાં કે નીચ રાશિના નવમાંશમાં હોય **सा** તે **कष्टा** ખરાબ દશા

જાણવી, **त्यक्तोच्चेतु** ત્યાગ કરેલું છે ઉચ્ચ જેણે એવો ( ગ્રહ ) હોય તો **अवरोहिणी** અવરોહિણી **भवति** થાય છે **सा** તે ( દશા ) **उच्चमित्रस्वभांशे** પોતાની ઉચ્ચ રાશિમાં મિત્ર રાશિમાં, પોતાની રાશિમાં અને પોતાના નવમાંશમાં હોય તો **मध्या** મધ્યમ ફળવાળી ( દશા જાણવી ) **सद्दृष्टयुतः** શુભ ગ્રહે જોયેલો અને શુભ ગ્રહે યુક્ત હોય **स्फुरत्कर** સૂર્યાસ્ત રહિત ( સૂર્યના ભેગો ન હોય ) ગ્રહ **बलिष्टेष्टाधिके** બળવાન અને ઇષ્ટ થકી અધિક હોય તો તેની **शुभा** શુભ ( દશા ) **स्यात्** હોય ॥૨૯॥

**ભાવાર્થ**—જે ગ્રહનો જે વર્ષાદિ આયુર્દા તેટલીજ તેની **દશા** સમજવી. તે ગ્રહ મિત્રના ઘરનો. ઉચ્ચનો, સ્વગૃહી અને સ્વનવમાંશમાં હોય તો તેની દશા **શુભ** જાણવી, નીચને ત્યાગ કરેલા ગ્રહની દશાનું નામ **આરોહા** કહેવાય છે. તે પણ સારી સમજવી. પણ તે ગ્રહ શત્રુના ઘરનો હોય, નવમાંશમાં અને જન્મ કુંડળીમાં નીચનો હોય. તે **આરોહી** દશા સારા ફળને આપનારી છે, છતાં પણ તેને ખરાબ સમજવી; પોતાની ઉચ્ચને ત્યાગ કરેલા ગ્રહની દશા **અવરોહિણી** જાણવી; તે દશા **ખરાબ ફળ** આપેછે. પણ તે ગ્રહ જન્મમાં ને નવમાંશમાં ઉચ્ચનો, મિત્રની રાશિનો અને પોતાની રાશિનો હોય તો તે અવરોહિણી છતાં **મધ્યમ ફળ** આપે છે; પણ જો તે ગ્રહને શુભ ગ્રહ જોતો હોય અથવા તે ગ્રહની સાથે શુભ ગ્રહ બેઠો હોય, ઉદયનો હોય, [1]બળવાન હોય અને તેનું ઇષ્ટ વધારે હોય તો તેની **દશા સારા ફળવાળી** જાણવી. ॥૨૯॥

**स्याद्दाद्याहिदशाधिकौजसइहाङ्गार्काब्जकानां ततः तत्केंद्रादियुजामथद्विबहवो वीर्यक्रमेणैवहि ॥ चेदोजः समतायुषोधिकतया युस्तुल्य ताचेद्दशा मौढ्यात्स्यादुदितः क्रमात्क्रमविधौवीर्यंहितत्रोच्यते ॥३०॥**

**अन्वयः—इह अङ्गार्काब्जकानां अधिकौजसः आद्यादशास्यात्, ततः, तत्केंद्रादियुजां, अथद्विबहवः ग्रहः चेत्, तदा, वीर्यक्रमेण एवहि, ओजः समताचेत्, तदा, आयुषः अधिक तया, आयुषः, तुल्यताचेत्, तदा, मौढ्यात्, उदितः, क्रमात्, दशास्यात्, तत्र क्रमविधौवीर्यं उच्यतेहि ॥ ३० ॥**

---

૧—બળવાન ષડ્બળથી જાણવો.

**अन्वयार्थः—इह** આ દશા ક્રમને વિશે **अङ्गार्कोडुजकानां** લગ્ન, સૂર્ય અને ચંદ્રમાંથી **अधिकौजसः** અધિક બળાબળની **आद्या** પ્રથમ **दशा** દશા **स्यात्** હોય **ततः** ત્યાર પછી **तत्केंद्रादियुजां** તેના કેંદ્રાદિકને પામેલા ગ્રહોની દશા થાય **केंद्रादियुजां** કેંદ્રાદિકને પામેલા ગ્રહો **द्विबहवः** બે અને બહુ એવા ગ્રહો **चेत्** હોય **तदा** ત્યારે **वीर्यक्रमेणएवहि** દશા બળ ક્રમવડેજ નિશ્ચય ( જેનું દશાબળ વધારે હોય તેની ) દશા પ્રથમ જાણવી **ओजः समताचेत्** બળની સમતા હોય **तदा** ત્યારે **आयुषः** આયુર્દાની **अधिकतया** અધિકતાવડે કરી દશા જાણવી **आयुषः** આયુષ્યની **तुल्यताचेत्** સમતા હોય **तदा** ત્યારે **मौढयात्** અસ્ત થયાથી **उदितः** ઉદયથકી **क्रमात्** અનુક્રમથી **दशा** દશા **स्यात्** હોય **तत्र** તે **क्रमविधौ** ક્રમ વિધિને વિશે **वीर्यउच्यतेहि** દશાબળ કહિયે છીએ ॥૩૦॥

**ભાવાર્થ**—લગ્ન સૂર્ય અને ચંદ્ર એ ત્રણેમાંથી જેનું **ષડ્બલ** જરા પણ વધારે હોય તેની પહેલી **દશા** જાણવી, જો કોઇ વખત ત્રણેના ષડ્બલ તદ્દન સરખાંજ હોય, ત્યારે લગ્નની પહેલી **દશા** જાણવી. એ પ્રમાણે જેની પહેલી દશા આવે, તેનાથી **મહા દશાઓનો** આરંભ ક્રમ જાણવો. પછી જેની પહેલી દશા હોય તેનાથી **કેન્દ્રમાં** રહેલા ગ્રહોની દશાઓ, તે પછી **પણફરમાં** રહેલા ગ્રહોની દશાઓ અને તે પછી **આપો-ક્લિમમાં** રહેલા ગ્રહોની દશાઓ જાણવી. કેંદ્રમાં પણફરમાં કે આપો-ક્લિમમાં વધારે ગ્રહો હોય, તો તેમાં જેનું દશાક્રમબળ વધારે હોય તેની પહેલી, ને તેનાથી ઓછા ઓછા બળવાળાઓની [1] પછી પછી દશા જાણવી. પણ દશાક્રમબળ સરખું હોય તો જેનો **આયુર્દા** વધારે હોય તેની પહેલી લેવી. ને જો બન્નેના આયુર્દા સરખા હોય તો અસ્ત થયા થકી [2] ઉદ-યના ક્રમથી દશા જાણવી. લગ્ન કે સૂર્ય કે ચંદ્રના આયુર્દા સરખા હોય તો

---

૧—જો સૂર્ય કે ચંદ્રની દશા પહેલી હોય તો જેની પહેલી દશા છે, તેનાથી કેંદ્ર, પણફર કે આપોક્લિમ સ્થાનની ગણનામાં લગ્ન આવે તો તેની પણ તે સ્થાનમાં રહેલા ગ્રહોની સાથે દશાક્રમ બળ પ્રમાણે દશા જાણવી. કેશ-વીમાં રાહુ કેતુનું બળ કે દશા કંઈ પણ આવતું નથી. ૨—જન્મ વખતે જે ગ્રહ ઉદય હોય તેની પહેલી દશા જાણવી. બેઊ ઉદય હોય તો જે વધારે વખતથી ઉદય થયો છે તેની પહેલી, ને બેઊ અસ્ત હોય તો જેનો ઓછો અસ્ત છે એટલે ઓછા દિવસનું અસ્તનું પ્રમાણ છે, તેની પહેલી દશા જાણવી.

પહેલી લગ્ન, પછી સૂર્ય ને પછી ચંદ્ર એ [૩]અનુક્રમથી **દશાઓ** જાણવી. આ દશાક્રમ વિધિને વિશે **દશા ક્રમબળ** કહિયે છીએ. ॥૩૦॥

**મિશ્રાયુષી દશાક્રમનું ઉદાહરણ**—લગ્નનું સ્ફુટબળ ૭।૨૩।૫૨।૪૬ સૂર્યનું ષડ્બલૈક્ય ૭।૧૪।૩૪।૫૫ ને ચંદ્રનું ષડ્બલૈક્ય ૮।૮।૪૭।૫૩ છે, એ ત્રણેમાં ચંદ્રનું બલ વધારે છે જેથી પહેલી **મહા દશા ચંદ્રની** થઇ, તેનાથી **કેંદ્રમાં** બુધ શુક્ર અને શનિ છે તેમાંથી શુક્રનું **દશાક્રમબળ** વધારે છે, માટે બીજી **મહાદશા શુક્રની** થઈ, તેનાથી ઓછું દશાક્રમબળ બુધનું છે માટે ત્રીજી દશા **બુધની** થઇ, અને તેનાથી ઓછું દશાક્રમબળ શનિનું છે માટે ચોથી **દશા શનિની** થઇ, પછી ચંદ્રથી **પણફરમાં** લગ્ન સૂર્ય અને ગુરૂ છે. તેમાં લગ્નનું દશાબળ વધારે છે જેથી પાંચમી **દશા લગ્નની** થઇ, ને તેનાથી ઓછું બળ સૂર્યનું છે, માટે છઠ્ઠી **દશા સૂર્યની** થઇ, ને તેનાથી ઓછું બળ ગુરૂનું છે માટે સાતમી **દશા ગુરૂની** થઇ, તથા ચંદ્રથી **આપોકિલમ**માં મંગળ છે માટે આઠમી **દશા મંગળની** થઇ; દશાનું પ્રમાણ ગ્રહોના **મિશ્રાયુર્દા** વર્ષાદિ પ્રમાણે જાણવું. એ રીતે પહેલી દશા ચંદ્રની છે તેનો મિશ્રાયુર્દા વર્ષાદિ ૮।૭।૧૩।૭।૧૭ છે. તેથી તેની દશા તેટલાજ વર્ષાદિ ૮।૭।૧૩।૭।૧૭ ની થઇ. ॥૩૦॥

**चेल्लग्नाद्यदशास्वभावज फलघ्नौजांसिपाकक्रमे ऽर्केन्द्वोश्चेत्प्रथमाखगोदय बलांघ्रिर्भेऽन्यवर्गेऽर्द्धितः ॥ स्वैर्वर्गेशबलैर्हतात् बलमिहै क्यंमूलितैक्यं परेऽथैवंरिष्टदभृक्तृजेधिकबलो भंक्तातदारिष्टहृत् ॥३१॥**

**अन्वयः—लग्नाद्य दशाचेत्, तदा, स्वभावजफलघ्नौजांसि, पाक क्रमेबलम्; अर्केन्द्वोः प्रथमादशाचेत्, तदा, खगोदयबलांघ्रिःभे, अन्य वर्गे अर्द्धितः, स्वैः वर्गेशबलैः हृतात् इह ऐक्यंबलं, परे, मूलितैक्यं बलं, अथ, एवं, रिष्टदभंक्तृजेभंक्ता अधिकबलः तदारिष्टहृत्स्यात् ३१**

---

૩–લગ્ન અને સૂર્યના આયુર્દા સરખા હોય તો પહેલી લગ્નને પછી સૂર્યની, અને જો સૂર્ય ચંદ્ર સરખા હોય તો પહેલી સૂર્યની ને પછી ચંદ્રની, ને જો લગ્ન ચંદ્ર સરખા હોય તો પહેલી લગ્નની અને પછી ચંદ્રની દશા જાણવી. એવીજ રીતે કોઇ પણ ગ્રહ સાથે લગ્ન; સૂર્ય કે ચંદ્ર સરખામણી કરે ત્યારે શ્લોકનો અનુક્રમ ધ્યાન રાખવો.

**अन्वयार्थः—लग्नाद्यदशाचेत्** લગ્નની જો પ્રથમ દશા હોય **तदा** ત્યારે **स्वभावजफलघ्नौजांसि** પોતાના ભાવ ફળ વડે ગણેલાં ષડ્બલ **पाकक्रमे** દશા ક્રમને વિશે **बलं** બળ હોય **अर्केन्द्वोः** સૂર્ય ચંદ્રની **प्रथमा** પ્રથમ **दशा** દશા **चेत्** હોય **तदा** ત્યારે ( **खग** ગ્રહ **उदय** લગ્નના **बलांघ्रि** ષડ્બળનો ચતુર્થાંશ **ते मे** ગૃહને વિશે) **खगोदयबलांघ्रिभे** ગ્રહો અને લગ્નના ષડ્બલનો ચતુર્થાંશ ગૃહને વિશે મૂકવો **अन्यवर्गे** બાકીના હોરાદિ ૭ વર્ગોને વિશે **अर्द्धितः** અર્દ્ધ મૂકવું **स्वैः वर्गेशबलैः** પોતાના વર્ગેશના બલોવડે **हतात्** ગણવાથી **इह** અહિં **ऐक्यं** ઐક્ય તેજ **बलं** બળ હોય **परे** બીજા આચાર્યો **मूलितैक्यं** મૂલના ઐક્યને **बलं** બળ કહે છે **अथ** ત્યાર બાદ **एवं** એજ પ્રમાણે **रिष्टद्भंक्तृजे** રિષ્ટને આપે એવા અને રિષ્ટને ભંગ કરે એવા ગ્રહ વિશે. (દશાબળમાં) **भंक्ता** ભંગ કરનાર **अधिकबलः** અધિક બળવાન હોય **तदा** ત્યારે **रिष्टहृत्** રિષ્ટભંગ **स्यात्** થાય છે. ॥૩૧॥

**ભાવાર્થ**—જો પહેલી દશા લગ્નની હોય તો પોત પોતાના ભાવ ફળથી પોતપોતાના **ષડ્બલને** ગુણવું. તો તે **દશા ક્રમ બળ** થાય છે. જો સૂર્ય અથવા ચંદ્રની પહેલી દશા હોય તો ગ્રહોના **ષડ્બલૈક્યનો ને લગ્નના સ્ફુટબળનો ચતુર્થાંશ** ગૃહસ્થાનમાં મૂકવો, ને તેનું અર્દ્ધ હોરાદિ ૭ વર્ગમાં મૂકવું તે **રવ્યાદિનાં ગૃહે ષડ્બલૈક્યાંઘ્રિ હોરાદિ સ્વર્દ્ધ** થાય છે. **તેને** લગ્ન તથા સૂર્યાદિ ગ્રહો સપ્તકવર્ગમાં જે રાશિના હોય તેના સ્વામીના ષડ્બલૈક્યથી ગુણી તે દરેકના સાતે વર્ગના બળનું ઐક્ય કરવાથી **દશાક્રમબળ** થાય છે. બીજા આચાર્યો રવ્યાદિનાં ગૃહે ષડ્બલૈક્યાંઘ્રિ હોરાદિ સ્વર્દ્ધનાં મૂળ લઇ તેનું ઐક્ય કરવું. તે દશાક્રમબળ કહે છે, ત્યાર પછી એજ પ્રમાણે રિષ્ટકર્ત્તા અને રિષ્ટને ભંગ કરનાર ગ્રહ તે બન્નેમાં રિષ્ટ ભંગ કરનાર ગ્રહનું દશા બળ વધારે હોય તો **રિષ્ટનો ભંગ કરે છે**, (અને રિષ્ટ કરનાર બળવાન હોય તો રિષ્ટ કરે છે.) ॥૩૧॥

**દશાક્રમબળનું ઉદાહરણ**—અહિં લગ્ન, સૂર્ય અને ચંદ્રમાંથી ચંદ્રનું ષડ્બલ વધારે હોવાથી તેની પહેલી દશા છે, જેથી દશાક્રમ બળ કરવા માટે સૂર્યના ષડ્બલૈક્ય ૭।૧૪।૩૪।૫૫ ને ૪ થી ભાગતાં ૧।૪૮।૩૮ **રવ્યાદિનાં ગૃહે ષડ્બલૈક્યાંઘ્રિ હોરાદિ સ્વર્દ્ધના** કોઠાનું બળ થયું. અને તેનું **અર્દ્ધ** ૦।૫૪।૧૯ **હોરાદિ ૭ વર્ગમાં બળ થયું. એવી રીતે દરેક ગ્રહો તથા લગ્નનું** કરવું. **જન્મકુંડલીમાં સૂર્ય બુધના ઘરનો છે તો બુધના ષડ્બલૈક્ય ૬।૩૦।૧૨।૩**

ને સૂર્યના ગૃહના ખાનાના બળ ૧૪૮।૩૮ થી ગુણ્યા તો ૧૧।૪૬।૮ સ્વૈ-
ર્વર્ગેશ બલૈર્ગુણિતાનિના ગૃહના ખાનામાં સૂર્યનું બળ થયું, તેમજ હોરામાં
સૂર્ય સૂર્યના ઘરનો છે જેથી સૂર્યના ષડ્બલૈક્ય ૭।૧૪।૩૪।૫૫ ને હોરાના
સૂર્યના બળ ૦।૫૪।૧૯ થી ગુણ્યા તો ૬।૩૩।૨૫ **સ્વૈર્વર્ગેશ બલૈર્ગુણિ-
તાનિના** હોરામાં સૂર્યનું બળ થયું, એવી રીતે સૂર્યાદિ ગ્રહો તથા લગ્નના
સાતે વર્ગનું બળ કરવું. સૂર્યના સાતે વર્ગના બળનું ઐક્ય કર્યું તો ૪૮।૪૫।૨૯
થયું, તે સૂર્યનું **દશાક્રમબળ** થયું. એવી રીતે દરેક ગ્રહો તથા લગ્નનું
ઐક્ય કરવાથી તેઓનાં **દશાક્રમબળ થાય છે;** એ બળ સૂર્ય અથવા
ચંદ્રની પહેલી દશા હોય તોજ લેવું.

પણ જ્યારે લગ્નની પહેલી દશા હોય ત્યારે દરેક ગ્રહોના **ભાવફળથી**
તેઓના **ષડ્બલૈક્યને** ગુણી **દસાક્રમબળ** કરવું પડે છે. માટે અહિં
ચંદ્ર દશા પહેલી હોવા છતાં લગ્નની પહેલી દશા માનીને દશાક્રમબળ કર-
વાની રીત બતાવીએં છીયે.

**ઉદાહરણ**—સૂર્યના ષડ્બલૈક્ય ૭।૧૪।૩૪।૫૫ ને તેના ભાવફળ ૦।૨૦।
૭।૨૩ થી ગુણતાં ૨।૨૫।૪૫।૬।૫૯ સૂર્યનું **દશાક્રમબળ** થયું. એવી રીતે
લગ્નની પ્રથમ દશા હોય તો દરેક ગ્રહોના **ભાવફળથી** પોતાના ષડ્બલૈક્યને
ગુણી **દશાક્રમબળ** કરવું. ॥ ૩૧ ॥

**भंक्तुरिष्टकुतोहिताहितशुभा सत्वंचनीचोच्चभा स्ताद्यस्या श्रयतांवि-
चार्य मतिमान रिष्टस्यभंगंवदेत् ॥ श्रेष्ठंरिष्टहृतौ दशाक्रमइहौजः
श्रीधराद्योदितं कष्टेष्टघ्नबलांतरात्क्वचकृतं तद्युक्तिशून्यंत्वसत् ।३२।**

**अन्वयः—भंक्तुः, रिष्टकृतः, हिताहित, शुभा सत्वं, च, नीचोच्चभा,
स्ताद्यस्य, आश्रयतां विचार्य, मतिमान्, रिष्टस्यभंगंवदेत्, रिष्टहृतौ,
इहदशाक्रमे, श्रीधराद्योदितं ओजः, श्रेष्ठं, क्वच, कष्टेष्टघ्नबलांतरात्,
कृतं, तत् युक्ति शून्यं असत् ॥ ३२ ॥**

**अन्वयार्थः—भंक्तुः** રિષ્ટ ભંગ કરનારનું **रिष्टकृतः** રિષ્ટ કરનારનું
**हिताहित** ઇષ્ટ કષ્ટ **शुभासत्वं** શુભ અને અશુભને **च** અને **नीचोच्चभा
स्ताद्यस्य** નીચ અને ઉચ્ચની રાશિ અને અસ્તાદિની **आश्रयतां** આશ્ર-
યતાને **विचार्य** વિચારી **मतिमान** બુદ્ધિમાન પુરૂષ **रिष्टस्य** રિષ્ટનો **भंगं**

ભંગને **वदेत्** કહે **रिष्टहतौ** રિષ્ટભંગને વિશે **इह** અહિં **दशाक्रमे** દશા ક્રમમાં **श्रीधराद्योदितं** શ્રી ધરાદિક આચાર્યોએ કહેલું **ओजः** બળ **श्रेष्टं** શ્રેષ્ટ જાણવું **क्वच** કેટલાક આચાર્ય **कष्टेष्टघ्नबलांतरात्** કષ્ટ ને ઇષ્ટે ગણેલા બળવાન અંતરથી **कृतं** કરેલું છે **तत्** તે **युक्तिशून्यं** યુક્તિરહિત **असत्** ખોટુંછે,

**ભાવાર્થ**—રિષ્ટ ભંગકર્તા અને રિષ્ટ કર્તા એ બે ગ્રહોના ઇષ્ટ અને કષ્ટનો, શુભ અને અશુભપણાનો નીચ ને ઉચ્ચ રાશિનો, અને અસ્તાદિ ( એટલે ઉદય, મૂળત્રિકોણ; અધિમિત્ર, મિત્ર, સમ, શત્રુ અને અધિશત્રુની રાશિને વિશે ) રહેલાનો વિચાર કરી બુદ્ધિમાન પુરૂષોએ રિષ્ટનો ભંગ કહેવો, રિષ્ટભંગને વિશે શ્રીધરાદિ આચાર્યોએ પ્રથમ કહેલું દશાક્રમ બળ ઉત્તમ (સારૂં) જાણવું. કેટલાક આચાર્યોએ કષ્ટ અને ઇષ્ટથી **ષડ્બલૈક્યને** ગુણી તે બેનું અંતર કરવું તો **દશાક્રમબળ** થાય એમ કહ્યું છે, તે ખોટું **છે.** ॥ ૩૨ ॥

**अर्द्धस्यैकभगस्त्रिकोणगृहगस्त्र्यंशस्य चास्तेनगां शस्यांघ्रेश्चतुरस्रगो-निजगुणैः पंक्तैकभेस्याद्बली ॥ अंशादौकुरुरूपमत्रसमतां कृत्वाचना-शंछिदा मंशघ्नाः स्वदशाः पृथक् खलुलवैक्याप्ताः स्युः रंतर्दशा॥३३॥**

**अन्वयः—एकभगः अर्द्धस्यपक्ता, त्रिकोणगृहगः त्र्यंशस्यपक्ता, अस्तेनगांशस्यपक्ता, चतुरस्रगः निजगुणैः अंघ्रेः पक्ता स्यात्; ॥ एकभे बलीस्यात्, अंशादौरूपंकुरु, अत्रसमतांकृत्वा, छिदांनाशं (कुर्यात्) अंशघ्नाः स्वदशाः पृथक्लवैक्याप्ताः अंतर्दशाः स्युः खलु.**

अन्वयार्थः—**एकभगः** એક રાશિને પામેલો ગ્રહ **अर्द्धस्य** અર્દ્ધનો **पक्ता** પરિપાક કર્તા થાય **त्रिकोणगृहगः** ત્રિકોણ ( નવમા પાંચમા ) ઘરને પામેલો ગ્રહ તે **त्र्यंशस्य** તૃતીયાંશનો **पक्ता** પરિપાક કર્તા થાય, **अस्ते** સાતમાને વિશે (રહેલો) ગ્રહ **नगांशस्य** સપ્તમાંશનો **पक्ता** પરિપાક કર્તા થાય, **चतुरस्रगः** ચોથા આઠમાને પામેલો ગ્રહ **निजगुणैः** પોતાના ગુણો વડે **अंघ्रेः** ચતુર્થાંશનો **पक्ता** પરિપાક કર્તા હોય **एकभे** એક રાશિમાં ( **द्विबहवः** બે અને બહુ ગ્રહ હોય તો ) **बली** બળવાન **स्यात्** હોય **अंशादौ** અંશાદિકને વિશે **रूपं** રૂપ **कुरु** કરવું **अत्र** એને વિશે **समतां** સમચ્છેદને **कृत्वा** કરીને **छिदां** છેદોનો **नाशं** નાશ **कुर्यात्** કરવો **अंशघ्नाः** અંશવડે ગણેલી **स्वदशाः** પોતપોતાની દશાઓ **पृथक्** ભિન્ન ભિન્ન

**लवैक्यासा:** અંશોના ઐકયવડે કરી ભાગે લીધેલી એવી **अंतर्दशाः** અંતર્દશાઓ **स्युः खलु** નિશ્ચય હોય ॥ ૩૩ ॥

**ભાવાર્થ**—જેની મહાદશા છે તે ગ્રહ કે લગ્નની $\frac{1}{1}$ દશા જાણવી. પછી તેના ભેગો જે ગ્રહ કે લગ્ન હોય તેની અરધી $\frac{1}{2}$, પછી મહાદશા પતિથી ત્રિકોણમાં એટલે નવમે ને પાંચમે રહેલા ગ્રહકે લગ્નની તૃતીયાંશ $\frac{1}{3}$, સાતમે રહેલા ગ્રહકે લગ્નની સપ્તમાંશ $\frac{1}{7}$, અને ચતુરસ્ત્રમાં ( ચોથે આઠમે ) રહેલા ગ્રહ કે લગ્નની ચતુર્થાંશ $\frac{1}{4}$ દશા જાણવી; તે દરેક આરોહ, અવરોહ, ઉચ્ચ અને નીચાદિ પ્રથમ કહેલા શુભ અને અશુભ ગુણથી દશા ભોગવે છે; પણ એકજ સ્થાન (રાશિ)માં એટલે જેની મહાદશા છે, તેના ભેગા, મહાદશા પતિથી નવમે, પાંચમે, સાતમે, ચોથે, આઠમે બે ત્રણ કે વધારે ગ્રહો હોય તો તેઓમાં જેનું **દશાક્રમબળ** વધારે હોય તે એકજ ગ્રહની અંતર્દશા જાણવી. પણ લગ્નની મહાદશા પ્રથમ હોય. ત્યારે લગ્નનું **દશાક્રમબળ** આવતું નથી, માટે તે વખતે જો લગ્ન અને ગ્રહો એકજ સ્થાનમાં હોય નો ફક્ત લગ્નનીજ [1]અંતર્દશા લેવી, બીજા ગ્રહોની લેવી. નહિ. કારણ કે લગ્ન **બળવાન** છે, અંશાદિને વિશે રૂપ કરવું. તેનો સમચ્છેદ કરી છેદનો નાશ કરવો, અંશવડે જુદી જુદી પોતાની માહાદશાને ગુણી અંશના ઐક્યથી ભાગ લેવો, તો **અંતર્દશાઓ** થાય છે. ॥૩૩॥

**અંતર્દશાઓનું ઉદાહરણ**—પહેલી મહાદશા ચંદ્રની છે. જેથી તેમાં ચંદ્રનો પાચક $\frac{1}{1}$ થયો, ( એટલે અંતર્દશા થઈ ) તેના ભેગો કોઇ પણ

૧. વધારેમાં વધારે અંતર્દશાઓ સાત આવે છે. એક માહાદશા વાળાની બીજી તેના ભેગો રહ્યો હોય તેની, ત્રીજી દશાપતિથી પાંચમે રહ્યો હોય તેની, ચોથી નવમે રહ્યો હોય તેની, પાંચમી સાતમે રહ્યો હોય તેની, છઠ્ઠી ચોથે રહ્યો હોય તેની અને સાતમી દશા પતીથી આઠમે રહ્યો હોય તેની અંતર્દશા જાણવી. એ સ્થાનોમાંથી કોઈ પણ સ્થાનમાં બે ત્રણ કે વધારે ગ્રહો રહ્યા હોય, તો તેમાંથી જે ગ્રહનું **દશાક્રમબળ** વધારે હોય તે એકજ ગ્રહની **અંતર્દશા** જાણવી. પણ પાંચમે તથા નવમે બેઉ જગ્યાએ ગ્રહો હોય તો તેમાંથી એક પાંચમે રહેલાની ને એક નવમે રહેલાની એમ બે ગ્રહોની અંતર્દશાઓ લેવાય છે. તેમાં પહેલી નવમે રહેલાની મૂકવી ! કે પાંચમે રહેલાની. તો તેમાં જેનું દશાક્રમબળ વધારે હોય તેની પહેલી મૂકવી, ને ઓછા બળવાળાની પછી મૂકવી, તેવીજ રીતે ચોથા તથા આઠમાને માટે પણ સમજવું.

ગ્રહ નથી, પછી તેના ત્રિકોણમાં લગ્ન છે, માટે તે $\frac{૧}{૩}$ દશાનો પાચક થયો, સાતમે બુધ, શુક્ર અને શનિ છે તેમાં શુક્રનું દશાક્રમબળ વધારે હોવાથી શુક્ર $\frac{૧}{૭}$ દશાનો પાચક થયો, અને ચતુરસ્ત્રમાં ગુરૂ તથા સૂર્ય છે, તેમાં સૂર્યનું દશાક્રમબળ વધારે હોવાથી સૂર્ય $\frac{૧}{૪}$ દશાનો પાચક થયો, એટલે ચંદ્રની દશાના પાચક ક્રમે ચં. $\frac{૧}{૧}$ લ. $\frac{૧}{૩}$ શુ. $\frac{૧}{૪}$ સૂ. $\frac{૧}{૭}$ થયા; તેના ઊપલા ચં. ૧ લ. ૧ શુ. ૧ સૂ. ૧ અંકોને અંશો જાણવા, અને તેનાજ નીચેના ૧ ૩ ૭ ૪ ને હર જાણવા.

**अन्योन्यहाराभिहतौहरांशौ राश्योः समच्छेद विधानमेवम्**
**मिथ्योदराभ्यामपवर्तिताभ्यां यद्वाहरांशौ सुधियाऽत्रगुण्यो ॥१॥**

**ભાવાર્થ**—એક અંકના **હરથી** બીજા અંકોના **હરો** તથા **અંશોને** ગુણવા, તેમજ બીજા હરથી પહેલા તથા પછીના અંશો તથા હરોને ગુણવા, તેમાં જે હરથી ગુણીએ છીએ, તેના ઉપલાને ગણવા નહિ, એવી રીતે બધાને નીચે હરનો અંક સરખો આવે ત્યાં સુધી કરવું તે સમચ્છેદ થાય છે.

**બીજી રીત**—અંકના હરોને જે અંકથી બધા હરોને ભાગ જાય તેવા અંકે ભાગવા લબ્ધિ આવેલા અંકથી પરસ્પરના હર તથા અંશને ગુણવાથી સમચ્છેદ થાય છે. ॥ ૧ ॥

પહેલા ચંદ્ર પાચકનો હર ૧ છે તેવડે પોતાના અંશ સિવાય બીજા પાચકોના અંશો તથા હરોને ગુણવાથી, અને પોતાના **અંશ** તથા **હર** છે, તેજ રાખવાથી $\frac{૧}{૧}$, $\frac{૧}{૩}$, $\frac{૧}{૭}$, $\frac{૧}{૪}$ થયા, તેને બીજા લગ્ન પાચકના હર ૩ થી પોતાના અંશ સિવાય બીજા પાચકોના અંશો તથા હરોને ગુણવાથી ને પોતાનો અંશ તથા હર ચંદ્રપાચકના હરથી ગુણેલો છે, તેજ રાખવાથી $\frac{૩}{૩}$, $\frac{૧}{૩}$, $\frac{૩}{૨૧}$, $\frac{૩}{૧૨}$ થયા, તેને ત્રીજા શુક્ર પાચકના હર ૭ થી પોતાના અંશ સિવાયના બીજા પાચકોના અંશ તથા હરોને ગુણ્યા ને પોતાનો અંશ તથા હર લગ્નપાચકના હરથી ગુણેલો છે તેજ મૂકયો તો $\frac{૨૧}{૨૧}$, $\frac{૭}{૨૧}$, $\frac{૩}{૨૧}$, $\frac{૨૧}{૮૪}$ થયા. તેને છેલ્લા સૂર્ય પાચકના હર ૪ થી પોતાના અંશ સિવાયના અંશો તથા હરોને ગુણ્યા, ને પોતાનો અંશ તથા હર શુક્ર પાચકના હરથી ગુણેલો છે, તેજ મૂકવાથી $\frac{૮૪}{૮૪}$, $\frac{૨૮}{૮૪}$, $\frac{૧૨}{૮૪}$, $\frac{૨૧}{૮૪}$, ક્રમે **ચંદ્ર, લગ્ન, શુક્ર, અને સૂર્યના સમહરા** થયા; એ રીતે નીચેના દરેક **હરો** સરખા થાય ત્યાં સુધી ગુણવા, તે સરખા થયેલા હરોનો સરખા થયા પછી ઉપયોગ થતો નથી. ને ઉપરના અંશોના જે અંકો છે, તે ઉપયોગમાં આવે છે, અને તે હારા-

**ણાંનાશે કૃતે જાતારંશાઃ** કહેવાય છે તે અહિ ચંદ્રની અંતર્દશાના ૮૪, લગ્નના ૨૮, શુક્રના ૧૨, અને સૂર્યના ૨૧ એટલે અનુક્રમે ૮૪।૨૮।૧૨।૨૧ થયા. તેનો યોગ કર્યો તો **અંશયોગ ૧૪૫** થયો.

**પાચક ઉપરથી સમહરા, હરાણાં નાશેકૃતે જાતારંશાઃ અને અંશયોગ કરવાની સહેલી રીત**—દરેક પાચકના નીચેના હરોને છેલ્લા પાચકના હરથી તેના પહેલા પાચકના હરને ગુણવા, જે થાય તેનાથી તેના પહેલા પાચકના હરને ગુણવા, જે થાય તેનાથી તેના પહેલા પાચકના હરને ગુણવા, એવી રીતે જેટલા પાચકના હર હોય ત્યાં સુધી ગુણવું. જે થાય, તેજ રકમના નીચે તેટલીજ બીજી રકમ મૂકવી. તો તે **પેલા પાચકના સમહરા** થાય છે, પછી બીજા પાચકના હરથી પેહેલા પાચકના સમહરાના ઉપરના **અંશને** ભાગવા જે લબ્ધ આવે તેને અંશ જાણી તેના નીચે પહેલા પાચકના સમહારાના **હરનો** અંક મૂકવો. તો **બીજા પાચકના સમહરા** થાય છે, તેમજ ત્રીજા પાચકના હરથી પેહેલા પાચકના સમહરાના **અંશને** ભાગવા, જે લબ્ધ આવે તે **અંશ** તથા તેના નીચે પહેલાના સમહરાના નીચેનો હર મૂકવો. તો તે ત્રીજા પાચકના સમહરા થાય છે, એવી રીતે દરેકના હરથી પહેલા પાચકના સમહરાના અંશને ભાગી જે આવે, તે **અંશ** અને તેના નીચે પહેલા પાચકના **સમહરાનો** હર મુકવાથી દરેકના **સમહરા** થાય છે. પછી જે દરેક પાચકના સરખા હરો છે તેનો ઉપયોગ થતો નથી પણ ઉપરના **અંશોને હારાણાં નાશેકૃતે જાતારંશાઃ** કહે છે, તેનોજ ઉપયોગ થાય છે. માટે તે દરેક અંશનો યોગ કરવા તો **અંશયોગ** થાય છે.

**ઉદાહરણ**—ચંદ્ર દશાના પાચક ચં. લ. શુ. સૂ. છે જેમાં છેલ્લા

| | | | | |
|---|---|---|---|---|
| અંશ. | ૧ | ૧ | ૧ | ૧ |
| હર. | ૧, | ૩, | ૭, | ૪ |

સૂર્ય પાચકના હર ૪ છે, તેનાથી તેના પહેલા શુક્ર પાચકના હર ૭ ને ગુણ્યા તો ૨૮ થયા, તેવડે તેના પહેલા લગ્ન પાચકના હર ૩ ને ગુણ્યા તો ૮૪ થયા, તેનાથી તેના પહેલા ચંદ્ર પાચકના હર ૧ ને ગુણ્યા તો ૮૪ થયા, તેના નીચે બીજી તેટલીજ રકમ મુકી તો, અંશ. ૮૪ ચંદ્ર પાચકના સમ-
હર. ૮૪

હરા થયા, તેના અંશ ૮૪ ને બીજા લગ્ન પાચકના હર ૩ થી ભાગ્યા તો લબ્ધિ ૨૮ ને તેના નીચે પ્રથમ ( ચંદ્ર ) પાચકના સમહરાનોજ હર

૮૪ મુકયો તો $\frac{૨૮}{૮૪}$ અં. લગ્નના સમહરા થયા, તેમજ તે પહેલા ચંદ્ર
હ
પાચકના સમહરા $\frac{૮૪}{૮૪}$ અં. ના અંશ ૮૪ ને ત્રીજા શુક્ર પાચકના હર ૭
હ
થી ભાગ્યા, તો લબ્ધિ ૧૨ અંશ ને તેના નીચે પ્રથમનોજ હર મુકયો,
તો અંશ $\frac{૧૨}{૮૪}$ શુક્રના સમહરા થયા, એવીજ રીતે પ્રથમ પાચકના સમ-
હર.
હરાના અંશ ૮૪ ને છેલ્લા સૂર્ય પાચકના હર ૪ થી ભાગ્યા તો લબ્ધિ ૨૧
અંશ આવ્યા, ને તેના નીચે પ્રથમનોજ હર ૮૪ મુકયો તો અંશ. $\frac{૨૧}{૮૪}$
હર.
સૂર્યના સમહરા થયા, એ રીતે કરવાથી ચંદ્ર દશાના પાચક ચંદ્ર, લગ્ન,
શુક્ર અને સૂર્યના સમહરા અનુક્રમે અંશ. $\frac{૮૪}{૮૪}$' $\frac{૨૮}{૮૪}$' $\frac{૧૨}{૮૪}$' $\frac{૨૧}{૮૪}$ થયા, તે
હર.
ઉપરના દરેક અંશના અંકો **હારાણાં નાશેકૃતે જાતાંરંશાઃ** કહેવાય, એ
રીતે ચંદ્રના **જાતાંરંશાઃ** ૮૪, લગ્નના ૨૮, શુક્રના ૧૨, અને સૂર્યના ૨૧
થયા, તે દરેક અંશનો યોગ કર્યો તો ૧૪૫ **અંશયોગ** થયો.

**મહાદશામાં અંતર્દશાનાં વર્ષાદિ લાવવાનું ઉદાહરણ**—ચંદ્રની
મહાદશા વર્ષાદિ ૮।૭।૧।૩૭।૧૭ ની છે, તેને **ચંદ્રના જાતાંરંશાઃ** ૮૪ થી
ગુણ્યા તો વર્ષાદિ ૭૨૧।૪।૨૬।૧૧।૪૮ થયા, તેને **અંશયોગ ૧૪૫** થી
ભાગ્યા તો વર્ષાદિ ૪।૧૧।૨૧।૦।૩૦ ચંદ્ર મહાદશામાં અંતર્દશા થઈ, તેજ
પ્રમાણે **લગ્નના જાતાંરંશાઃ** ૨૮ થી ચંદ્રની મહાદશાના વર્ષાદિને ગુણ્યા તો
૨૪૦।૫।૧૫।૨૩।૫૬ થયા, તેને **અંશયોગ** ૧૪૫ થી ભાગતાં વર્ષાદિ
૧।૭।૨૭।૦।૧૦ ચંદ્ર મહાદશામાં લગ્નની અંતર્દશા થઇ, તેમજ **શુક્રના
જાતાંરંશાઃ** ૧૨ થી ચંદ્રની મહાદશાનાં વર્ષાદિને ગુણતાં વર્ષાદિ ૧૦૩।૦।
૧૮।૨૭।૨૪ થયા, તેને **અંશયોગ ૧૪૫** થી ભાગતાં વર્ષાદિ ૦।૮।૧૫।
૫૧।૩૦ ચંદ્ર મહાદશામાં શુક્રની અંતર્દશા થઇ, તેવીજ રીતે ચંદ્રની મહા-
દશાનાં વર્ષાદિને **સૂર્યના જાતાંરંશાઃ** ૨૧ થી ગુણતાં વર્ષાદિ ૧૮૦।૪।૪
૨।૫૭ થયા, તેને **અંશયોગ** ૧૪૫ થી ભાગ્યા તો વર્ષાદિ ૧।૨।૨૭।૪૫।૭
ચંદ્રની મહાદશામાં સૂર્યની અંતર્દશા થઈ, એ ચારે અંતર્દશાનાં વર્ષાદિનો
યોગ કર્યો તો વર્ષાદિ ૮।૭।૧।૩૭।૧૭ થયો. તે જેટલાં ચંદ્રની મહાદશાનાં
વર્ષાદિ હતાં તેટલાંજ થવાં જોઈએ. **એ રીતે દરેક ગ્રહોની અંતર્દશાઓ કરવી.**

इत्याभ्योविदशास्ततोप्युपदशा स्ताभ्यश्चसूक्ष्मंफलं पंचांशोनदिनद्वयंतुकलयेत्यायुः कृतं दृश्यते ॥ पक्षैः खेटलवांतरेण च भवेन्मासांतरं चायुषः प्रोक्तंयैस्तुदशादिलग्नजफलं तेभ्योतिदृग्भ्योनमः ॥३४॥

अन्वयः—इतिआभ्यः, विदशाः, ततः, अपिउपदशाः, च, ताभ्यः, सूक्ष्मंफलं; कलयाकृतं आयुः, पंचांशोनदिनद्वयं दृश्यते; च, पक्षैः, खेटलवांतरेण, मासान्तरं आयुः भवेत्; तु, यैः, दशादि लग्नजफलं प्रोक्तं, अतिदृग्भ्यः, तेभ्यः, नमः,—अस्तु ॥३४॥

अन्वयार्थः—**इति** એ પ્રકારે **आभ्यः** એ અન્તર્દશાઓથી **विदशाः** વિદશાઓ કરવી **ततः** તે વિદશાથી **अपि** પણ **उपदशाः** ઉપદશાઓ કરવી **च** અને **ताभ्यः** તે ઉપદશાઓથી **सूक्ष्मंफलं** સૂક્ષ્મફળ કહેવું **कलया** કળા વડે કરી **कृतं** કરેલું **आयुः** આયુષ્ય તે **पंचांशोनदिनद्वयं** પંચમાંશે રહિત બે દિવસ **दृश्यते** દેખાય છે **पक्षैः** ( સૌર, આર્ય અને બ્રહ્મ ) પક્ષો વડે કરીને **खेटलवान्तरेण** ગ્રહોના અંશાન્તરવડે **मासान्तरं** માસોના અંતરનું **आयुः** આયુષ્ય **भवेत्** હોય **तु** તો **यैः** જેમણે **दशादिलग्नजफलं** દશા પ્રવેશે લગ્નથી ઉત્પન્ન થયેલું ફળ **प्रोक्तं** કહ્યું છે (એવા) **अतिदृग्भ्यः** અતિ દૃષ્ટિવાળા **तेभ्यः** તે આચાર્યોને **नमः** નમસ્કાર **अस्तु** હો. ॥૩૪॥

**ભાવાર્થ**—જેવી રીતે **અંતર્દશાઓ** કરી તેવીજ રીતે અંતર્દશાઓથી **વિદશાઓ** કરવી, ને તેનાથી **ઉપદશાઓ** કરવી, અને તેઓથી સૂક્ષ્મ ફળ કહેવું. જો એક કળાથી આયુર્દા કરીએ તો ૧ દિવસ ને ૪૮ ઘડીનો થાય છે. અને **સૌર** તથા **બ્રહ્મ** વિગેરે **પક્ષના** ગ્રહોમાં અંશાદિકનો ફરક આવવાથી વર્તેલા **આયુર્દામાં માસાદિનો** ફેર પડે છે; તો દશાઓમાં પણ તેટલોજ ફેર પડે, માટે જે આચાર્યોએ દશાપ્રવેશ વખતનું લગ્ન કરી તે ઉપરથી ફળ કહ્યું છે; તેવા લાંબી દૃષ્ટિવાળા આચાર્યોને નમસ્કાર છે. ॥૩૪॥

**વિદશાનું ઉદાહરણ**—ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતર્દશા વર્ષાદિ ૪।૧૧।૨૧।૦।૩૦ ની છે, તેમાં વિદશાઓ કરવી છે. તો ચંદ્રની મહાદશામાં જેમ અંતર્દશાના પાચક જન્મકુંડલીમાં મહાદશા પતિથી જોયા છે, તેવી રીતે **અંતર્દશાધિપતિથી** જોતાં ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતર્દશાના **પાચક** ચંદ્ર, લગ્ન શુક્ર અને સૂર્ય ૨/૩, ૧/૩, ૧/૬, ૧/૭ થયા, તેના પણ પ્રથમ પ્રમાણે

સમચ્છેદ કરવાથી **હારાણાં નાશે કૃતે જાતારંશાઃ** ચં. લ. શુ. સૂ.
૮૪, ૨૮, ૧૨, ૨૧,
થયા, ને તેનો અંશ યોગ ૧૪૫ થયો. પછી ચંદ્રની મહાદશામાં **ચંદ્રની અંતર્દશા** વર્ષાદિ ૪।૧૧।૨૧।૦।૩૦ છે. તેને **ચંદ્રના જાતારંશાઃ** ૮૪ થી ગુણતાં વર્ષાદિ ૪૧૭।૧૦।૨૪।૪૨।૦ થયા. તેને **અંશ યોગ ૧૪૫** થી ભાગતાં વર્ષાદિ ૨।૧૦।૧૭।૩૨।૫૯ ચંદ્રની અંતર્દશામાં ચંદ્રની **વિદશા** થઇ. પછી તે ચંદ્રની અંતર્દશાનાં વર્ષાદિને **લગ્નના જાતારંશાઃ** ૨૮ થી ગુણતાં વર્ષાદિ ૧૩૯।૩।૧૮।૧૪।૦ થયા, તેને **અંશ યોગ** ૧૪૫ થી ભાગતાં વર્ષાદિ ૦।૧૧।૧૫।૫૦।૫૯ ચંદ્રની અંતર્દશામાં લગ્નની **વિદશા** થઈ, પછી તેજ પ્રમાણે ચંદ્રાંતર્દશાનાં વર્ષાદિને **શુક્રના જાતારંશા ૧૨** થી ગુણતાં વર્ષાદિ ૫૯।૮।૧૨।૬।૦ **થયા**, તેને **અંશયોગ** ૧૪૫ થી ભાગતાં વર્ષાદિ ૦।૪।૨૮।૧૩।૧૭ ચંદ્રની અંતર્દશામાં શુક્રની **વિદશા** થઇ, વળી તેજ પ્રમાણે ચંદ્રની અંતર્દશાનાં વર્ષાદિને **સૂર્યના જાતારંશાઃ** ૨૧ થી ગુણતાં વર્ષાદિ ૧૦૪।૫।૨૧।૧૦।૩૦ થયા, તેને **અંશયોગ** ૧૪૫ થી ભાગતાં વર્ષાદિ ૦।૮।૧૯।૨૩।૧૫ ચંદ્રની અંતર્દશામાં સૂર્યની **વિદશા** થઇ, એ ચારે વિદશાઓનો યોગ કર્યો તો વર્ષાદિ ૪।૧૧।૨૧।૦।૩૦ થયો; તે ચંદ્રની મહાદશામાં ચંદ્રની **અંતર્દશા** જેટલા વર્ષાદિની છે, તેટલાંજ થયાં. એ રીતે દરેક અંતર્દશાઓ ઉપરથી **વિદશાઓ** કરવી.

**ઉપદશાનું ઉદાહરણ**—ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતર્દશા તે મધ્યે લગ્નની વિદશામાં પણ અંતર્દશાની માફક **વિદશાપતિ ચંદ્રથી** જોતાં ચંદ્ર, લગ્ન, શુક્ર અને સૂર્ય ૧/૧, ૧/૩, ૧/૭, ૧/૪ દશાના પાચક **થયા**. તેનો પણ અંતર્દશાના માફક સમચ્છેદ કરવાથી, ચંદ્ર, લગ્ન, શુક્ર અને સૂર્યના **જાતારંશાઃ** ક્રમે ૮૪,૨૮,૧૨,૨૧ થયા. ને તેનો **અંશયોગ** ૧૪૫ થયો, ચંદ્રના જાતારંશાઃ ૮૪ થી **ચંદ્રની વિદશાનાં** વર્ષાદિ ૨।૧૦।૧૭।૩૨।૫૯ ને ગુણતાં વર્ષાદિ ૨૪૨।૧।૪।૧૦।૩૬ થયા, તેને અંશયોગ ૧૪૫ થી ભાગતાં વર્ષાદિ ૧।૮।૧।૩।૪૭ ચંદ્રની વિદશામાં **ચંદ્રની** ઉપદશા થઈ, તેમજ ચંદ્રની વિદશાનાં વર્ષાદિને લગ્નના જાતારંશા ૨૮ થી ગુણતાં વર્ષાદિ ૮૦।૮।૧૧।૨૩।૩૨ થયા. તેને અંશ યોગ ૧૪૫ થી ભાગતાં વર્ષાદિ ૦।૬।૨૦।૨૧।૧૬ ચંદ્રની વિદશામાં **લગ્નની** ઉપદશા ૧૪, તેવીજ રીતે ચંદ્રની વિદશાનાં વર્ષાદિને શુક્રના જાતારંશાઃ ૧૨ થી ગુણતાં વર્ષાદિ ૩૪।૭।૦।૩૫।૪૮ **થયા**. તેને અંશ યોગ **૧૪૫** થી ભાગતાં વર્ષાદિ ૦।૨।૨૫।૫૧।૫૯ ચંદ્રની વિદશામાં **શુક્રની ઉપદશા** થઇ, તેવીજ રીતે ચંદ્રની વિદશાનાં વર્ષાદિને **સૂર્યના** જાતારંશાઃ **૨૧** થી ગુણતાં વર્ષાદિ ૬૦।૬।૮।૩૨।૩૯ **થયા**, તેને અંશ યોગ **૧૪૫ થી** ભાગતાં

વર્ષાદિ ૦।૫।૦।૧૫।૫૭ ચંદ્રની વિદશામાં **સૂર્યની** ઉપદશા થઇ, એ ચારે ઉપદશાઓનો યોગ કર્યો તો વર્ષાદિ ૨।૧૦।૧૭।૩૨।૫૯ થયો, તે ચંદ્રની મહાદશામાં ચંદ્રની અંતર્દશા મધ્યે **ચંદ્રની** વિદશાનાં જેટલાં વર્ષાદિ છે તેટલાંજ થયાં.॥૩૪॥

**शाकोब्दाजनिमध्यमार्कभमुखं मासादितद्युग्दशा**
**ब्दाद्यंतत्रशके सभादितरणिर्मध्योदशादौभवेत् ॥**
**घस्रीभूतदशा पृथक्त्रिकुहता खांकाष्ट ८९० हृत्तद्युता**
**सास्यात्सावनिकादशाब्द पलयुक् तद्युक्जनिद्युव्रजः ॥३५॥**

अन्वयः—शाकः, अब्दाः, जनिमध्यमार्कभमुखं, मासादि, तद्युक्, दशाब्दाद्यं, तत्रशके, सभादितरणिः, दशादौ मध्यः भवेत् ॥ घस्री, भूतदशा, पृथक्, त्रिकुहता, खांकाष्टहृत्, तद्युता, सासावनिकादशा स्यात्; (किंविशिष्टा), दशाब्द पलयुक्, तद्युक्, जनिद्युव्रज,(कार्यः),

**अन्वयार्थः—शाकः** શક તે **अब्दाः** વર્ષ હોય **जनिमध्यमार्कभमुखं** જન્મ સમયના મધ્યમ સૂર્યનું રાશ્યાદિક તે **मासादि** માસાદિક હોય **तद्युक्** તેથી યુક્ત **दशाब्दाद्यं** દશાનું વર્ષાદિક **तत्रशके** તે શકને વિશે **सः** તે **भादितरणिः** રાશ્યાદિક સૂર્ય **दशादौ** દશાદિકને વિશે **मध्यः** મધ્યમ **भवेत्** હોય **घस्री भूतदशा** દિન ભૂતદશા તે **पृथक्** ભિન્ન ભિન્ન મૂકવી **त्रिकुहता** ૧૩ વડે ગુણેલી (તે) **खांकाष्टहृत्** ૮૯૦ વડે ભાગે લીધેલી **तद्युता** તે વડે યુક્ત **सा** તે **सावनिका** સાવન દિનાદિ **दशा** દશા **स्यात्** હોય ( **किंविशिष्टा** કેવી ) **दशाब्दपलयुक्** દશાનાં વર્ષના જેટલી પળો એ યુક્ત **तद्युक्** તે વડે જોડેલો **जनिद्युव्रजः** જન્મ સમયનો અહર્ગણ (**कार्यः**) કરવો. ॥૩૫॥

**ભાવાર્થ**—પ્રથમ દશાનો પ્રવેશ **જન્મ વખતેજ** જાણવો, **જન્મના** શકને **વર્ષો** જાણવાં; ને જન્મના રાશ્યાદિ ઇષ્ટ મધ્યમ સૂર્યને **માસાદિ** જાણી, તેમાં પ્રથમ દશાનાં વર્ષાદિ જોડવાં. તો તે **બીજી દશા પ્રવેશ સમયનો** શક તથા ઇષ્ટ મધ્યમ સૂર્ય થશે, તેમાં તે પછીની દશાઓનાં વર્ષાદિ જોડવાથી, તે દરેક દશાઓનો **પ્રવેશકાળ** થાય છે, તેમજ પ્રથમ દશાનાં વર્ષાદિમાં બીજી દશાનાં વર્ષાદિ જોડવાથી, ત્રીજી દશાનાં પ્રવેશવર્ષાદિ થાય છે, એ પ્રમાણે દરેક દશાઓ **સંકલિતા** કરવી.

દશાનાં જેટલાં વર્ષાદિ છે, તેને **દિવસાદિ** કરવાથી **ઘસ્રીભૂત દશા** થાય છે, તેને બે જગ્યાએ મૂકવી એક જગ્યાએ ૧૩ થી ગુણી તેને ૮૯૦

વડે ભાગી **દિવસાદિ** ત્રણ ફળ લાવવાં, તેને બીજે મૂકેલી **ઘસ્રીભૂતદશામાં** જોડવાં. જે થાય તેમાં જેટલા **વર્ષની દશા** હોય તેટલી **પળો જોડવી.** તો તે **સાવનીકા** ( સાવનદિનાદિ ) દશા થશે. તેને જન્મ કાળના **અહર્ગણ** તથા ઇષ્ટ **ઘટયાદિમાં** જોડવી તો બીજી દશાના પ્રવેશ વખતનો **સાવયવ અહર્ગણ** ( અહર્ગણ અને ઇષ્ટ ઘડી ) તૈયાર થશે, તેમાં તે પછીની સાવનીકા દશાઓ જોડવાથી તે દરેક દશાઓના પ્રવેશ વખતનો સાવયવ અહર્ગણ તૈયાર થશે. ॥૩૫॥

**દશા સંકલિતાનું ઉદાહરણ—**પ્રથમ ચંદ્રની દશા, છે, તેનો પ્રવેશ જન્મના શક તથા ઇષ્ટમધ્યમ સૂર્ય વખતે થયો, પ્રથમ ચંદ્ર દશા વર્ષાદિ ૮।૭।૧૩।૭।૧૭ લખી. તેના નીચે જન્મનો શક ૧૮૦૫ તથા ઇષ્ટમધ્યમ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ લખ્યો. તેમાં ચંદ્રની દશાનાં વર્ષાદિ જોડયાં તો શાકે ૧૮૧૩ ને સૂર્ય રાશ્યાદિ ૯।૭।૪।૫૦ થયો, એ શક તથા ઇષ્ટમધ્યમ સૂર્ય જ્યારે થાય, ત્યારે ચંદ્રદશા પૂરી થઇ સમજવી, અને તે પછી શુક્રની દશાનો પ્રવેશ થયો **સમજવો**, એ પ્રમાણે દરેક ગ્રહાદિકાની દશાઓનો પ્રવેશ સમય ( અને ઉતરવાનો સમય ) કરવો, તેમજ એજ રીતે **અંતર્દશાઓ, વિદશાઓ અને ઉપદશાઓનો** પણ પ્રવેશ ( તથા ઉતરવાનો ) સમય કરવો.

**દશા પ્રવેશ અહર્ગણનું ઉદાહરણ—**પહેલી ચંદ્રની દશા **સૌર વર્ષાદિ** ૮।૭।૧૩।૭।૧૭ છે, તેને **સાવન** કરવા માટે વર્ષને ૧૨ થી ગુણી માસ ઉમેર્યા તો ૧૦૩ થયા, તેને ૩૦ થી ગુણી દિવસ ઉમેર્યા તો ૩૦૯૧। ૩૭।૧૭ દિવસાદિ ( ઘસ્રીભૂત ) દશા થઇ, તેને બે જગ્યાએ લખી એક જગ્યાએ ૧૩ થી ગુણ્યા તો **દિનાદિ** ૪૦૧૯૧।૪।૪૧ થયા, તેને ૮૯૦ થી ભાગી **દિવસાદિ** ત્રણ ફળ લાવ્યા તો ૪૫।૯।૩૦ આવ્યા, તેને **ઘસ્રીભૂત દશાના** બીજી જગ્યાએ લખેલા દિનાદિ ૩૦૯૧।૩૭।૧૭ માં ઉમેર્યા, તો દિનાદિ ૩૧૩૬।૪૬।૪૭ થયા. તેમાં દશાનાં **વર્ષ** ૮ છે, માટે ૮ **પળ** ઉમેરી તો દિનાદિ ૩૧૩૬।૪૬।૫૫ **ચંદ્ર દશા સાવનિકા** થઇ. તેમાં જન્મનો સાવયવ અહર્ગણ ( એટલે અહર્ગણ ને ઇષ્ટ ઘડી ) ૧૩૭।૪૮।૩૯ ઉમેર્યા, તો ૩૨૭૪-૩૫ ૩૪ ચંદ્રદશા ઉતરવાનો ને શુક્રદશા બેસવાનો અહર્ગણ અને ઇષ્ટ ઘડી થઇ. તેમાં શુક્ર દશા **સાવનાની** ૬૮૦૨।૪૦।૨૮ ઉમેર્યા, તો ૧૦૦૭૭।૧૬।૨ શુક્ર દશા બેસવાનો સાવયવ અહર્ગણ થયો, એ રીતે દરેક દશા સાવનિકા ઉમેરવી, તો તે પછીની દશા બેસવાનો **અહર્ગણ ઇષ્ટ ઘટી શુદ્ધ** તૈયાર થશે, પણ જ્યારે અહર્ગણ ૪૦૧૬ થી વધારે આવે ત્યારે તે **સાવયવ અહ-**

ગંણુને ૪૦૧૬ થી ભાગવા ને લબ્ધ આવે તેને જન્મના ચક્રમાં ઉમેરવાથી દશા પ્રવેશ સમયનું ચક્ર થાય છે, અને શેષ રહે તેને અહર્ગણ જાણુવો. ॥૩૫॥

तस्मात्सावयवाद्गणात्स्वकरणात् साध्यादृशादौखगाः
क्षेपान्जन्मखगान्प्रकल्प्ययदिवा साध्यादृशासावनात् ॥
तेस्पष्टाश्चतिथिश्चसंक्रम वशान्मासोदशादौतनुः
पूर्वोक्तं जडकर्म चात्रतुमया तल्लाघवंदर्शितम् ॥३६॥

अन्वयः—तस्मात्, सावयवात् गणात्, वा, स्वकरणात्, दशादौ, खगाः, साध्याः, वा, जन्मखगान्, क्षेपान्, प्रकल्प्य, दशासावनात् साध्याः, ते स्पष्टाः, च, तिथिः, साध्याः, च, संक्रमवशात्, मासः, दशादौतनुः साध्या; च पूर्वोक्तं, जडकर्म, अत्रतु, मया, तत्, लाघवं दर्शितम् ॥३६॥

**अन्वयार्थः—तस्मात्** તે **सावयवात्** સાવયવ **गणात्** ગણુથી **वा** અથવા **वकरणात्** પોતાના કરણુ ગ્રંથથી **दशादौ** દશાંપ્રવેશને વિશે **खगाः** ગ્રહો **साध्याः** સાધવા **वा** અથવા **जन्मखगान्** જન્મના મધ્યમ ગ્રહોને **क्षेपान्** ક્ષેપક **प्रकल्प्य** કલ્પના કરીને **दशा सावनात्** દશા સાવનથી **साध्याः** સાધવા **ते** તે ( મધ્યમ ગ્રહોને ] **स्पष्टाः** સ્પષ્ટ કરવા **तिथि** તિથિ **साध्या** સાધવી **संक्रमवशात्** સંક્રાંતિથી **मासः** માસ જાણુવો **दशादौ** દશાપ્રવેશને વિશે **तनुः** લગ્ન **साध्या** સાધવું **च** અને **पूर्वोक्तं** પૂર્વે આચાર્યોએ કહેલું **जडकर्म** કઠિન છે **अत्रतु** આ કેશવીમાં **मया** મેં **तत्** તે **लाघवं** સહેલું **दर्शितं** દેખાડયું છે. ॥૩૬॥

**ભાવાર્થ**—ઉપર બતાવેલા સાવયવ અહર્ગણુથી જન્મકાળના જે **પક્ષના** ગ્રહો કર્યા હોય, તે **પક્ષના** દશાપ્રવેશના ગ્રહો કરવા; અથવા પોતાના કર્ણુ ગ્રંથથી દશા સાવનીકાના દિનાદિને **સાવયવ અહર્ગણુ** જાણીને તેનાથી ગ્રહો કરી, તેમાં જન્મના ઈષ્ટ મધ્યમ ગ્રહો **ક્ષેપક** ધારી ઉમેરવા. તો તે દશા પ્રવેશના મધ્યમ ગ્રહો થાય છે, તેઓને સ્પષ્ટ કરવા;–તે ગ્રહો કયા દિવસના થયા તે જાણુવા માટે સ્પષ્ટસૂર્ય ચંદ્ર ઉપરથી **भक्ताभ्यर्क** પ્રમાણે તિથિ[1]

[1]—સૂર્ય મીન રાશિનો હોય ને સૂર્ય ચંદ્ર ઉપરથી ચૈત્ર માસની તિથિ આવે ત્યારે શકમાં એક ઉમેરવો તો અહર્ગણુ બરાબર આવશે.

લાવવી, સંક્રાંતિ પ્રમાણે માસ[1] લાવવો તથા દશાપ્રવેશ સમયનું લગ્ન સાધવું. પૂર્વાચાર્યોએ આ દશા સાવનીકા કરવાનું ઘણુજ વિસ્તારથી કહેલું છે; તે મેં આ કેશવીને વિષે સહેલથી બતાવ્યું છે. ॥૩૬॥

**ઉદાહરણ**—અહીં શુક્રદશા બેસવાનો સાવયવ અહર્ગણ ૩૨૭૪।૩૫।૩૪ છે. તે અહર્ગણ ૩૨૭૪ થી અહર્ગણોત્પન્ન સૂર્ય કર્યો તો રાશ્યાદિ ૧૧।૧૬। ૫૧।૫૪ થયો. તેમાં જન્મના ચક્ર ૩૩ નો **ધ્રુવોન ક્ષેપક** રાશ્યાદિ ૯।૧૯। ૩૭।૫૭ ઉમેર્યો તો રાશ્યાદિ ૯।૬।૨૯।૫૧ **પ્રાતર્મધ્યમ સૂર્ય** થયો. તેમાં ઇષ્ટ ઘટી ૩૫।૩૪ ને સૂર્યની મધ્યમ ગતિ કળાદિ ૫૯।૮ થી ગુણતાં કળાદિ ૩૫।૩ આવ્યા, તે ઉમેર્યા તો રાશ્યાદિ ૯।૭।૪।૫૪ **દશા પ્રવેશ સમયનો ઇષ્ટ મધ્ય સૂર્ય** થયો, ને દશા પ્રવેશનો સૂર્ય રાશ્યાદિ ૯।૭।૪।૫૦ છે, એ બેમાં સહેજ અંતર રહ્યું, જેથી**अल्पान्तरात्नदोषः** એ વચનથી થોડા અંતઃ-રનો દોષ નથી. માટે દશા પ્રવેશના ઇષ્ટ મધ્યમ સૂર્ય ૯।૭।૪।૫૦ નો ગ્રહ લાઘવ પ્રમાણે સ્પષ્ટ સૂર્ય કર્યો તો રાશ્યાદિ ૯।૭।૪૮।૧૭ દશા પ્રવેશ વખતનો સ્પષ્ટ સૂર્ય થયો, અને એજ દશા પ્રવેશ સમયના ચક્ર તથા અહર્ગણ તેમજ ઇષ્ટિથી **સ્પષ્ટ ચંદ્ર** કર્યો, તો રાશ્યાદિ ૫।૨૨।૧૫।૪૧ થયો, એ પ્રમાણે દશા પ્રવેશ સમયના દરેક ગ્રહો કરવા.

તિથિ સાધવા માટે સ્પષ્ટ ચંદ્ર રાશ્યાદિ ૫।૨૨।૧૫।૪૧ માંથી સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ ૯।૭।૪૮।૧૭ બાદ કર્યો તો શેષ રાશ્યાદિ ૮।૧૪।૨૭।૨૪ રહ્યા, તેના અંશાદિ ૨૫૪।૨૭।૨૪ થયા, તેને ૧૨ થી ભાગ્યા તો લબ્ધિ ૨૧ **ગતતિથિ** આવી, જેથી વદિ ૭ ને દિવસે **દશા પ્રવેશ** થયો; અને દશા પ્રવેશ સૂર્ય મકર રાશિનો છે, તેથી **પોષ માસ** થયો. તેમજ દશા પ્રવેશનું **લગ્ન** સાધ્યું, તો રાશ્યાદિ ૪।૨૪।૪૦।૫૯ આવ્યું, એ રીતે જે લગ્ન આવે તે ઉપરથી **દશા પ્રવેશ કુંડળી** કરવી.

બીજી રીતે દશા સાવનિકાના દિનાદિ ૩૧૩૬।૪૬।૫૫ નેજ **સાવયવ અહર્ગણ** ( એટલે ઇષ્ટ શુદ્ધાં અહર્ગણ) જાણીને તેના ઉપરથી ઇષ્ટ મધ્યમ સૂર્ય કર્યો તો રાશ્યાદિ ૭।૧૧।૩૭।૧૯ થયો, તેમાં **જન્મનો** ઇષ્ટિ મધ્યમ સૂર્ય રાશ્યાદિ ૨।૫।૨૭।૩૩ ને **ક્ષેપક** સમજી ઉમેર્યો, તો **દશા પ્રવેશ સમયનો** રાશ્યાદિ ૯।૭।૪।૫૦ **ઇષ્ટ મધ્યમ સૂર્ય** થયો, એ પ્રમાણે દરેક

[1] ૧–મેષે ચૈત્ર, વૃષભે વૈશાખ એ ક્રમે માસ જાણવા. પણ સંક્રાંતિના અંશો તિથિ કરતાં વધારે હોય તો પછીનો આવતો માસ જાણવો એટલે **મેષે વૈશાખ** ઇત્યાદિ.

ગ્રહો કરવા પણ સાવન દિનાદિથી ગ્રહો કરતી વખતે ચક્રનિઘ્ન ધ્રુવોન ક્ષેપક ઉમેરવો નહિ. કારણ કે તેનો સંસ્કાર જન્મના ઇષ્ટ મધ્યમ ગ્રહોમાં થયેલો છે.૩૬

**चंद्रःप्राप्तदशेश्वरस्य सुहृदुच्चस्वर्क्षसंस्थोदशा नाथाद्धीनवसप्तमोपचयगो दद्याच्छुभानीतिच॥ यस्मिन्भेत्रविधुः सजन्मनि तनु स्वायादिभावेयदा तत्तद्वृद्धिकरोथतत्क्षयकरः प्रोक्तेतरस्थानगः ॥३७॥**

**अन्वयः–प्राप्त दशेश्वरस्य, सुहृदुच्च स्वर्क्ष संस्थः, चंद्रः, शुभानि दद्यात्; च, दशानाथात् , धी नव सप्तमो पचयगः, (चंद्रः ); इति, शुभानि दद्यतुः, यस्मिन्भे, अत्रविधुः, सः, जन्मनि, तनु स्वायादिभावे, यदा, स्यात्, तदा, तत् तत् वृद्धिकरः, अथ प्रोक्तेतरस्थानगः, तत्क्षयकरः ॥ ३७ ॥**

**अन्वयार्थः—प्राप्तदशेश्वरस्य** પ્રાપ્ત થયેલી દશાના સ્વામીના **सुहृदुच्च स्वर्क्ष संस्थः** મિત્ર ઉચ્ચ અને પોતાની રાશિમાં રહેલો **चंद्रः** ચંદ્ર **शुभानि** શુભ ફળોનો **दद्यात्** આપે **दशानाथात्** દશાના સ્વામીથી **धी नव सप्तमो पचयगः** પાંચ નવ સાત ત્રણ છ દશ અગિઆર ( ઉપચય એટલે ત્રણ છદશ અગિઆર ) મા સ્થાનને પામેલો ( **चंद्रः** ચંદ્ર તે ) **इति** એ પ્રમાણે **शुभानि** શુભ ફળોને **दद्यात** આપે **यस्मिनभे** જે રાશિને વિશે **अत्र** આ દશા પ્રવેશમાં **विधुः** ચંદ્ર હોય **सः** તેજ ચંદ્ર તે **जन्मनि** જન્મ કાળને વિશે **तनुस्वायादिभावे** લગ્ન, બીજાને અગિઆર આદિ ભાવમાં ( અર્થાત્ લગ્નાદિ ગમે તે ભાવે ) **यदा** જો **स्यात्** હોય **तदा** ત્યારે **तत् तत्वृद्धिकरः** તે તે ભાવની વૃદ્ધિ કરે **अथ** ત્યાર પછી **प्रोक्तेतरस्थानगः** કહેલા કરતાં અન્ય સ્થાનને પામેલો ચંદ્ર તે **तत्क्षयकरः** તે ભાવનો ક્ષય કરે છે. ॥ ૩૭ ॥

**ભાવાર્થ**—દશા પ્રવેશ કુંડળીમાં જે ગ્રહની દશા હોય તેના મિત્રની રાશિમાં ઉચ્ચ રાશિમાં કે સ્વરાશિમાં ચંદ્ર રહ્યો, હોય તો તે દશા સારા ફળને આપે છે. અથવા દશાપતિથી ૫।૯।૭।૩।૬।૧૦।૧૧ સ્થાનમાં ચંદ્ર રહ્યો હોય. તો પણ તે દશા સારૂં ફળ આપે છે; એ રીતે સારૂં ફળ આપનારો ચંદ્ર દશા પ્રવેશ કુંડળીમાં જે રાશિનો હોય, તે રાશિ જન્મ કુંડળીમાં લગ્નાદિ જે જે ભાવમાં હોય, તે તે ભાવની વૃદ્ધિ ( એટલે તે તે ભાવનું સારૂં ફળ ) કરે છે. ને ઉપર કહેલા સ્થાનો કરતાં બીજા સ્થાનોમાં રહેલો

ચંદ્ર જે રાશિમાં હોય તે રાશિ જન્મ કુંડલીમાં જે ભાવમાં હોય તે ભાવનો નાશ કરે છે. ॥ ૩૭ ॥

**यद्द्रव्यंखचरस्य भावगृहदृग्योगादिसर्वंफलं योज्यंवृत्तिकृतिर्बला-दिहदशा यांचाथयोवैरियुक् ॥ पापः पापदशांविशेत्सचविपत् कर्त्ता थतद्भंगद स्तत्कालेबलवान्खगः शुभसुहृद्दृष्टेष्टसद्वर्गगः ॥३८॥**

**अन्वयः–खचरस्य, यत् द्रव्यं, भाव गृह दृग्योगादि सर्वफलं, वृत्तिकृतिः, बलात्, इह दशायां योज्यं, च, अथ, वैरियुक्, पापः, पापदशांविशेत्, सच, विपत्कर्ता, अथ तत् काले बलवान् खगः, सुभ सुहृद्दृष्टेष्ट सद्वर्गगः तद्भंगदः ( स्यात् ) ॥३८॥**

**अन्वयार्थः**—**खचरस्य** ગ્રહોનું **यत्** જે **द्रव्यं** દ્રવ્ય **भावगृह दृग्योगादि** ભાવફળ. રાશિફળ, દષ્ટિફળ અને યોગાદિ સર્વે ફળ **वृत्तिकृतिः** આ જીવીકા તે **बलात्** પડ્બલથી **इहदशायां** એ ગ્રહની દશામાં **योज्यं** યોજના કરવી **च** અને **अथ** ત્યાર પછી **वैरियुक्** શત્રુની રાશિ ભેગો અથવા શત્રુ ભેગો **पापः** પાપ ગ્રહ **पापदशां** પાપ ગ્રહની દશા પ્રત્યે **विशेत्** ગયેલો હોય ( અર્થાત્ પાપગ્રહની દશામાં શત્રુની રાશિમાં અથવા શત્રુના ભેગા રહેલા પાપગ્રહની દશા હોય ) **सच** તે **विपत्कर्ता** દુઃખ કર્તા થાય **अथ** ત્યાર પછી **तत्काले** તે દશા પ્રારંભને વિશે **बलवान्** બળવાળો **खगः** ગ્રહ તે **शुभसुहृद्दृष्टेष्ट सद्वर्गगः** શુભ ગ્રહ એવા મિત્રે જોયેલો હોય અને શુભ ગ્રહની રાશિમાં ષડ્વર્ગ વિશે પામેલો હોય તો **तद्भंगदः** તે દુઃખનો નાશ આપવાવાળો **( स्यात् )** હોય ( અર્થાત્ દુઃખનો નાશ કરે ) ॥ ૩૮ ॥

**ભાવાર્થ**—ગ્રહોનાં જે [૧]દ્રવ્ય, ભાવફળ, રાશિફળ, ને યોગાદિ સર્વ-ફળ તથા આજીવીકા સંબંધીનું દરેક ગ્રહો પોતાની દશામાં ષડ્બળના પ્રમાણથી ફળ આપે છે. અર્થાત્ પૂર્ણ બળવાન હોય, તો દરેક ફળો સંપૂર્ણ આપે છે, ને મધ્યમ બળવાન હોય, તો મધ્યમ, ને ઓછા બળવાળો

---

૧–શ્લોક૦ ॥ **ताम्रंस्यान्मणि हेमयुक्तिरजतान्यर्काच्च मुक्तायसी ॥**

**અર્થ**—સૂર્યાદિ ગ્રહોનાં ક્રમે તાંબુ, મણિ, સોનું, પીતળ, રૂપું, મોતી અને લોઢું એ દ્રવ્ય છે.

